શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाला

ग्रंथ ४

वल्लभकृत

# दुःशासनरुधिरपान

# आख्यान.

બ
વલ્લભ

સંશોધન કરી ટીકાસહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી
વડોદરા.

સંવત્ ૧૯૪૬ . સન ૧૮૯૦.
કીમત ૧—૦—૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur,

Baroda.

---

# PRACHIN KAVYA MALA

or

Old Gujrati Poetical Series,

## PART IV

POET VALLABH'S

# DUHSHÁSAN RUDHIR PÁN

AKHYÁN

*Published with annotations*

By

Hargovinddas Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D 1890.

Price Rs 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથિવી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસ્તુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમનો પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઈ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યવાદી કર્યા છે અને કવિતાને જેમ આપણે અધિક અનુસરીએ છીએ તેમ આપણે સ્નેહમા અને શક્તિમા ઈશ્વર પેઠે થઈએ છીએ

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે —

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poet , who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays

WORDSWORTH

જેઓએ આપણને ઉંચા પ્રેમ તથા ઉંચા ઉદ્યમ આપ્યા છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો, જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે

આપણા દેશમા તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામા આવે છે તે પ્રસિદ્ધ છે

સ્વદેશમાના બાગ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધનાઢ્ય ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનુ કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમા કહ્યુ છે અને સામાન્ય મનુષ્યો તેમ માને છે પણ ખરા અને તેવી સર્વ પ્રજાના સુખભોગમા વૃદ્ધિ થાય તેમનો આશિર્વાદ મેળવે છે

કવિના કવિતા અન્ત કાળમા ઉત્પન્ન થઇ સાહિત્યજ્ઞોના અંતઃકરણમા પ્રવેશી સર્વની સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે બાગથી વૃદ્ધ-ર થી થાક લાગી માને દુખમા વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે એવા એક સુખપ્રદ સા

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણાર્થ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગએલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બહાદુર મણિભાઇ જશભાઈ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબહાદુર જમસેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂંજાશંકર તથા રા. છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસોનાથી રચાવવામાં આવ્યું છે પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયો છે અને વધારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધાર્યું છે આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રમજ્ઞતા, રુચિ, રસિકતા, સાદ્બ્યતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતા-નીં પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યોછે, તેમાટે તેમનો અંત:કરણ પૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ

# વલ્લભનું ચરિત્ર.

જન્મપર્યંત એકજ ધંધો સ્વીકારી તેમાં મંડ્યા રહેનારા પુરૂષોજ અમુક ધંધામાં ખ્યાતિ મેળવી શકે છે જૂદા જૂદા અનેક વ્યવસાયમાં ગૂંચવાયલા હોવા છતાં જેઓ કવિ તરિકે પ્રખ્યાતિ પામી ગયા હોય એવા માધવ જેવા કોઇકજ સાંભળવામાં આવે છે માનસશાસ્ત્ર જાણનારા પંડિતો કહે છે કે, પ્રત્યેક મનુષ્ય સરખાવો કરી તુલના કરવાની, તર્ક કરવાની, સંભાવના કરવાની અને કલ્પના કરવાની શક્તિ ધરાવે છે—આ કવિતામાં એ શક્તિઓનુંજ માહાત્મ્ય બહુધા જોવામાં આવે છે માટે પ્રત્યેક મનુષ્ય કવિ થઇ શકે છે પણ જેમ સાધારણ મનુષ્યો કરતાં એકાદ પુરૂષમાં અમુક શક્તિનો પ્રભાવ વિશેષ જોવામાં આવે છે ત્યારે આપણે તેને તે બાબતમાં અસાધારણ શક્તિવાળો કહીએ છીએ તેમ જે પુરૂષનામાં એ શક્તિઓ અસાધારણપણે દીપી નીકળતી હોય છે તેનેજ પ્રાસાદિક કવિનું નામ મળે છે કલ્પના તો સહુ કોઈ કરે છે પણ શ્રોતાને ચમત્કાર ઉપજાવે એવી કલ્પના તો કોઇકનીજ હોય છે વર્ણન તો સહુ કોઇ કરે છે પણ શ્રોતાના અંતરમાં આબેહુબ ચિત્ર પાડી શકાય એવું તો કોઇકજ કરી શકે છે વાર્તા તો સહુ કોઈ કહે છે, પણ શ્રોતાના મનને તેમાં તદ્રૂપ કરી નાખવાની છટા તો કોઇકમાંજ હોય છે એવીજ રીતે કવિ તો સહુ કોઇ થઇ શકે પણ જેનું જન્મચરિત્ર જાણવાની આકાંક્ષા થાય એવા તો કોઇકજ નીપજે છે

પ્રખ્યાત કવિઓમાંથી પણ કેટલાક શાંત અને નિગૂઢ કુતૂહળવાળા હોય છે તથા કેટલાક ધામધૂમિયા અને પ્રસિદ્ધ કુતૂહળવાળા હોય છે પેહેલા વર્ગમાં પ્રેમાનંદ અને બીજામાં તેના પુત્ર વલ્લભને આપણે મૂકી શકીએ છીએ વલ્લભની કવિતા ઉપરથી પણ તેના સ્વભાવનું કાંઇક અનુમાન કરવાનું બની આવે તેમ છે તેમ છતાં વળી તેના વિષે આપણે જે ખબર ભેગી કરી શક્યા છીએ તેથી તે અનુમાન સુદૃઢ થાય છે એના ઉદ્ધમાતિયા સ્વભાવનો છતાં તેણે ઉત્તમ કવિતા કરી છે અને વળી તે એવી ઉત્તમ કે જેથી કરીને આપણી ગૂજરાતી ભાષાના સાહિત્યમાં સારો વધારો થઈ શકે એણે નવે

રસનાં નવ જૂદા જૂદાં કાવ્યો રચેલાં છે જેમાંથી નમૂના તરિકે વીરરસ કાવ્ય પસંદ કરી આ પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કર્યું છે. તેણે નાટકો અને ગ્રંથો પણ લખ્યા છે. આખ્યાનો અને કથાઓ પણ લખી છે બીજા જૂના કવિઓ કરતા તેનામા વિશેષ લક્ષણ એક જોવામા આવતુ હતું કે તે જૂના સંસ્કૃતાદિ ગ્રંથોમાથી કથાભાગ પસંદ કરવાને ઠામે કાંઇક નવીન યોજનાઓ પસંદ કરીને કાવ્ય કરતો હતો જે વખતમાં ગુજરાતી ભાષા ખેડાયલી નહિ અથવા તેના સાહિત્ય તરિકે વ્યાકરણ, કોશ, કવિતાદિનું સાધન નહિ તે વખતે આવા મહાકવિએ આવી સુંદર સાહિત્ય ફુલવાડી શી રીતે ગૂંથી હશે તે જાણવાને સહુ કોઇને સ્વાભાવિક રીતે ઇચ્છા થાય. પણ જૂના વખતમા ચરિત્રો લખવાનો પ્રચાર નહિ તથા તે કવિઓની પછી તેમના વંશમા કોઇ કવિતાના શોખી પુરૂષો ઉત્પન્ન થયા નહિ તેથી તેમની ક્રમવાર વિશેષ હકીકત મેળવવી બહુ દુર્ઘટ થઇ પડી છે. એમ છતા પણ ઘણા યત્નથી વલ્લભ કવિની કેટલીક હકીકત અમે મેળવી શકયા છીએ અને તેનેજ તેના ચરિત્ર રૂપે વાંચનારની આગળ રજુ કરીએ છીએ.

શ્રીમન્મહાકવિ પ્રેમાનંદનો એ જ્યેષ્ઠ પુત્ર હતો તેથી વાચનાર જાણી જશે કે તે ચોવીશો બ્રાહ્મણ હોઇને વડોદરાની મહમદવાડીમા રહેતો હતો એની માતાનુ નામ હરકોર હતુ. તેનો જન્મ ઘણું કરીને પ્રેમાનંદ કવિની ૩૨–૩૩ વર્ષની વયે થયો હતો. બાલ્યવયમા ઉપવીત સંસ્કાર પામ્યા પછી તેણે પિતાની પાસે સંસ્કૃત તથા હિંદી ભાષાઓના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો એના સંબંધમાં વળી એમ પણ કહેવાય છે કે તેણે પંજાબી ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો હતો, પણ એ વિષે વિશેષ ખાત્રી લાયક ખબર તેના બીજા ગ્રંથો જોયા પછી કદાપિ આપણને મળે તો મળે આ કૂકડ કવિની બાલ્યવયની કાંઇ વિશેષ હકીકત એથી વધારે મળતી નથી તથાપિ પુત્રના લક્ષણ પારણામાંથી જણાય તેથી આપણે ધારી શકીએ છીએ કે તે બાલ્યવયમા કેવળ શાંત અભ્યાસી નહિ હોય પણ ઉદ્ધત અને તોફાની હશે. પોતાના પિતા કવિ હતા તથા તેમની પાસેથી કાવ્યની કેળવણી મળેલી એટલે તે સ્વાભાવિક રીતેજ કવિતા કરવા માડે એમાં કાંઇ વિસ્મય જેવું નથી તે બાળપણામાં છૂટક કવિતાઓ કરતો હશે.

એ કવિના પિતા પ્રેમાનંદને કોઇ માધવ નામે ગૃહસ્થ સાથે સારી મિત્રતા હતી તથા તેના તરફથી પ્રેમાનંદને સારો આશ્રય મળતો હતો.

તેમજ પ્રેમાનંદના પુત્ર તરિકે તે વલ્લભ ઉપર પણ સારો ભાવ રાખતો હતો તેથી તેની ઉદારતા, સૌજન્ય, મિત્ર પ્રેમ, વગેરે સદ્ગુણથી વલ્લભનું કવિતા મય હૃદય દ્રવિત થઇ ગયું અને તેથી તેણે પોતાના કવિતા મંદિરના પ્રથમ સ્તંભ તરિકે માધવકાવ્ય નામે ગ્રંથ કરી પોતાના પિતાના ગુરુરૂ આશ્રયદાતા મિત્રની સ્તુતિ કરી આમ કરવામાં તેનો આશય એવો નહિ હતો કે તેને સારૂ લગાડવું, પણ પોતે પોતાના ગુરૂ પ્રેમાનંદના તથા તેના મિત્રના અનૃણી થવું એ હેતુ હતો ગ્રંથ લખીને તેણે પ્રશંસા પામવાને ઇંગદે પોતાના પિતાને દેખાડ્યો, પણ પરિણામ તો તેના ધારોથી ઉલટુંજ થયું આપણે પ્રેમાનંદના ચરિત્ર ઉપરથી જાણીએ છીએ કે પ્રેમાનંદ નિરભિમાની અને અતિ વિનયવાળો છતાં કોઇની પ્રશંસા કરવાથી વિરુદ્ધ હતો તેને આ પોતાના પુત્રે કરેલી ભાટાઇ કેમ રૂચે ? તેણે વલ્લભની સમક્ષ એ માધવ વિજયને વગોવ્યો અને કવિ થઇને આવી ભાટાઈ કરવી તે કરતાં કવિતા નજ કરવી એ ઉત્તમ છે એવો ઠપકો દીધો પણ આ વાત વલ્લભને ગળે ઉતરી નહિ તેથી તેણે પિતાના અતિ વિનય ઉપર પોતાના મનમાં ખીજ કરી અને પોતાનો ગ્રંથ પાછો લેઇ ગયો તે દિવસથી પ્રેમાનંદે વલ્લભને વલ્લભભાટ કહી બોલાવવો શરૂ કર્યા જેથી છેવટે ખીજવાઇને તેણે માધવકાવ્યનો નાશ કર્યો

એક વખત પોતાના પિતા પ્રેમાનંદ ખુશીમાં બેસ હતા તે વખતે વલ્લભે વિનયથી પ્રશ્ન કર્યો કે જ્યારે તમે કોઇની સ્તુતિના કાવ્ય કરવાનું ના પસંદ કરોછો ત્યારે મારે કવિતા કેવી કરવી ? કવિએ કહ્યું કે કોઈ મનુષ્યના ગુણ ગાવારૂપ ખુશામત કરવી નહિ કેમકે તેની કવિતાઓ સર્વને ઉદ્ધારક થતી નથી, તેમ તે ગમે તેવી સારી હોય તથાપિ કવિની સ્વાર્થબુદ્ધિ તેમાં બીજાને જણાય છે તેથી લોકો તે કવિતાનો આદર પણ નથી કરતા તેમ કવિના ઉચ્ચ ગુણોની ખ્યાતિ દબાઇ જાય તે લઘુતા પામે છે, જેથી તેના બીજા ઉત્તમ કાવ્યો વિષે પણ લોકો હલકું મત બાંધે છે વલ્લભે પૂછ્યું કે ત્યારે પુરાણાદિકમાંથી બીજ લેઇ કવિતા કરવી તે પણ યુધિષ્ઠિરાદિક પુરૂષોનાજ વખાણ છે કે બીજું કાંઇ ? પિતાએ ખુલાસો કર્યો કે તેમાં કવિની સ્વાર્થ બુદ્ધિ જણાતી નથી તેમ તેઓ સર્વમાન્ય છે અને લોકને તે વાંચવાથી લાભ થાયછે કદાચ સામળની પેઠે કોઇ કલ્પિત પાત્ર લેઇને કવિતા કરવામાં આવે તો ઝાઝો બાધ નથી પણ જૂના પ્રસિદ્ધ ઇતિહાસોનું કથન કરવામાં કાવ્યના

હેતુઓ જે, *'काव्यंयशसेर्थकृते,' ઈત્યાદિ છે તે સર્વે સિદ્ધ થાય છે વલ્લભની ઈચ્છા તો કોઇ રાજકવિ થવાની હતી, પરંતુ પ્રેમાનંદે તેની ઈચ્છાનો ઘણો તિરસ્કાર કર્યો ત્યારે વલ્લભે જેમ તેમ કરી પોતાની મનોવૃત્તિ બદલી અને કાવ્ય પણ પોતાના પિતાના કહેના પ્રમાણે પુરાતન કથાઓના બીજ લેઇ રચવાનો વિચાર રાખ્યો

પ્રેમાનંદ કવિના વખતમા સામળભટ્ટ કવિ થયા હતા તેની સાથે પ્રેમાનંદને કવિતાવિષે વાદ થયો હતો કલ્પિત વિષય લેઈ તે ઉપર જનરંજન કલ્પના કરવી તે કવિતા, કે પુરાતન કથા બીજ લેઈને તેને વિસ્તારી વૃક્ષ રૂપે કરી અલંકારાદિકવડે તેને નવપલ્લવવાળુ અને ચિત્રચમત્કૃતિવડે તેને પુષ્પવાળુ કરી રસાદિકથી પરિપૂર્ણ ધર્માર્થાદિક ફળ આપનારૂ કરવુ તે કવિતા ? એ તેમનો તકરારનો વિષય હતો આ તકરારમા વલ્લભે પોતાના પિતાના બચાવમાટે ઘણુ લખ્યુ છે, જે મોટા વલ્લભગ્રંથવડે પ્રસિદ્ધ થશે ત્યારે જોવામા આવશે વલ્લભ મશ્કરો હતો તેથી સામળભટના બાડા પુત્રને ઉદ્દેશીને તેણે કહ્યું છે કે અમે વલ્લભ અને જીવણરામ જેવા સુપુત્રો જેનો બચાવ કરનારા છીએ તેને તુ (સામળ) શુ જીતનાર છે, કેમકે તારો બાડો પુત્ર શુ કરી શકનાર છે?

સામળના જેવી કવિતા કરવાનુ કામ પ્રેમાનંદે પોતાના વીરજી નામે શિષ્યને સોપ્યુ હતુ, અને તેથી તેણે સુરેખાહરણ નામે પુસ્તક લખ્યુ પણ એ પુસ્તક સામળની પદ્માવતીની વાર્તાની બરોબરી કરી શકે એવુ ન થયુ તેથી વલ્લભે વીરજીની ઘણી ઘણી મશ્કરી કરી છે અને તેના નામનો વિગ્રહ કરીને તે તેને વારંવાર કહેતો કે તમે તો વીર-જી એટલે વીરની જી (માતા) છો તાત્પર્ય કે તારા જેવા બાયલાથી શુ સામળની બરોબરી થવાની છે? વલ્લભ બીજાને આમ કહીને બેસી રહ્યો હોત તો આપણે તેના તેવા અભિમાનને હસી કાઢત, પણ તેણે તરતજ સામળની અંગદવિષ્ટિ જેવુ કૃષ્ણવિષ્ટિ નામનું પુસ્તક લખીને સામળને છક્કડ ખવરાવી છે કૃષ્ણ કવિ વલ્લભ પોતાના તે ગ્રંથમા લખે છે કે, સામળ! વાનરની વિષ્ટિકાર હરખી રાજ્યગજના દાવેગ વધ્યો

---

* काव्यंयशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये । सद्यःपरनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥

શકાતા નથી તે પણ તું સમજી શકતો નથી અને તેમ છતાં કવિપદ ધારણ કરી બેઠો છે! પણ હાવભાવની મૂર્તિરૂપ કૃષ્ણને વિસ્તાર વર્ણવીને હું તારા કાવ્યને ઉત્કૃષ્ટ ખરાવું છું તે તું જો!

પ્રેમાનંદે રત્નેશ્વરને મરાઠી જેવી કવિતા કરવાનું સોંપ્યું હતું, પણ મોરોપંત કે વામન જેવી ગુજરાતી કવિતા કરીને તે પ્રેમાનંદને પ્રસન્ન કરી શક્યો નહિ. રત્નેશ્વરની કાવ્યશક્તિ વિષે પ્રેમાનંદનું ઊંચું મત હતું તથા એવો શિષ્ય પોતાને છે તેથી પોતે તેનેમાટે મગરૂર હતા તથાપિ તેણે પોતાની પ્રતિજ્ઞા પાળી છે એમ પ્રેમાનંદે કદી કહ્યું નથી. પણ જે કામ પ્રેમાનંદના બીજા શિષ્યોએ ન કર્યું તે વલ્લભે કર્યું. તેણે હિંદીના જેવી ગુજરાતી ભાષામાં ઉત્તમ કવિતા કરીને પ્રેમાનંદને ખુશ કર્યાં. ગુજરાતી ભાષાના સાહિત્યનો સુધારો કરવામાટે પ્રેમાનંદનો મોટો પ્રયાસ હતો અને તે પોતાની ઇચ્છા પ્રમાણે થાય નહિ ત્યાં સુધી પાઘડી ન પહેરવી એવી તેની પ્રતિજ્ઞા આપણે પ્રેમાનંદના ચરિત્રમાં વાંચી ગયા છીએ. વલ્લભે હિંદીભાષાના કાવ્યો જેવું એક કૃષ્ણવિષ્ટિ કાવ્ય રચીને પ્રેમાનંદને બતાવ્યું. તે જોઈને પ્રેમાનંદ અતિ પ્રસન્ન થયા અને વલ્લભને કહ્યું કે હું તારા આ કાવ્યથી ઘણો પ્રસન્ન થયો છું માટે તેથી તું જે માગે તે હું તને આપું. વલ્લભે કહ્યું હું જે માગીશ તે તમારાથી નહિ અપાય. કવિએ કહ્યું હું જરૂર આપીશ, ત્યારે વલ્લભે કહ્યું તમે જે કાર્યનેમાટે પ્રતિજ્ઞા લીધી છે તે કાર્ય મેં સિદ્ધ કર્યું એમ તમે પોતે જો કબુલ કરો છો તો હવે આ પાઘડી (પાસે પડેલી પોતાની) પહેરો. હિંદી જેવું કાવ્ય કરવાનું તમે ફરમાન કર્યું તે માથે ચઢાવી મેં પણ એવી જ પ્રતિજ્ઞા લીધી હતી કે મારે તે કાર્ય સિદ્ધ કરી પિતાને પાઘડી પહેરાવવી. આ ઉપરથી પ્રેમાનંદે માથે પાઘડી મૂકી, અને તેથી વલ્લભને અતિ હર્ષ થયો હતો. પરંતુ પોતાની સઘળી પ્રતિજ્ઞા પરિપૂર્ણ ન થવાથી પ્રેમાનંદે પાઘડી પહેરવાનું જારી રાખ્યું નહિ.

વલ્લભે કુંતીપ્રસન્નતાખ્યાન, યક્ષ પ્રશ્નોત્તર, કૃષ્ણવિષ્ટિ, [illegible] ઝઘડો, પ્રેમાનંદ કથા, વગેરે ઘણા ગ્રંથ લખેલા છે.

એ સિવાય તેણે કરેલા કેટલાક ગ્રંથો અધૂરા રહેલા છે. અધૂરા રહેલા॥ કારણમાં એમ કહેવાય છે કે વલ્લભે પોતાના ઉદ્ગારનો [illegible] પોતા॥

પિતાને માઠું લાગે એવું કાંઈક કર્યું, તેથી પ્રેમાનંદે તેને શાપ દીધો કે તારાં પુસ્તક હવેથી પૂરાં થવાનાં નથી. ત્યારપછીનાં પુસ્તક અધૂરાં છે. એ અધૂરાં પુસ્તકની સંખ્યા પણ ઘણી મોટી છે.

વલ્લભનું છેલ્લું પુસ્તક પ્રેમાનંદકથા છે. તેમાં તેણે પ્રેમાનંદનું ચરિત્ર રસાલંકારમય વર્ણવ્યું છે. આ પુસ્તકના આરંભમાં તેણે તે પૂરૂં થવામાટે પિતાની પ્રાર્થના કરી છે. આ ગ્રંથમાં તેણે કોઈ શબ્દ તોડયો નથી કે બગાડયોનથી તેમ બહુધા ગુજરાતી શિવાય બીજી ભાષાના શબ્દો પણ લીધા નથી. તેમ કરવાનું કારણ તે લખેછે કે મારા પિતાને પ્રસન્ન કરવાને મેં આ તેમનીજ દર્શનું પુસ્તક લખ્યું છે.

વલ્લભની કવિતા વિષે પ્રેમાનંદ કવિ વારંવાર તેની પાછળ કહેતા કે મારા ચારે મુખ્ય શિષ્યોમાંથી આણે મારૂં પણ પાળ્યું પણ મારૂં કહ્યું માન્યું નહિ. એના ઉન્મત્ત અને ફક્કડ સ્વભાવને લીધે પ્રેમાનંદ તેને વલ્લભ ગાંડો કહીને બોલાવતા હતા.

પ્રેમાનંદનાં મરણ પછી તેની મીલકતના ભાગ વેહેંચતી વખતે વલ્લભે પોતાના ભાઇ જીવણરામ (એનું બીજું નામ દુલ્લભ હતું)ને કહ્યું કે મને કદાશ તું બીજી કાંઈ મિલકત નહિ આપે તો તેની મારે દરકાર નથી; પણ મંહાકવિનાં પુસ્તકો માત્ર મને આપી દેજે તેથી હું સંતુષ્ટ થઈશ. પુસ્તકોની વેહેંચણ આપણે કરવી નથી કેમકે તેમ થવાથી પુસ્તકો નાશ પામે છે. એ બાબત તેણે રત્નેશ્વરની હકીકત કહી બતાવી કે, રત્નેશ્વરના મુઆ પછી તેના દીકરાઓએ તેનાં પુસ્તકો વેહેંચી લીધાં. પુસ્તકો વેહેંચતાં તેનું કરેલું ભાગવત પણ બે ભાગમાં વહેંચાયું જેથી તેના થોડા સ્કધ એક ભાઇને અને થોડા બીજા ભાઇને મળ્યા અને એવી રીતે આખું પુસ્તક વીખાઇ ગયું તેથી તેના કેટલાક સ્કધ તો બિલકુલ હાથ લાગતા નથી. આથી જીવણરામે પૈસા વગેરે મિલકત લીધી અને વલ્લભને થોડાક પૈસા આપી બાકીની મિલકતને બદલે પ્રેમાનંદનાં પુસ્તકો આપી દીધાં. પ્રેમાનંદના મુઆ પછી પણ તેનો મિત્ર માધવશેઠ વલ્લભને આશ્રય આપતો હતો પણ માધવશેઠના ગુજર્યાં પછી વલ્લભને કાંઇ આશ્રય ન હોવાથી તથા કોઇની ખુશામત કરવી નહિ એવો પિતૃવચનને લીધે આગ્રહ હોવાથી પૈસાની તંગી પડી હતી એમ કહે છે. સંતાનમાં તેને એક દીકરી હતી એમ કહેવાય છે પણ તે વિષે કાંઇ ખાત્રી

લાયક હકીકત મળી શકતી નથી. પોતાની તંગીના વખતમાં પણ તે કોઈની નોકરી કે યાચના કરતો નહોતો, પુસ્તકો વાંચતો અને સુઈ રહેતો તેથી લોક તેને સુસ્ત કહેતા હતા. પરંતુ કવિતાના કામમાં તે ઘણો મેહેનતું હશે એમ તેનાં પુસ્તકોજ કહી આપે છે.

વલ્લભને કોઇની સાથે સ્નેહ નહોતો. તેના ગરમ સ્વભાવને લીધે તથા ખરૂં હોય તે ઝટ કહી નાખવાની ટેવને લીધે એને કોઇ સાથે બનતું નહિ તેથી તે ઘણો વખત પોતાના ઘરમાંજ બેશી રહેતો હતો. જમવા ખાવા પણ પોતાની મરજીમાં આવે તો જતો. એવો એ દરકાર વિનાનો કવિ હતો.

વલ્લભનું મરણ ક્યારે થયું તે વિષે કાંઇ ચોક્કસ સાલ મળી આવતી નથી. કદાચ એના બધા ગ્રંથો પ્રસિદ્ધિમાં આવ્યેથી કાંઇ જણાઇ આવે કે અનુમાન કરવાને સાધન મળે. તેના મરણ પાછળ તેનાં પુસ્તકો તથા બીજી માલમતાવડે સારો ખરચ થયાનુ કહેવાય છે.

આ પ્રમાણે કવિના જીવનચરિત્રની ટુંકી નોંધ આપણે પૂરી કરીએ છીએ ખરૂં કહેવામાં નીડરપણું, બિનદરકારી, ફક્કડાઈ, પ્રતિજ્ઞા પાળવામાં દઢતા અને ગમે તેમ છતાં પણ પોતાના પિતા પ્રત્યે પૂજ્યભાવ એ તેના ગુણો હતા. ગુજરાતીભાષામાં તેણે અનેક ગ્રંથો લખીને તે ભાષાની સારી સેવા બજાવી છે એ તેનું પોતાના દેશી ભાઈઓ પ્રતિ ઉત્તમ કાર્ય છે. જે કવિઓ તંગીમાં નિર્વાહ કરીને પણ પોતાના કાવ્યના વ્યસન પછવાડે સતત મંડયા રહેછે અને ધનાદિકની વાંછનાથી કોઇની ખુશામત કરવાને પ્રવૃત્ત થતા નથી તેજ મહાન્ કવિપદને યોગ્ય થાય છે. એ આપણને વલ્લભના જીવનચરિત્રમાંથી શીખવાનું મળેછે. વ્યવહારની મોટાઇ, ધનની અભિલાષા, શ્રીમદાધની ખુશામત, બીજા રોજગારની આસક્તિ, એવા એવા ચિત્તને વ્યગ્ર કરનારા વિષયોને દૂર મૂકીને જેઓ કવિતા દેવીની અનન્ય ભાવે ઉપાસના કરે છે તેમના ઉપરજ તે સુપ્રસાદની વૃષ્ટિ કરે છે અને તેઓજ પોતાના દેશીભાઇઓને સાહિત્યનાં મીઠાં ફળ ચખાડી ચિરકાળ તેમની વાહવાહ અને ધન્યવાદને પાત્ર થઈ સત્કીર્ત્તિના શિખર પર ચઢી ગંધાક્ષત પામે છે.

---

# કાવ્યવિવેચન.

મહાભારત એ જાણે કવિઓને વર્ણન કરવા યોગ્ય વિષયોનો ભંડાર છે પ્રેમાનંદાદિ અનેક ગુર્જર કવિઓએ અને મોરોપંતાદિ અનેક મહારાષ્ટ્ર કવિઓએ તેમજ હિંદુસ્તાનના બીજા પણ અનેક કવિઓએ તેમાંના જુદા જુદાં આખ્યાનોનું ગદ્યમાં કે પદ્યમાં ભાષાંતર કરેલું છે ભાષાન્તર કરવા કરતાં વિશેષ કારીગરીની જેમાં અપેક્ષા છે એવી કાવ્યરચના પણ અસલના વખતથી કવિઓ તેમાંથી કરતા આવ્યા છે રામાયણ અને મહાભારત એ પૂર્વ પશ્ચિમ મહાસાગરોની શીતળ અને આનંદદાયક લેહેરો કવિઓ શ્રોતાઓને ઘણા કાળથી સુખદાયક રીતે પોહોચાડતા આવ્યા છે કાળિદાસ, માઘ, ભારવિ, શ્રીહર્ષ ભટ્ટિ, ભવભૂતિ, વગેરે સંસ્કૃત કવિના કાવ્યના વિષયો જુઓ, પ્રેમાનંદ, વામન મોરોપંત, મુક્ત, રત્નેશ્વર, વગેરે ભાષાના કવિઓ જુઓ, અને આજના પણ ઘણા કવિઓ જુઓ તેમને રસવર્ણનના આલંબનભૂત વિષયમાટે પૂર્વોક્ત ભંડાર વિના બીજું શું ઉપલબ્ધ થાય છે? આપણા વલ્લભ કવિએ પણ પોતાના વીરરસમય કાવ્યનો વિષય તેજ મહાભારતમાંથી પસંદ કર્યો છે ભારતમાંથી વિષય લેવો એટલે કવિએ બીજું કાંઈ વિશેષ કરવાનું નથી એમ ન જાણવું વિષય એ તો જાણે ભૂમિ છે તે ઉપર ઇમારત તદન નવીનજ ઉભી કરવાની છે, અથવા વિષય એ જાણે સાદી લીટીઓ દોરેલી છે, તેમાં રંગ પૂરીને આબેહૂબ હરણ કરવાનું કવિને હાથે સોંપવામાં આવે છે વિષયની રચના જો ચિત્તાકર્ષક હોય તો કવિની કારીગરી થોડી છતાં પણ તે દીપી ઉઠે છે જેમ આમજની કેટલીક વાર્તાઓ કદાચ કવિના મુખમાંથી ન નીકળતાં સામાન્ય વાર્તા કહેનારના મુખથી નીકળે તોપણ તે ચિત્ત ખેંચે છે કવિની ભાષાને વાર્તાનું રચન (plot) ઢાંકીને કવિની આબરૂ જાળવે છે પણ જ્યાં વસ્તુ નામમાત્રજ હોય અથવા વાર્તાવિષય સામાન્ય કે ચિત્તાકર્ષક ન હોય ત્યાં કવિની કારીગરી-જ મનુષ્યને આહ્લાદ આપે છે, ત્યાંજ કવિનું કવિત્વ જણાય છે મેઘદૂતમાં વિષય શો છે? દ્રૌપદીહરણમાં શો છે? અને તેજ પ્રમાણે દુઃશાસનવધમાં શો છે? કવિની વર્ણનછટાને અહીંજ ધન્ય કહેવી પડે છે કે, જે અલ્પ

વિષયના વર્ણનમા ઘણીવાર શ્રોતાઓને કંટાળો આપવા શિવાય—આનંદ આપીને ટકાવી રાખે છે, એટલુંજ નહિ, પણ અમુક રસમા મગ્ન કરીને તદ્રૂપ બનાવી દે છે।

દુઃશાસનવધ વિષે મરાઠીમા પણ એક મોરોપંતે આર્યાબદ્ધ કાવ્ય લખેલુ છે, પણ તેની સાથે આને ઝાઝો સંબંધ નથી, આમા જે છે તે તેમા નથી, અને તેમા છે તે આમા નથી ખાસ કાવ્ય તરિકે બન્ને ઉત્તમ છે. ગુજરાતીમા દુઃશાસન રુધિરપાન વિષે બીજા કોઈ કવિએ લખેલુ જાણવામા નથી, અથવા જો વિશેષ કહિએ તો ગુજરાતીમા વીરરસકાવ્ય અમારા જોવામા આ બીજુંજ આવે છે।

દુઃશાસન રુધિરપાનનો વિષય વીરરસ જમાવનારો જોઇએ તેવો યોગ્ય છે મહાભારતમા વર્ણવેલા યોધાઓ ધર્મયુદ્ધ કરનારા તથા સત્યશીલ રના એમ મનાતુ છે તેઓ સત્ય પ્રતિજ્ઞાવાળા તથા પરસ્પર જયની ઇચ્છા કરનારા હતા વલ્લભે પોતાના અંતરનો વીરરસનો ઉભરો કાઢવાને ભીમ સરખા નાયકને પસંદ કરવામા કવિએ યોગ્ય કૌશલ્ય વાપર્યું છે એમા શક નથી ભારતમા અને બહુધા પ્રાકૃત કવિઓએ ભીમનુ જે રૂપે વર્ણન કર્યું છે તેમા ભીમને બેઠો ભુખાળવો, ક્રોધી, અદ્ભુત બળશાળી, એવો વર્ણવ્યો છે વલ્લભ કવિએ તેને ક્રોધી, અતુલ્ય બળવાળો, દૃઢ પ્રતિજ્ઞાવાળો, પોતાના બળ ઉપર વિશ્વાસવાળો, મહાશુરો અને ભોળો વર્ણવ્યો છે કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે ભીમને ધીરોદ્ધત નાયક કહી શકાય છે વલ્લભે પ્રસ્તુત કાવ્યમા ભીમને બહુધા તેવો કર્યો છે બહુવા કહેવાનુ કારણ એ છે કે, ધીરોદ્ધત નાયક ભોળો નહિ પણ કપટી કહેલો છે જેમ,

मायापरःप्रचण्डश्चपल्योऽहङ्कारदर्पभूयिष्ठः ।
आत्मश्लाघानिरतोधीरैर्धीरोद्धतःकथितः ॥　　　　१

કાવ્યમા, કર્ણનો રથ ઉપાડી દેવામા ભીમ પ્રચંડ, હાથે ગદા લેઈને શત્રુસામે દોડવામા ચપળ, કૃષ્ણ સાથે વાત કરતા તેને ડરવાનુ કહેવામા અહંકારવાળો અને દ્રૌપદી આગળ વાત કરતા આત્મશ્લાઘાવાળો વર્ણવીને ભીમને કવિએ ધીરોદ્ધત બનાવ્યો છે, એ તેના સાહિત્યજ્ઞાનનો એક પુરાવો છે

જેવી રીતે રામાયણમાં રામને નાયક, સુગ્રીવને પીઠમર્દ અને રાવણને પ્રતિનાયકરૂપે વર્ણવ્યા છે, તેવીજ રીતે અહીં પણ ભીમને નાયક, કૃષ્ણને સહાયક અને દુઃશાસનને પ્રતિનાયકરૂપે વર્ણવ્યા છે. અમુક પાત્ર યોજને સાહિત્ય શાસ્ત્રની મર્યાદામાં રહીને જ્યારે તે પાત્ર બન્યું હોય ત્યારે તે શાસ્ત્રને જાણનાર પુરુષો કવિને વિશેષ અભિનંદન આપે છે, તેવુંજ અહીં છે. કૃષ્ણ સહાયક છતાં તેણે હાથમાં હથિયાર ન ઝાલવાના સંબંધી કરેલી પ્રતિજ્ઞા કવિ અહીં પણ વીસરી ગયો નથી જો કે તેની પ્રતિજ્ઞા વિષે આ ગ્રંથમાં કાંઇ ઈશારો સુદ્ધાં કરેલો નથી. કૃષ્ણને સર્વ સામાન્ય મત પ્રમાણે કપટી અને છળભેદ કરનાર તથા યુક્તિપ્રયુક્તિમાં કુશળ સહાયકરૂપે વર્ણવ્યો છે. પાંડવોના કોને ગાયેલો સુકૃત'। પોતાના બુદ્ધિપ્રભાવથી ચલાવનાર કૃષ્ણને પોતાના પ્રિય પાંડવોની પ્રતિજ્ઞાનું નિર્વહન કરવાની ગરજ સ્વાભાવિકજ હોય તે વાત કવિએ કૃષ્ણ અને અર્જુનના પ્રથમ સંવાદમાં બતાવી આપી છે એ વર્ણન એટલું તો સ્વાભાવિક અને ચમત્કૃતિજનક છે કે, મનુષ્ય સ્વભાવનું જેણે બારીક અવલોકન કર્યું હશે તેવો હરકોઈ વાચક કવિના આ ચાતુર્યને જોઇને તેને ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ. પાંડવોને જય અપાવવો એ કૃષ્ણને નિશ્ચયાત્મક હોવાથી જ્યારે બીજા વાંધા નિર્વિઘ્ન ઉતરતા હતા ત્યારે તે પોતે ઉઠી જાગે છે અને યુદ્ધભૂમિમાં અહીંથી તહીં યુક્તિઓ સાધવાને રખડતા માલમ પડે છે। પાંડવો ઉપરનો કૃષ્ણનો અપ્રતિમ પ્રેમ સિદ્ધ કરી બતાવવાને કવિએ આથી હવે શું વધારે કહેવું જોઇએ!

પ્રતિનાયક દુઃશાસનનું મહાપરાક્રમ ભારતમાં એટલું બધું વર્ણવ્યું નથી તથાપિ અહીં તેના પરાક્રમનો ચિતાર શ્રોતાના હૃદયપટમાં બેસાડવાને તેને પણ પરાક્રમી કરી દેખાડ્યો છે, એક વખત તો તે ભીમને પણ મૂર્છિત કરે છે, પણ પોતાના તે કથન તરફ શ્રોતાઓ અવિશ્વાસ ન લાવે માટે કવિ કેવું મરમ યુક્તિનું વચન બોલે છે। " દીપ દીપે મગતા ઝગથી!" એ તો હોલાતો દીવો તેજ મારે છે! કિંતુ પરાક્રમ વર્ણવ્યું છે તે પણ પરિણામે ભીમનેજ દીપાવવામાટે છે. અર્જુનનાયકનો પ્રતિનાયક કર્ણ છે અને દુઃશાસનનો તે સહાયક છે। કર્ણનું સ્વરૂપ ચીતરવામાં પણ કવિએ કચાશ રાખી નથી। અભિમાની ક્ષત્રિય વીરનું આબેહૂબ સ્વરૂપ જોવું હોય તો વક્તાએ કરેલું કર્ણનું વર્ણન વાંચવું! જો ભીમના કરતા કૃષ્ણ અને દુઃશાસન કરતા કર્ણ કાંઈ

ન્યૂન ગુણવાળા હોય અને કથા પ્રસગ બહુ વિસ્તારવાળો હોય તો તેમને પીઠ-મર્દ સજ્ઞા મળી શકત, પણ અહીં જેમ પીઠમર્દની જરૂર નથી તેમ કવિએ તેવા પાત્ર લીધા પણ નથી

કાવ્યમા કવિએ પૂરો રગ ધોઇ નાખીએ તો કાવ્યના વસ્તુની રૂપ રેખાઓ કેવી દૃષ્ટિગોચર થાય તે હવે આપણે જોઇએ કૌરવોના પિતાઓથી આરભી કવિ ગ્રથનો આરભ કરે છે ધૃતરાષ્ટ્રના અને પાડુના પુત્રો કેવી રીતે ઉપજ્યા તેનુ સક્ષેપ વર્ણન કર્યા પછી તેમની વચ્ચે યુદ્ધનો પ્રસગ કેમ ઉપજ્યો તે બતાવ્યુ છે પાડવો પ્રતિજ્ઞા પાળે એવા છે તે જણાવવા અભિમ યુવધ, પાર્થપ્રતિજ્ઞા અને જયદ્રથવધ વર્ણવ્યા છે જયદ્રથનો વધ કરવામા તો કૃષ્ણે અર્જુનને સહાય કરી હતી પણ હુ તો કોઈની સહાય લેનારજ નથી એવો ભીમને દૃઢ અભિમાન કવિએ વર્ણવતા શ્રોતાઓને પ્રસન્ન કરી નાખ્યા છે તે પછી યુદ્ધભૂમિની ગર્જનાનુ વર્ણન, દૂતમુખથી દુશાસન રુધિરપાન વિષે ભીમની પ્રતિજ્ઞાનુ કથન, કર્ણાદિકે કરેલુ દુર્યોધનનુ સાત્વન, દૂતે હેલુ રુધિરપાનની પ્રતિજ્ઞાનુ કારણ ભીમે સભામા કરેલી પ્રતિજ્ઞા વિષે કૃષ્ણનો વિચાર, દ્રૌપદીને સાધનભૂત કરીને ભીમના ક્રોધનુ ઉદ્દીપન, દ્રૌપદી અને ભીમનો નાક્કનહ ભીમનુ રાત્રે શત્રુ પ્રતિ દોડવુ, કૃષ્ણે કરેલુ ભીમનુ નિવર્તન અને તેમા કૃષ્ણની ચમત્કારિક યુક્તિ પ્રભાતનુ વર્ણન, કર્ણકૃત હસ્તી-વ્યૂહ કૃષ્ણકૃત સિહ યુદ્ધ વ્યૂહમા ભીમને ઠેકાણે રાખવામા કૃષ્ણની યુક્તિ અને પ્રપચ ભીમકૃત શિવસ્તુતિ વ્યૂહમા ઉભા રહેવામા ભીમની દિલગીરી યુદ્ધ પ્રસગ, સુયોધાસેનપરાજય, કર્ણ ભીમનુ યુદ્ધ દુશાસન અને ભીમનુ યુદ્ધ, ભીમે કરેલુ દુશાસનનુ રક્તપાન, અને ઉપસહાર એ રીતે ગ્રથનો વિષય સમાપ્ત થાય છે એ વિષય એવો એ બીજા સાથે સકળાયેલો છે તથા તે એવો ક્રમવાર ગોઠવ્યો છે કે તેમાથી અમુક વિષય તો શુ પણ અમુક પદ ઉપાડી લેવાથી તુરત મબધ તૂટી જાય એ આ આખ્યાનની વસ્તુ સકલનાનુ ચાતુર્ય છે ગ્રથના રુધિરપાનરૂપ ઉપક્રમ અને ઉપસહારની એકરૂપતા, વીરરસ વર્ણનનો એક સરખો અભાવ મહાભારતાદિમા વર્ણેલા એ વિષય કરતા નવીન રીતે વસ્તુસકલના રૂપ અપૂર્વતા, પ્રભાતવર્ણનાદિ અર્થવાદ, અને કૃષ્ણ સહાય, ભીમનુ શૂરત્વ વગેરેના રસમય વર્ણનથી ગ્રથના નામનુ નિર્વહન કરવારૂપ ઉપપત્તિ, એ નવળુ પરીક્ષાની દૃષ્ટિથી જોઇને આપણે

વલ્લભને ધન્યવાદ આપ્યા વિના રહી શકતા નથી। છૂટક છૂટક કવિતા કરવી અથવા જેમાં વસ્તુસંકલનારૂપ ચાતુર્યની અગત્ય નથી એવાં એકાદ ખંડકાવ્યને વિસ્તારવું તેના કરતાં આમ કેવળ સરસ વસ્તુનું એક આખું બનાવવું અથવા કેવળ સુનહેરી પટ નિર્માણ કરવું એ મહાકુશળ કારીગરનું કામ છે એમાં સંદેહ નથી। વલ્લભના આ કાવ્યને જો કોઈ કવિ હોઠને વર્ણવવા ધારે તો તે આટલા આગળ શિવાય બીજું શું કરે? અસ્તુ. ગ્રંથના વિષયને આમ બતાવ્યા પછી તે વિષયને કવિએ કઈ રીતે શણગાર્યો છે તે ઉપર આપણે નજર કરીશું પણ તે પહેલાં એ કવિ પોતાના કાવ્ય વિષે શું કહે છે તે જોઈએ. કવિના ચરિત્રમાં આપણે જોઈ ગયા કે જે વીર કવિના આ વીરરસ કાવ્યનું આપણે અવલોકન કરીએ છીએ તે ગર્જક કવિ પ્રેમાનંદનો પુત્ર હતો. તેમ દ્રૌપદીહરણમાં લખેલા પ્રેમાનંદ ચરિતથી આપણા જાણવામાં છે કે તેણે પોતાના પુત્ર વલ્લભને હિંદી જેવી કવિતા કરીને ગુજરાતીભાષાનું સાહિત્ય વધારવા આજ્ઞા કરી હતી. તે વલ્લભે આ કાવ્યરૂપ આખ્યાન લખેલું છે. હિંદી સાહિત્યનો સારો અભ્યાસ કરીને તેમાંના કાવ્યગ્રંથો જેવો ગ્રંથ લખવાની ઈચ્છાથી તેણે આ આખ્યાન લખ્યું હોય એમ તેના ગ્રંથની નિરીક્ષા કરવાથી જણાય છે.

કવિ પોતાના ગ્રંથને આખ્યાયિકા નામ આપે છે (જુઓ કવિત ૧૩મું) આખ્યાયિકાનું લક્ષણ સાહિત્યકાર લખે છે કે—

आख्यायिका कथावत्स्यात्कवेर्वंशादिवर्णनम् ।
अस्यामन्यकवीनां च वृत्तं गद्यं क्वचित्क्वचित् ॥
कथांशानां व्यवच्छेद आश्वास इति बध्यते ।
आर्यावक्त्रापवक्त्राणां छन्दसा येन केनचित् ॥
अन्यापदेशेनाश्वासमुखे भाव्यर्थसूचनम् ।

અર્થ—'જેમાં કથાની પેઠે કવિના વંશ વગેરેનું વર્ણન હોય તેને આખ્યાયિકા જાણવી. વળી એમાં કોઈ કોઈ બીજા ઠામે કવિઓએ કરેલા છંદ કે ગદ્ય હોય છે. એની કથાના વિભાગને 'આશ્વાસ' નામ આપેલું હોય છે, તેમાં આર્યા, વક્ત્ર, કે અપવક્ત્ર, એ છંદોમાંથી ગમે તે છંદથી રચના કરી હોય

છે તથા તેમા બીજાના અપદેશથી આશ્વાસના આરંભમા ભાવિ કથાના અર્થનુ સૂચન કર્યું હોય છે "

આમા કવિના વશાદિનુ વર્ણન છે, પેહેલા તેર કવિતમા તે જણાય છે પણ બીજા કવિઓના વૃત્ત એમા કોઇ ઠામે નથી, ગદ્ય પણ કોઇ ઠામે નથી, કથાના અ શનો વ્યવચ્છેદ પણ 'આશ્વાસ' કે એવા બીજા કોઇ નામથી કર્યો નથી, આર્યા વક્ત્ર, અપવકત્રને ઠામે કવિત, દુમિલા, સવૈયા, કિરીટ, વગેરે છદોથી ગ્રથ બાધ્યો છે, અને આશ્વાસના આરભમા બી જના અપદેશવડે ભાવિકથાનુ સૂચન પણ નથી ત્યારે એને આખ્યાયિકા નામ ઘટે છે કે કેમ ? ઇડી કહે છે કે,—

" अत्रैवान्तर्भविष्यन्तिशेषाश्चाख्यानजातयः । "

અર્થ—' આખ્યાનની બીજી જાતિઓ આમાજ સમાવેશ થઇ જશે "

એ ઉપરથી જણાય છે કે આખ્યાનની બીજી પણ જાતિઓ છે ગમે તે જાતિઓ હોય પણ ઉપર કહેલુ આખ્યાનનુ સામાન્ય લક્ષણ તો તેમા હોવુજ જોઇએ આ ન હોય તો વચ્ચભૂત દુ શાસન રૂધિરપાનાખ્યાન એ આખ્યાનજ છે કે બીજી કાવ્ય રચનાથી સયુક્ત ગ્રથને તેણે વિનયની ખાતર એવુ ' સાધારણ નામ આપ્યુ છે ? ગ્રથનુ ૧૧ મુ કવિત જુઓ તે કહે છે કે,—

"નામ કાવ્ય રાખીકે'નુ આ તો મારુ કાવ્ય કાવ્ય,
એ તો રૂપ સાકરનું લઈ કીર્તિ ગાઈ છે,
મહાકાવ્ય મહાકાવ્ય લખ્યાં લખ્યા મહાકાવ્ય,
મુખથી જણાવે મૂઢ શોભા તો ગુમાવી છે,
નાટકના ચેટક તો લાગે ખેટક શો થયો,
ભને દેવગિગ હોય મહત્તા ગુમાવી છે,
પારસ વિના ઉપાય અડકી સુવર્ણ કરે,
મન શીખ એટ વાગી કવિતા ફુલાવી છે."

આ ઉપરથી કવિ પોતાના કાવ્યને કાવ્ય કહીને સ્વપ્રશંસા કરવાથી દૂર રહ્યો છે અને સાદું આખ્યાન નામ આપી તેને તેનું યથાર્થ નામ આપવું રસજ્ઞને માટે બાકી રાખે છે. ત્યારે આપણે તે ગ્રંથમાં કાવ્યનાં લક્ષણો છે કે કેમ તેની નિરીક્ષા કરીએ. એ સર્ગ બંધ મહાકાવ્ય તો નથી, તેમ તેમાં સર્ગ જેવું કાંઇ વિભાગદર્શક પણ કવિએ લખ્યું નથી. જો આપણે તેના ભાગ પાડી શકીએ તો તે માત્ર આ રીતે હોઇ શકે. પ્રથમ-૫૭ મનહરમાં કવિએ ગ્રંથના વિષયનો ઉપોદ્ઘાત લખીને તે દ્વારા ઉત્સાહસ્થાયિભાવ ચિતર્યો છે. પછી ૫૦ ઇંદ્રવિજયમાં ભીમની પ્રતિજ્ઞાનું તેને સ્મરણ કરાવવા સબંધી લખી-ને તે દ્વારા વીરરસના આલંબન ઉદ્દીપન વિભાવ ચિતર્યા છે. પછી ૫૦ ઘના-ક્ષરી કવિતમાં કથા ને યુદ્ધ પ્રસંગ સુધી લાવી મકીને તે દ્વારા વીરરસના અનુ-ભાવ વર્ણવ્યા છે. પછી ૫૦ ભુજંગી છંદમાં વ્યૂહરચના અને યુદ્ધપરતાલ વર્ણવ્યે છે કે જે તે પછીના વિભાગમાં વર્ણાતા વીરરસને ઉપકારી થઇ શકે. પાંચમા વિભાગમાં ૫૧ દુમિલા છંદથી ભીમનું મહાપરાક્રમ વર્ણીને વીરરસ વરણવ્યો છે. ૬ ઠ્ઠા વિભાગમાં ૨૪ કીરિટ છંદ લખીને રૌદ્રબીભત્સાદિક રસો-ને વ્યભિચારીરૂપે વર્ણીને ઉપસંહાર કર્યો છે. ૭ મા વિભાગમાં સાત મનહ-ર છંદમાં કૃષ્ણની કાંઇક વિચિત્રરૂપે સ્તુતિ કરી ગ્રંથ સમાપ્ત કર્યો છે. આવી રીતે સાત જાતના છંદસમુદાયથી વિભાગ પડે છે તેને જો કવિએ સર્ગનું નામ આપ્યું હોત તો આપણે તેને કાવ્ય કહેવાને પ્રત્યાત નહિ. પણ સર્ગ એજ કાંઇ કાવ્યનું ઉપલક્ષણ નથી. આ ગ્રંથમાં આદિથી તે અંતલગી વીરર-સ એવો તો શુદ્ધ ભર્યો છે કે વાંચનારનુ ચિત્ત તેમાંજ એકાગ્ર થઈ જાય છે. રસ એજ જો કાવ્યનું જીવન હોય, અને ધ્વનિભૂત રસ કાવ્યમાં જે ચમત્કાર ઉત્પન્ન કરે છે તેવા કાવ્યનેજ આપણે વાસ્તવિક કાવ્ય કહેતા હોઇએ તો આ ગ્રંથ એક અનુત્તમ કાવ્ય છે એમાં કાંઇ સંદેહ નથી. વલ્લભકવિ રસમાં મગ્ન થઈને કાવ્યના બીજા ગુણોને વીસરી ગયો છે એમ પણ નથી. જેથી કરીને આ ગ્રંથ એ સરસ કાવ્યનો દેખાવ આપે છે તે એજ કે તેમાં કાવ્યને ઘટે તેવાં બીજાં વર્ણનો છે. જે પ્રસંગ ટૂકાવવા ધાર્યા છે તે તેણે વાંચનાર રંજન થાય તેવી રીતે ટુંકાવ્યા છે. જુઓ કવિત ૧૪—૧૭ એમાં પાંડવોની ઉત્પત્તિથી તે યુદ્ધ પ્રસંગ સુધી વર્ણન કરી જવામાં કેવી ઉત્તમ છટા દેખાડી છે ! એમાં રાત્રીવર્ણન, પ્રભાતવર્ણન, ક્રોધવર્ણન, કૃષ્ણમાહાત્મ્યવર્ણન, શિવ-સ્તુતિનું અષ્ટક, વગેરે પ્રસંગો પણ વર્ણ્યા છે, અને તે પણ સમગ્રપણે વીરર-

अङ्गीकरोतियः काव्यंशब्दार्थावनलंकृती ।
असौनमन्यतेकस्मादनुष्णमनलंकृती ! ॥

અર્થ —"જે પુરૂષ એમ કહે છે કે જેમા શબ્દના અને અર્થના અલંકારો ન હોય તથાપિ તે કાવ્ય છે, તો તેવો પંડિત (!) પુરૂષ અગ્નિને ઉષ્ણતા રહિત શામાટે નથી માનતો ?" અર્થાત્ અગ્નિ જેમ ઉષ્ણતા રહિત હોવો અસંભાવ્ય છે તેમ શબ્દાલંકાર અને અર્થાલંકાર રહિત કાવ્ય હોવું પણ અસંભાવ્ય છે વારૂ, શબ્દાલંકાર શું વાણીમા મધુરતા નથી ઉત્પન્ન કરતા ? જો કરેછે તો તેવું અલંકાર વિરહિત કાવ્ય તે રચનારની અશક્તતા નથી બતાવી આપતું ? શબ્દ પકડતા અર્થ નાસે છે અને અર્થ પકડતા શબ્દ નાસે છે, એવી સ્થિતિથી કંટાળેલા કવિઓ શબ્દાલંકારહીન કવિતા કરેછે અથવા તો મહાકલ્પનાના તરંગમા તરતા મહાભારત જેવા મહાકાવ્ય કરનારા શબ્દાલંકારને ખોળવાની દરકાર કરતા નથી, એ વાત શું ખોટી છે ? વલ્લભે જો એમજ ધાર્યું હોત કે મારે શબ્દો બગાડ્યા વિના શબ્દાલંકાર આણવા છે તો તે નજ આણી શકત એમ કહી શકાતું નથી, પણ તેણે હિંદી કવિતાઓમાં તેમ થતું ઠામ ઠામ જોયેલું છે તેથી તેવો તે વિચારજ શું કરવા કરે ? જુઓ પૃષ્ઠ ૧૪૨ છંદ ૨૦૪ મો

અકામા થયા કૃષ્ણની ઇચ્છી કામાં,
ન સામા થયા શે કિધા'તા ઉધામાં,
ન રામા થયા રે ! થયા મૂઢ રામાં,
દદામા દિયો શું બની મર્દ ગામાં.

આ કવિતામા ચરણઅંત્યસ્વર ઉપર અનુસ્વાર શું કરવા જોઇએ ? હિંદુસ્તાની કવિતામા તેવું જોએતુ માટે તેણે તેમ રાખ્યું છે, પણ શબ્દ વિકૃતિ તેમા થઈ નથી, જો કે શબ્દવિકૃતિ નજ થવા દેવી એવું તે કાંઇ ધારી બેઠો નહોતો. હિંદી કવિઓ શબ્દવિકૃતિ કેવી કરેછે તે આ એક વીણુસાગરનોપ્ર છંદ વાચવાથી જણાશે

## रथोद्धता.

"हे अनंत फंदन वरूथनी, नीड ठोर जिंहि रेसमी तनी;
जातारूप परचंड दंड हे, नीक जट्ट हाटकं सुइंड हे.
झल्लरीय जरतार छत्रियं, झीन झवे मानिक जरत्रियं;
नीमि बांक कुवजं सुरूपियं, वाज केक वृपभं सजोद्दियं.
तास झूल मसतूल झूलितं, भ्रंत सूर चकडोल भूलितं;
चंग सोर घुघरी घनी बजे, जूथ नृत्य अछरं मनो सजें.
रंग रंग सोहित पताकियं, मानुं धाम कर्दम प्रभा कियं;
मध्य चाप इपुधि सुसाजितं, के अमाति उमराउ राजितं."

આમ જ્યારે કવિઓ કરતાજ આવ્યા છે ત્યારે શું કરવા વલ્લભને દોષ આપવો ? એ તો એમજ માની બેઠેલો કે,

वाक्यंरसात्मकंकाव्यंदोपास्तस्यापकर्पका ।
उत्कर्पहेतवःप्रोक्तागुणालंकाररीतयः ।

અર્થઃ—રસયુક્ત વાક્ય એજ કાવ્ય છે. અશ્લીલાદિ દોષ તે રસને કમી કરનારા છે માટે બને ત્યાં સુધી વર્જવા અને શ્લેષાદિક ગુણ, ઉપમાદિ અલંકાર, અને પાંચાલી આદિક રીતિઓ, એ રસની વૃદ્ધિ કરવાના હેતુઓ છે, માટે બને ત્યાં સુધી તેમની યોજના કરવી. આ કાવ્યમાં રસાત્મક વાક્યતા તો છે એ આપણે પાછળ કહી ગયા છીએ, અને દોષો બન્યા ત્યાં સુધી વર્જ્યા છે. ચંદ્રાલોકના કર્તાએ શ્રુતિકટુ, અપ્રયુક્ત, અસમર્થ, અનુચિતાર્થ, નિરર્થક, અવાચક, અશ્લીલ, સંદિગ્ધ, ગ્રામ્ય, ક્લિષ્ટ, વિરૂદ્ધ, લુપ્ત, ન્યૂન, અધિક, કથિત, સંકીર્ણ, પુનરૂક્ત, દુષ્ક્રમ, વગેરે આશરે ૫૦ દોષ બતાવ્યા છે. તે સર્વેથી રહિત કાવ્ય કરવાને ઘણા ઘણા સંસ્કૃત ભાષાના કવિઓ પણ સમર્થ થયા નથી તો પાછી ગૂજરાતી ભાષામાં કાવ્ય લખનાર વલ્લભના દોષ શોધવ બેસવાનો આ પ્રસંગ નથી, પણ જે તેના કાવ્યમાં રસના ઉત્કર્ષના હેતુ એવ

ગુણ, અલંકાર, અને રીતિઓ હોય તો કાવ્યરૂપે આપણે એ અર્થનો આદર કરીશું જેમ દુ શાસન અને ભીમનુ યુદ્ધ વર્ણવતા કવિ લખે છે કે,—

## દુમિલા.

પૃથિવી કરિણી કરિ બે લડતા,
વર બાણથી હાણ અપાર કરે;
ભીમસેન ઉતાવળથી વિચરી,
ક્ષુર નામક બાણથી હૌંસ હરે;
ધનુ ને તનુ કાપી લલાટ વિષે,
શર સાગથિ શાંત ગણાંગ સરે,
તવ ક્રોધ કરી કર ગદા ગ્રહી,
સ્વય બાર શરે કરી ભીમ ભરે. ૨૫૧

આ છદમાં પૃથ્વીને હાથિણીનુ રૂપ આપ્યુ છે, અને ભીમ તથા દુ શાસનને બે હાથીનું રૂપ આપ્યું છે, માટે એ રૂપક નામે અર્થાલંકાર છ પૃથ્વી હાથણીને માટે યુદ્ધ કરનારા ભીમ તથા દુ શાસનને હાથી રૂપે વર્ણીને કવિએ તેમનો યુદ્ધમા અતિ ઉત્સાહ એવો સ્પષ્ટ વર્ણ્યો છે કે વાચનાર તત્કાળ મમહી જાય છે આ પ્રસાદ નામે ગુણ છે પ્રસાદ ગુણનુ લક્ષણ જયદેવ કહે છે કે,—

यस्मादंत स्थितःसर्वःस्वयमर्थोवभासते ।
सलिलस्येवसूक्तस्यसप्रसादइतिस्मृतः ॥

જેમ નિર્મળ પાણીમા નાખેલો પદાર્થ તેની મેળે સ્પષ્ટ દેખાય છે તેમ જે રચનાવડે કવિના વચનમા રહેલો મવળો ભાવવ્યંજનાદિ અર્થ પોતાની મેળે માલમ પડે તેને પ્રસાદગુણ કહે છે વળી,

## ભુજગી.

શકુની ગુમાની વદે વ્યર્થ બાની,
જમે સાગી વાની અભિમાની માની;
હરિને તિ ન દે સુગે ગર્વ વદે,
ફસાયો શું કદે અજાનંદ કદે. ૨૦૧

આ છંદગા વર્ણોનુ સરખાપણું છે માટે **સમતા** નામે ગુણ છે " समता पममामन्यवर्णावस्तुत्वनाथता " અલ્પ સમાસ હોય કે અક્ષરો વગેરેની સમાનતા હોય ત્યા **સમતા** ગુણ સમજવો." વળી દ્રૌપદી પાસે દાસી અગરાગ વગેરે લાવે છે તે ન લેતાં દ્રૌપદી દાસીનો તિરસ્કાર કરે છે. આ વર્ણવતા કવિ લખે છે કે,–

### ઇંદ્રવિજય.

ક્રોધથી દ્રૌપદી તો સુણિ ભાખત,
જા અલિ જા અલિ જાજ અબોલા;
રંજન ભંજન કેમ કરૂં અમિ,
કંજન ગંજન જાણું અમોલા;
અંજન ખંજન શાં ચલવું ચખ,
વ્યંજન રંજન વાલ્લ વરોલા!
વલ્લભ દુલ્લભ છે દિન છે દિન,
સુલ્લભ સુલ્લભ તોરિ અતોલા. ૬૧

આમા છેકાનુપ્રાસની રીતિથી જે અક્ષરોની પુનરૂક્તિ કરી છે તે મનને પીગળાવે એવી છે માટે એ **માધુર્ય** નામે ગુણ છે ચદ્રાલોકકાર કહે છે કે —

" माधुर्यपुनरुक्तस्यवैचित्र्यंचारुतावहम् ॥"

" પુનરૂક્તિ કરેલા વર્ણોનુ સુદરતા યુક્ત જે વૈચિત્ર્ય તેને **માધુર્ય** નામે ગુણ કહે છે" એજ કવિતામા વૈદર્ભી રીતિ પણ રહેલી છે રસાદિકને ઉપકાર કરનારી શબ્દોની રચનાને રીતિ કહે છે. સસ્કૃત કાવ્ય શાસ્ત્રીઓએ ચાર પ્રકારની જૂદી જૂદી શબ્દોની રચનાને જોઇને તેને ચાર ભાગમા વેહેચી નાખી છે તે વૈદર્ભી, ગૌડી, પાચાળી, અને લાટી એવા નામથી ઓળખાય છે વૈદર્ભી રીતિનુ લક્ષણ સાહિત્યદર્પણકર્તા લખે છે કે,—

माधुर्यव्यजकैर्वर्णैरचनाललितात्मिका ।
अवृत्तिरल्पवृत्तिर्वावैदर्भीरीतिरिष्यते ॥

"માધુર્ય સૂચક વર્ણોવડે સુંદર શબ્દરચના કરેલી હોય, પછી તે વર્ણોની આવૃત્તિ થોડી હોય કે ન હોય, તો પણ તેને વૈદર્ભી રીતિ કહે છે "

આ રીતે પ્રસ્તુતકાવ્યની નિરીક્ષા કરતા તેમા રસ, અલંકાર, ગુણ, રીતિ, વગેરેની યોજના યથાયોગ્ય દેખાય છે, વળી તેમા સર્વ ગુર્વક્ષર, અર્ધ લઘ્વક્ષર, ચિત્રકાવ્ય, વગેરેની પણ રચના પ્રસંગોપાત્ત કરેલી છે, જે કાવ્ય વાચનારને જણાશે એ સઘળા ઉપરથી આપણે આપણા મહાકવિ પ્રેમાનંદના પુત્ર વલ્લભની કાવ્યરચનાને માટે તેને અભિનંદન ન આપવુ જોઇએ શુ ? વલ્લભના આ ગ્રંથનું વિવેચન કરીને માત્ર અમે વાચક વર્ગને જે બતાવી આપવા માગીએ છીએ તે એજ કે ગૂજરાતી ભાષામા વીરરસ પ્રધાન ઉત્તમ કાવ્યના ગુણોએ યુક્ત ગ્રન્થ થયા છે અને પ્રસ્તુતકાવ્ય તેમાનું એક છે જૂના કવિઓએ કરેલા હજી એવા ઘણા કાવ્યો છે કે જેની સ્પર્દ્ધા કરવાને આ કાના કવિઓ પોતાના કોઇ પણ કાવ્યથી હજી સમર્થ થયા નથી, એમ આ ગ્રન્થ ખુલ્લી રીતે બતાવી આપે છે આજના કવિઓના ગ્રંથો આપણી દૃષ્ટિ સમીપ પડેલા છે તેમાનો એક ઉપાડીને હાથમા લ્યો અને તેને સાહિત્યના નિયમો પ્રમાણે રસજ્ઞતાની કસોટી પર કસી જુઓ જેને જોઇને આ વીરરસકાવ્યને દૂર મૂકીએ એવુ કોઈ આપણી નજરે ભાગ્યેજ ચઢશી આજ સુધી થયેલા અર્વાચીન કવિઓના ગ્રંથોને વખોડવાનો અમારો આશય નથી, પણ વાચનારના હૃદયને પૂરી રીતે ભેદે એવુ વલ્લભના સરખુ કાવ્ય ક્યા છે ? આવા કેટલાક વાચીને આપણા ઉછરતા કવિઓ રસમય કવિતા કરવા આદર કરશે તો આશા છે કે હમણા જે વિવાહના મંડપ જેવી આપાતતો રમણિય કવિતા થવા લાગી છે તે મટીને શ્રીમન્ત મહારાજા સાહેબના રાજ્યમેહેલ જેવી દૃઢ અને સુંદર કવિતાથી ગૂજરાતી ભાષાને તેઓ શોભાવી શકશે શ્રીમંત સરકાર મયાઉરાવ મહારાજા સાહેબે આવા ઉદાર આશ્રયથી આ પ્રાચીન કવિરત્નો પ્રકાશમા આણી પોતાના ગ્રંથ પ્રકાશથી ગૂજરાતી સાહિત્યને શોભા આપે છે તેથી ગૂજરાતી ભાષાનો અભ્યુદય ઇચ્છનાર પ્રત્યેક પુરૂષ આનંદ પામતાનો છે હવે શ્રીમન્મહાકવિ પ્રેમાનંદસુત વલ્લભના આ વીરરસ કાવ્યની પ્રસ્તાવનારૂપ પુષ્પાંજલિ અર્પી અમારૂ વિવેચન સમાપ્ત કરીએ છીએ

## इंद्रिविजय.

વલ્લભની કવિતા અવિતા મમ,
શ્રોતૃતણાં મનપંકજ ખોલે;
સત્ય વિના દુરમત્યની પેઠ કુ-
મત્યથી જેહ અસત્ય ન બોલે,
દીનપણુ ન ધરે મનમાં જન-
માં જઈ ન્યાય સ્પૃહા તજિ તોલે,
પક્કડ વલ્લભશુ રહિ અક્કડ,
છક્કડ ખાઈ કવિ ચખ ચોળે.

## વસતતિલકા.

ભાષા સમાન કવિતા, ગુજરાતી વાણી,
શ્રોતાજને સરસ વલ્લભની વખાણી,
શબ્દો ધર્યા કઈક યાવની ઠામ ઠામ,
તેથી કરૂ સકળ વલ્લભને સનામ.



श्रीजगदीश्वरायनम

वल्लभकृत

# दुःशासनरुधिरपान

# आख्यान.

પ્રેમાનંદાયનમઃ

### કવિત.

પ્રેમને કે આનંદને, કે પરમાનંદ નમુ,
નમુ કવિભૂષણને, કે પ્રતાપવાનને;
કૃષ્ણસુત પ્રેમાનંદ, કે રામચરણ શિષ્ય,
વેદપાઠી આગમના, નમુ પ્રેમપાનને,
ચાતુરવીંશીમણિને, કે માધવમિત્ર નમુ,
રત્નગિરા ગુર્જરને, નમુ રૂડા વાનને;
નમુ નમુ નમુ કહ્યુ, કયે અંગે નમુ જઈ,
વલ્લભ કવીશ તોય, ધારૂ ના એંશાનને ૧

---

૧ પ્રેમાનંદ મહાકવિનો પુત્ર કવિ વલ્લભ દુ:શાસનવધ નામે વીરરસ કાવ્ય રૂપ આખ્યાન આરંભતા પ્રથમ શિષ્ટ સંપ્રદાય પ્રમાણે ગુરુને નમસ્કાર રૂપ મંગળાચરણદ્વારા પ્રેમાનંદની સ્તુતિ કરતા લખે છે કે, પ્રેમને ઈ૦—હું મારા પિતા અને ગુરૂ પ્રેમાનંદને નમુ, નમુ, નમુ (વારવાર નમુ ) એમ કહું છું તો ખરો પણ તેને કયે અંગે જઈને નમુ તે મને સમજાતુ નથી કેમ સમજાતુ નથી ? તેના ઘણા અંગ હોવાથી તે અંગ કહે છે પ્રેમને ઈ૦— પ્રેમાનંદ શબ્દનો વિગ્રહ કરતા પ્રેમ અને આનંદ એ અંગ જૂદા થાય છે તેમાના પ્રેમ અંગને નમુ કે આનંદ અંગને નમુ ? અથવા લોકો તેને પરમાનંદ પણ કહે છે તે અંગને નમુ ? અથવા તે કવિના ભૂષણ રૂપ છે, પ્રતાપવાન છે, કૃષ્ણ-

## આનંદમયયાચના.

કામવીર યુદ્ધ આવ્યો, પુષ્પબાણ સાથ લાવ્યો,
યુદ્ધ વાર વાર કીધું, યોધ્ધને હઠાવવા,
ક્રોધ સાહ્યકારી સથ્થ, રક્ત વર્ણ ભલ હથ્થ,
માર માર એ ઉચાર, ધારતો લજાવવા,
લોભ પાશ લેઈ ઉભો, જેણે વિધ વિધ્ર દુભ્યો,
મોહ માયા અમિ ગ્રહી, દેતો ના ચસાવવા,
મત્સર આયુધ સર્વ, સજી બેઠો ધરી ગર્વ,
પ્રેમાનંદ વલ્લભનો, ના દેતોજ ફાવવા ૨

---

સુત છે, રામચરણ મહાત્માના શિષ્ય છે, વેદપાઠી છે, આગમ (શાસ્ત્ર)ના પ્રેમાત્મક પાન કરનાર છે, ચાતુરવિંશી (ચોવીશા જ્ઞાતના બ્રાહ્મણોમાં) મણિરૂપ છે માધવ નામે શેઠિયાના મિત્ર છે, (અથવા માધવ-વિષ્ણુના મિત્ર—ભક્ત છે) ગુજરાતી ગિરા (વાણી)ના રત્ન છે, રૂડા વાન(વર્ણ)વાળા છે, એમાથી હુ એમના કયા અગને નમુ ? તોય હુ કવિઓનો દશ વલ્લભ તેમને નમુ છુ તથાપિ તેમનુ એશાન (ઉપકાર) તો નથીજ ધારતો (કેમકે કૃકડ છુ ) નમસ્કારના વિષયનો સદેહ વર્ણો છે માટે સંદેહાલંકાર. પોતાને મોઢે પોતાની સ્તુતિ તો આવા કૃકડ કવિ કરે પ્રાચીન ગ્રંથોમા પણ કવિઓ એમ લખી ગયાછે જુઓ ભારતચપૂ તેના કર્તા અનત કવિ કહે છે કે 'आघातवैरयन्सासममृतामिलानावाचामनतसुक्ववसुधवामेल्यम्'—શત્રુઓના યશને પી જનારી અને અમૃતની લહેરોવાળી સત્કવિ અનંત ભટ્ટની વાણીની આખી પૃથ્વી એજ કીમત છે।

૨ પ્રસ્તુત ગ્રથમા વીરરસ વર્ણવ્યો છે એમ સૂચવનાર વસ્તુનિર્દર્શનાત્મક મગળાચરણ કરવાની સાથે પોતાના પિતા કામ ક્રોધ, લોભ, મોહ, અને મત્સર, એ પચ રિપુને જીતનારા ઇંદ્રયજિત છે તે બતાવીને સ્તુતિ કરે છે કે કામ ઇ૦—વલ્લભનો ગુરુ (પિતા) પ્રેમાનદ કામાદિને ફાવવા દેતો નથી કામાદિકની પાસે સાધન નહિ હોય એમ પણ નથી, કેમકે કામવીર યુદ્ધ કરવાને આ યો તે પોતાની સાથે પુષ્પ રૂપી બાણ લા યો છે, અને તે યોધ (પ્રેમાન-

નીતિનામ નારી સાહ્ય, કામ મારિયો કરાળ,
શાંતિ શાંતિ શાંતિ ભાખી, ક્રોધમૂળ કાપતો;
અજાચકવ્રત ધારી, લોભને લગાવી લાત,
મોહ મિથ્યા સર્વ માની, વીર્ય તેનુ માપતો;
મત્સરને મારી કાઢ્યો, રીતિ સારી સર્વ ધારી,
વધેર્યા વિના આયુધ, પંચ વીર તાપતો;
આનંદ આનંદ આણી, યાચના કરૂં હું તેથી,
વલ્લભ કવીશ તોય, રાખું એક રાપતો ૩

---

દ)ને હરાવવા તેની સાથે ઘણી વાર યુદ્ધ કર્યું છે તેની સથ્થ (સાથે) સાહ્યકારી રક્તવર્ણનો ક્રોધ પણ છે, તેના હથ્થ (હાથ)મા ભલ્લ (ભાલો) છે અને તે પણ પ્રેમાનંદને લજાવવા (પરાજિત કરવા) વાર વાર ઉચ્ચાર કરે છે લોભ નામે શત્રુ પાશ (ફાંસો) લેઇને ઉભો છે, જે લોભે તેને વિધવિધ (અનેક પ્રકારે) દુઃખ્યો (દુખિત કર્યો) છે મોહ શત્રુ માયા (કપટ) રૂપી અસિ (તરવાર) લેઇને ખમવા દેતો નથી મત્સર નામે રિપુ તો બધાજ આયુધ સજીને ગર્વ ધરીને બેઠો છે પણ વલ્લભનો ગુરૂ પ્રેમાનંદ તેમને ફાવવા દેતો નથી કામાદિકને વિષે વીરપણાનો આરોપ કર્યો છે માટે રૂપકાલંકાર.

૩ પોતાના પિતા પ્રેમાનંદે પાછળ કહેલા પાંચ શત્રુઓને શી રીતે જીત્યા તે બતાવતા તેના વિશેષ ગુણ પ્રકટ કરેછે નીતિ ઇ૦—નીતિ નામે (રૂપી) નારીની સાહાય પામીને તેણે કરાળ (વિકાળ) કામને માર્યો છે. વીર્ય તેનુ માપતો—તેના બળને જાણી લેતો અર્થાત્ તેને પણ હરાવતો વધેર્યા ઇ૦—વિના આયુધે પંચ વીરના તાપ—પરિતાપને વધેર્યા—હણ્યા આનંદ ઇ૦—મારા ગુરૂ એવા સમર્થ છે તેથી હર્ષિત થઈ આનંદ આનંદ (અતિ આનંદ) આણીને હું તેમની યાચના (પ્રાર્થના) કરૂં છું તમે તો પોતે પોતાને કવીશ કહો છો અને વળી પોતાના પ્રથમ પદમા લખોછો કે "ધાર ના એશાનને" ત્યારે શામાટે પ્રાર્થના કરોછો? તેના જવાબમા કહેછે કે, વલ્લભ ઇ૦—હું વલ્લભ કવીશ્વર તો છું (માટે હવે બીજાની પ્રાર્થના કરવાની

## પિતાવચતિરસ્કાર.

શુ કરીએ પિતા કે'છે, દુનિયા કો ડાહ્યા લે'છે,
કવિ કવિ લોક કે'છે, તેણે સુણવુ પડે,
કે'છે કૂડા કામ કરો, લખી લખી નામ ધરો,
ચોરી કરી ચોર કહો, વદો એ શુ ના નડે?
શીખ દીએ માથુ ફૂટી, વાદ વદી બાથી લીએ,
ડરે ન ડરાવ્યો બાપ, વાદ વદીને વ'ડે,
નાકકટાતણી નાત વધારવા ધારે આપ,
કવીશ્વર ઇશ્વરશો, વલ્લભ શેણે અડે! ૪
શુક્રસાર નીતિગ્રંથ, માહી ઉપદેશ કથ્યો,
અમો માનુ તેહ બાપ, મન માન્યુ કો બકો,
ચોરી કરી ચોર થાવ, અન્યને કે' આપ થાવ,
બાપ કે'છે ચોરી કરો, બાપ જાણો તે છકયો,

---

જરૂર તો નથી) તથાપિ એક રાપતો-રિવાજ રાખુ છુ અથવા જે ગુરૂ આદિકને નમસ્કાર કરવા રૂપ શિષ્ટનો સંપ્રદાય છે તેને માત્ર માન આપવાની ખાતર આટલુ કરૂ છુ રૂપક.

૪ સસ્કૃત ભાષામાથી આખ્યાનાદિ પ્રાકૃતમા લખતા પ્રેમાનંદ જે વિનય કરેછે તે રીતિને નાપસદ કરીને પિતાને ઠપકા આપતા પોતાનુ મત જણાવે છે શુ ઈ૦—અમે બીજાના ગ્રંથોમાથી ચોરી કરીને લખતા નથી અને અમારી શક્તિથી જે કાવ્ય લખીએછીએ તે કદાચ બીજાએ વર્ણવેલો વિષય હોય તોપણ તે ચોરી માનતા નથી તથાપિ શુ કરીએ? પિતા કહે છે કે ચોરી કરી છે એમ માનો એમ છતાય ન માનીએ પણ દુનીઆમા સહુ તેમને ડાહ્યા જાણે છે અને લોક તેમને કવિ કવિ કહેછે તેથી મારે તેમનુ એટલુ વચન સાભળવુ પડે છે। પિતા શુ કહે છે? કે છે ઈ૦—તે કહે છે કે કૂડા કામ (બીજાએ વર્ણવેલા વિષયની ચિંતા કરવા રૂપ) કરો અને તેવા કાવ્ય લખી લખીને અસલ ગ્રંથ ઢગનુ તેમા નામ ધરો અડે! ઓહો—આહા! પ્રેમાન૦ બીજાના વર્ણવેલા વિષયો

આ તો કે'છે ચોરી કરો, ચોરે બેશી ચોર થાવ,
વદો વદો ભલા તમે, ન્યાય રે'શે એ ટકયો ?
અન્યાય ન થાય થાય, જીવ ભલે જાય જાય,
કવીશ્વર વલ્લભ તો, શાહના સજે હકો ! ૫
સારૂ સારૂ લેવુ તેમા, ચોરી કહો કયી વિધિ,
કવીશ્વર કાલિદાસ, ચોર શુ મનાય છે,
ભવભૂતિ ભારવી જે, માઘ માઘકાર મોટો,
વ્યાસે કહો વેદ દાખ્યા, ચોર ચોર ગાય છે,
થાય છે ને થતુ આ યુ, અમારે તે પણ માન્ય,
કિંતુ ચોર ચોરી કરી, માન્યે ચોર થાય છે,
શુ કરીએ બોલી બોલી, છાલા ફેરે કશુ થાય,
પ્રેમાનંદ માને નહિ, વલ્લભ જે ગાય છે ૬
વળી વાર વાર વા'લ, આણી આણી આફળે છે,
ગ્રથ લખી નમ્ર થાવ, એ તે કયાનો ન્યાય છે,

---

પોતાના ગ્રંથમા વર્ણવે છે તો તે જગોએ આત્મશ્લાઘાના હેતુથી પોતાનુ નામ ઘુસાડતા નથી એવા તે ઉદાર હૃદયના છે, એ અર્થનો ધ્વનિ છે માટે વ્યાજનિંદા.

૫ તમે તમારા પિતા પ્રેમાનંદ કહેછે તે માનનાના નથી ત્યારે કોનુ માનશો ? તે વિષે કહેછે શુક્રસાર ઈ૦—શુક્રનીતિસાર નામે ગ્રંથમા જે ઉપદેશ કર્યો છે તેજ પિતા છે એમ હુ માનુ છુ વદો વદો ઈ૦-ભલા ! તમે કહો તો ખરા કે એ ન્યાય ટકયો રહેશે ?-સ્થાપિત થશે ?-એને ન્યાય માનશો ? અર્થાત્ એ તો અન્યાયજ કહેવાય, અને તે ન થાય છે માટે મારાથી તે થાય નહિ કવીશ્વર ઈ૦-કેમકે વલ્લભ કવીશ્વર તો શાહના ( શાહુકારના ) હકો સજનારા છે !

૬ પૂર્વે થયેલા વિષયો તેઇને ગ્રંથ કરવામા ચોરી નથી એમ પ્રતિપાદન કરે છે સારૂ ઈ૦-સ્પષ્ટ છે કવીશ્વર ઈ૦-કાલિદાસે શાકુંતલ ભારવીએ કિરાતાર્જુનીય, માઘે શિશુપાલવધ એ સર્વ ભારતમાથી લીધેલા છે ભવ

ગુરૂતા ગુમાવવાનો, મારગ માનીઓ મોહે,
પરીક્ષિત જેવા શ્રોતા, તેવા દાસ થાય છે,
વક્તા શુક જેવા નહિ, કથ્યું કાઇ જાણે નહિ,
લખ્યું લાખ મોટે વર્ણે, (તોય) શૂન્ય સમજાયછે;
ચૂઆ જેમ ચારૂ ચીર, અર્થ વિના નાશ કરે,
તેવાઅર્ધ દગ્ધ શ્રોતા, વક્તા વખણાય છે! ૭
કે'છે નમસ્કાર લખો, ખર જેવે સ્વરે ગાય,
ઢાળમા ઉચેથી ઢળે, નમું હુય તેમને!
છદ દેખી છળી જાય, ભૂત વળગ્યા શુ ગાય,
જૂતી પાયતણી માથ, નમો નમો એમને!
વાચી જાણે ભાખી જાણે, સુણી જાણે તેહ સારા,
ઉચ્છિષ્ટ કવિનુ ખાય, નમુ તેવાને મને?

---

ભૂતિએ ઉત્તરરામચરિત રામાયણમાથી લીધેલુ છે, વ્યાસે ચાર વેદ એક વેદમાથી કર્યા છે, માટે શુ તે ચોર મનાય છે?

૭ પિતા નમ્ર થવાનો ઉપદેશ કરેછે તે સામે વલ્લભ વાધો લેછે વળી ઈ૦—વળી પિતા વારવાર વાહાન આણી આણીને આફળે છે—કૂટેછે—માથાકૂટ કરેછે અર્થાત્ કહેછે કે ગ્રંથ લખીને નમ્ર થાઓ—શ્રોતા વક્તાને પ્રણામ કરો વારૂ, એ તે ક્યાનો ન્યાય છે? શામાટે ન્યાય નથી તે કહે છે ગુરૂતા ઈ૦—એ તો મોહે (મોહથી—વિવેક બુદ્ધિ વિના) પોતાની ગુરૂતા ગુમાનવાનો માર્ગ છે તેને માન્યો છે—સ્વીકાર્યો છે પરીક્ષિત ઈ૦—પરીક્ષિત્ જેવા શ્રોતા પણ કવિના દાસ થાય છે તો પછી સાધારણ શ્રોતાને અમે—કવિ પ્રણામ કરીએ એ શુ ઘટિત છે? વારૂ ત્યારે વક્તાને—તમારા ગ્રથની કથા કરનારને તો પ્રણામ કરો તો કહેછે કે, વક્તા ઈ૦—તે પણ શુક જેવા નથી કે અમે તેમને પ્રણામ કરીએ તેઓ તો કાવ્યમા જે કથ્યુ હોય તેને કાઇ જાણે નહિ એવા હોય છે તથા લાખ મોટા અક્ષરોથી લખ્યુ હોય તથાપિ તેમને શૂન્ય સમજાય છે—કાઈ સમજાતુ નથી ચૂઆ ઈ૦—જેમ અર્થ (મતલબ) વિના ચૂઆ (ઊદર) ચારૂ (સુદર) ચીરનો નાશ કરેછે, તેવા અર્ધદગ્ધ—થોડુ ભણેલા વક્તા અને

કૃષ્ણ વલ્લભ નામ, નમે નહિ ઠામ ઠામ,
કવીશ્વર ઇશ્વર શો, નમુ આપને તને. ૮

## કુપુત્રલક્ષણ.

એક માર્ગ દીઠા મીઠા, ખાજે ક્યાંથી બીજા અધો,
અધ રાહ દીઠે એક, તેવા જાયે જૂતમા;
ગાડરાં પુઠે પળાય, એક ગયે બીજુ જાય,
તેવા માર્ગદર્શી થાય, ડરે ઘણુ નૂતમાં;
ગાડુ માર્ગ એક જાય, ના આડુ અવળુ થાય,
તેવા મૂર્ખ એક પથી, ઇતિખાપ બૂતમાં;
અજાણ્યો ડગલુ ભરે, વિચારી વિચારી મરે,
તેમ વલ્લભેશ્વર તો, ખપે શે કપૂતમાં. ૯

## સુપુત્રલક્ષણ.

સિંહ વાંકો ટેડો ચાલે, દીઠો રાહ નાજ ભાળે,
વિઘ્ન આવ્યાં વાટ વાળે, ડરે નહિ ભૂતમાં;

---

શ્રોતા આ સમયમા વખણાય છે જેઓ સારા કાવ્યનો પણ અર્થ વિના (અજાણ્યા વિના) નાશ કરેછે–તેની ખૂબીને બગાડે છે! દૃષ્ટાંત.

૮ જૂતી ઇ૦–જે એવા હોય તેમને હુ તો ન નમુ પણ મારા પાયની જૂતી તેમને માથે નમો નમો! ઉચ્છિષ્ટ ઇ૦–જેઓ કવિનુ ઉચ્છિષ્ટ ખાયછે–પોતાનામા કાવ્ય કરવાની શક્તિ ન છતા બીજા કવિઓના વચનો પાઠે કરી ગાઇને શ્રોતાઓને રીઝાવે છે, તેમને હું મને (મનથી) નમુ કે? આપને તને –પોતાને શરીરે. અર્થાત્ હુ તો પોતાનેજ નમસ્કાર કરૂ છુ અથવા આપને– (તમને) પ્રેમાન દને

૯ જૂતમા—જૂથમા—સમુદાયમા ડરે ઇ૦—નૂતમા (નવો માર્ગ કરવામા) ઘણુ ડરે ઇતેખાપ ઇ૦—તેઓ તો બૂતમા (પ્રતિમામા) ઇતેખાપ (નકલ) રૂપ છે—તેઓ જડ પ્રતિમાઓ જેવા છે! અજાણ્યો

શૂરા તેવા પૂરા કે, અરિ હાથ આવ્યા હરે,
વિચરે ન એક પથ, ડરે નહિ ભૂતમાં;
યોગીશ્વર પળે પોતે, બીન માર્ગ જોત જોતે,
કોકડુ ગૂચાય ત્યાથી, તોડે ફોડે સૂતમા,
કવીશ્વરો તેવા હોય, અન્યથા ખવીશ સોય,
કવીશ્વર પૂત છુ હુ, સપૂત સપૂતમા. ૧૦

## પિતાવચસ્વીકાર.

નામ કાવ્ય રાખી કે'વુ, આ તો મારૂં કાવ્ય કાવ્ય,
એ તો રૂપ સાકરનુ, લઈ કીર્ત્તિ ગાવી છે,
મહાકાવ્ય મહાકાવ્ય, લખ્યાં લખ્યા મહાકાવ્ય,
મુખથી જણાવે મૂઢ, શોભા તો ગુમાવી છે;
નાટકના ચેટક તો, લાગે ખેટક શો થયો,
ભલે દેવગીરા હોય, મહત્તા ગુમાવી છે;

---

ઈ૦— ... અજાણ્યો પુરૂષ જે ડગનું ભરે તેમા વિચાર કરી કરીને વાજ આવે, પણ વલ્લભેશ્વર તો તેવા કપૂતમા શુ કરવા ખપે! અર્થાત્ હુ તો સપૂત છુ માટે નવીન માર્ગ કરીશ, કોઇને નમસ્કાર નહિ કરૂં—અ થવા જૂના કવિઓના વિષય લેઇને તેમના ગુણ નહિ ગાઉ વગેરે.

૧૦ કવીશ્વરોને સિહ, શૂર અને યોગીઓની ઉપમા આપી પોતે પણ તેવો છે એમ વર્ણું છે સિહ ઈ૦—સ્પષ્ટ છે દીઠો ઈ૦—દીઠેલા રસ્તા સામુ તે જોતો નથી—ઇચ્છામા આવે તે રસ્તે જાય છે. વિઘ્ન ઈ૦—વાટે વિઘ્ન આવે તેને વાળે—પાછા વાળે હાથ આવ્યા—હાથ આવેલા અરિને હરે—નાશ કરે સૂતમા—સૂત્રમા સૂત્રનુ કોકડુ ગૂચાય ત્યાથી તેને તોડી નાખે, કે ફોડી નાખે, પણ વિમાસવા ન માડે અર્થાત્ ગૂંચવણ વાળી બાબતમાં ગમે તે માર્ગ પોતાની અક્કલથી કાઢે. ખવીશ—એક જાતનો મોટા પ્રેત—માથા વિનાનો ખવી કવિઓ તો ઉપર કહ્યા તેવા વીર બાહાદુર (સ્વતત્ર વિચારના) હોય છે, પણ અન્યથા (એથી ઉલટા)—તેવા ન હોય તો તેમને ખવીશ જેવા જાણવા

પારસ વિના ઉચ્ચાર, અડકી સુવર્ણ કરે,
મન શીખ એહ ધારી, કવિતા ફૂલાવી છે. ૧૧
જો વાલ્મીકિરામાયણ, લખી નામ સાદું રાખ્યું,
તત્વ હતું માંહિ આદિ, કાવ્ય તે ઠેરાવી છે;
કૃષ્ણદ્વયીપાયનનું, ભારત અપાર ભાર,
કવિઓતણો કોઠાર, માળ એ પેરાવી છે;
પૃથ્વીરાજ રાસો ચંદ, નામ સાદુ લખી ગયો,
તોય કવીશ્વર કર્યે, મેંલ એ મેરાવી છે;
માઘ રઘુ કે કિરાત, કુમાર સંભવ કાવ્ય,
મહાકાવ્ય નૈષધ શું, કર્તાએ ઠેરાવી છે? ૧૨

---

૧૧ પોતાના ગ્રંથનાં પોતે વખાણ ન કરવાં એવી પ્રેમાનંદની શિક્ષાનો અંગીકાર કરતાં કહેછે નાગ ઈ૦—સ્પષ્ટ છે. એ તો ઈ૦—સાકર પોતાને મોટે પોતાને ગળી છુ, ગળી છુ, એમ કહે તે જેવુ છે, એ ભાવ છે. અર્થાત્ જે વસ્તુતઃ કાવ્ય કે મહાકાવ્ય છે તેને પોતાને મોઢેજ કાવ્ય કે મહાકાવ્ય કહેવાની જરૂર નથી. નાટક ઈ૦–મુખથી વખાણ કરે તો મોટાઇ જાય પછી ભલે તે દેવવાણી–સંસ્કૃતમા લખેલ હોય, પણ નાટક (એવુ મોટું નામ રાખ્યું હોય તો) ચેટક (નકામા બનાઇ સરખા) લાગે અને (લખનાર) ખેટક (દાંભિક) શો (સરખો) બને. ફુલાવી છે–વિસ્તારી છે. આ ઉપરથી આધુનિક અવિનીત ગ્રંથકારોએ વિનય શિખવાનો છે

૧૨ કાવ્ય છતાં કાવ્ય નામ કવિએ પોતેજ રાખવું ઉચિત નથી તેનુ દૃષ્ટાન્તોથી સમર્થન કરે છેઃ જો ઈ૦–સ્પષ્ટ છે. કૃષ્ણદ્વયીપાયન (કૃષ્ણદ્વૈપાયન) –વ્યાસ. કવિઓ ઈ૦—ભારત એ કવિઓનો કોઠાર છે—જેમ કોઠારમાંથી અન્ન કાઢી કાઢીને ખાતાં ખૂટતું નથી તેમ ભારતમાથી આખ્યાયિકાઓ લેઈ કવિ તેનાં કાવ્ય કરે તથાપિ ખૂટે તેમ નથી, એવી માળ પહેરાવી છે–માન આપ્યુ છે ચંદ—ચંદ બારોટ, પૃથ્વીરાજ રાસાનો કર્તા મેરાવી–મેહેરાબી–મેહેરામો (કમાનો) વાળો. અર્થાત્ એ કાવ્ય સુંદર મેહેલ જેવુ છે. માઘ ઈ૦—માઘ, રઘુ, કિરાત, એ કાવ્યોને જે મહાકાવ્ય નામ આપવામાં

નથી નામ રાખ્યાં તેણે, ઉપદેશ્યો એણ વેણે,
વલ્લભે આખ્યાન નામ, રાખ્યું શીખ ભાવી છે;
હશે મણિ પ્રકાશીને, ઓળખ કરશે રૂડી,
મૂડી ક્યાંહી છપી રહે, ડાટી બા'ર આવી છે;
દુ:શાસનનું રૂધિર, પાન કીધું ભીમ ભડે,
આખ્યાયિકા નામ ધારી, કવિતા બનાવી છે;
કવિપુત સપુત છુ, જાતિ વિપ્ર ઉત્તમ છુ,
નામધારી વલ્લભ છું, નિરમ્યુ તો ભાવિ છે  ૧૩

ઇતિમંગળાચાર.

---

આવેછે તે શુ તે કાવ્યોના કર્તાએજ ઠરાવ્યા છે ? અર્થાત્ નહિજ, તેમણેજ તે નામ ઠરાવ્યા છે એ વિષે પ્રમાણ નથી માટે વલ્લભને કહેવાનું તાત્પર્ય એ છે કે દુ શાસનરૂધિરપાનાખ્યાનને જો કે કાવ્ય નામથી અંકિત કરતો નથી તથાપિ તે એક કાવ્યજ છે

૧૩ નથી ઇ૦—જેણે પોતે કાવ્યરૂપ ગ્રંથો લખ્યા છતા કાવ્ય, મહાકાવ્ય, એવા નામ વિનયની ખાતર રાખ્યા નથી તેણે-પ્રેમાનંદે મને એણે વેણે–એ (પાછલા કવિતમા કહેલા) વચનથી ઉપદેશ્યો, અને તેથી વલ્લભે આ કાવ્યનું આખ્યાન એવું નામ રાખ્યું છે અર્થાત્ પિતાની એવી શીખ ન હોત તો હું તો કાવ્ય નામ રાખત કાવ્ય ગ્રથનું આખ્યાન નામ રાખવું પડયુ માટે દિલગીર છતા પણ છેવટે નિરૂપાયે સમાધાન માની લે છે હશે ઇ૦—જે પોતે મણિજ હશે તે પોતાની મેળે પ્રકાશીને પોતાની રૂડી ઓળખ કરશે-જ, (તેમ આ ગ્રંથ જો ખરૂં કાવ્ય હશે તો એની મેળે તે પોતાનું કાવ્યપણું પ્રકટ કરશે) આખ્યાયિકા નામધારી—આખ્યાયિકા નામને ધારણ કરનારી કવિપુત ઇ૦—સ્પષ્ટ છે અર્થાત્ કવિનો પુત્ર છું, અને તે પણ સુપુત્ર છું, વળી ઉત્તમ જાતિ વિપ્ર છું અને વળી વલ્લભ એવું નામ પણ મારૂં છે! આટલી આટલી યોગ્યતા છે માટે અવશ્ય મારૂં રચેલું આખ્યાન કાવ્ય રૂપ થવુ તો જોઇએ, પણ જો તેમ ન બને તો જે ઇશ્વરે નિર્મ્યું હશે તે ભાવિ છે–બનશે!

## કથામુખ.

વ્યાસના કે ભૂપકેરા, ભલી પુત્ર સૂત્ર હુઆ,
ક્ષેત્ર તેના તનુ માનું, અમો બુદ્ધિમાન તો;
પાંડુ અને ધૃતરાષ્ટ્ર, વિદુર નિપુણ રાષ્ટ્ર,
ભીષ્મ શા સદૈવ પાસ, ધર્મે બુદ્ધિમાન તો;
વયે પાંડુ બેઠો રાજ, કરે રૂડા રાજકાજ,
મૃગયાએ જતા વાજ, આવ્યો શુદ્ધિમાન તો;
મૃગરૂપ ધારી વિપ્ર, માર્યો બાણ તાણી ક્ષિપ્ર,
શાપ દીધો મર્ણ તારૂ, થશે લુબ્ધિમાન તો ૧૪

મૈથનમા માર્યો હુ ને, મૈથુનમા શાપ તુ ને,
મર્ણરૂપ થાશે રાય, કહી જીવ ત્યાગતો,

---

૧૪ પાડુની ઉત્પત્તિ અને તેને થયેલો મૃગરૂપધારી ઋષિનો શાપ વર્ણવતા વદ્મભ કહે છે વ્યાસના ઇ૦—શતનુના પુત્ર ચિત્રવિર્ય અને વિચિત્રવિર્યની સ્ત્રીઓને વિષે વ્યાસે ક્ષેત્રજ પુત્ર ઉપજાવ્યા તે ધૃતરાષ્ટ્ર, પાડુ અને વિદુર ૦માટે તેને ગમે તો વ્યાસના પુત્ર કહો કે ગમે તો રાજાના પુત્ર કહો, પણ અમો તો શુદ્ધિમાન (બુદ્ધિ પ્રમાણે) જેનુ ક્ષેત્ર તેના તનુ (પુત્ર) માનુ (લોકમા એવો વ્યવહાર પ્રચલિત છે માટે) અથવા સુદ્ધિમાન-(તનુનુ વિશેષણ) નિપુણ રાષ્ટ્ર-રાષ્ટ્ર (દેશ)મા નિપુણ ધર્મ ઇ૦—જે ભીષ્મ ધર્મમા બુદ્ધિમાન છે વયે-યોગ્ય વય થયે વાજ આવ્યો ઇ૦—જો કે પાડુ હતો તો શુદ્ધિમાન (સાવચેત) તથાપિ મૃગયાએ જતા વાજ આ યો -દુ ખી થયો શી રીતે વાજ આવ્યો તે કહે છે મૃગરૂપ ઇ૦—સ્પષ્ટ છે એક બ્રાહ્મણને દિવસે રતિ કરવાની વૃત્તિ થઈ, પણ તે અધર્મ હોવાથી પશુત્વ ધારણ કરી -મૃગરૂપી થઇને મનોવાસના પૂરી કરવા પ્રવૃત્ત થયો મૃગયાએ ગયેલા પાડુએ તેને મૃગ જાણી બાણ માર્યો તેથી મરતા બ્રાહ્મણે શાપ દીધો કે તારૂ મૃત્યુ પણ એવાજ પ્રસગમા થશે (ભારત). લુબ્ધિમાન-જો રતિલુબ્ધ થઇશ તો

રાય રાજ તાજ કરી, સુંદરી સમેત વન,
વસી પંચ દેવથકી, પંચ પુત્ર માગનો,
કુંતી ધર્મ ભીમ પાર્થ, માદ્રીતનુ નકુલ ને,
સહદેવ નામ ધારી, થયા પંચ વાઘ તો,
માદ્રી મોહ કામ જાગ્યે, જીવ ગયો પાંડુતણો,
કવીશ્વર વલ્લભ કે', લાગ્યો નારી ડાઘ તો ૧૫.

હિંગ એક હતુ ત્યહી, ગધારીને થયા પુત્ર,
બધુ રાતતણી જોડી, ગાઢ આવી ચીરતા,
વનમાથી પાચ આવ્યા, સો ને પાચ લઢી મુઆ
પાચભાઇ હુઆ જુઆ, ઇદ્રપ્રસ્થ ધીરત,
રાજસૂય તેણે કીધો અશ્વપુત્ર અશ્વ કીધો,
જુગટાનો દાવ લીધો, વન ગયા વીર ત્યં,

---

૧૫ પાછલા કવિતમા કહેલા શાપનુ નિવરણ કરી પાંડવોની ઉત્પત્તિ અને પાંડુનુ રતિપ્રસંગથી મરણ વરણવે છે મૈથુ। ઇ૦–હે રાય! તે મને મૈથુનમા પ્રવૃત્ત થયેલાને માર્યો માટે આ શાપ પણ તને મૈથુનમાજ મરણરૂપ થશે રાય–પાંડુ પંચ ઇ૦–પાંડુની પત્ની કુંતીને દુર્વાસાથી દેવાને બોલાવવાના મંત્રો મળ્યા હતા જેમાના એક મંત્રથી કુંવારી અવસ્થામા કર્ણ ઉપન્યો હતો સ્ત્રીસંગ થાય નહિ માટે પાંડુએ દેવોને બોલાવી ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન કરવાની કુંતીને આજ્ઞા આપી કુંતીએ ત્રણ મંત્ર રાખી એક પોતાની શોક્ય માદ્રીને આપ્યો જેથી યમ વાયુ અને ઇંદ્રથી કુંતીને યુધિષ્ઠિર ભીમ અને અર્જુન પુત્ર થયા અને અશ્વિનિકુમાર નામના બે દેવોથી જોડે બે પુત્ર નકુળ અને સહદેવ નામે થયા કુંતી–કુંતીને માદ્રી–માદ્રીને વાઘ–વાઘ જેવા પરાક્રમી માદ્રી ઇ૦–માદ્રીને જોઇને મોહ થવાથી કામ જાગે–કામવૃત્તિ પ્રબળ થવાથી (શાપ પ્રમાણે) પાંડુનો જીવ ગયો નારી ઇ૦–નારી (માદ્રી)ને ડાઘ (કલંક) લાગ્યુ માદ્રીએ પાંડુને માર્યા એવુ તેના ઉપર કલંક આવ્યુ જુઓ મહાભારત

બાર વર્ષ ગાળ્યા પુઠી, વિદર્ભમા ઉડયા રૂડી,
કવીશ્વર વલ્લભ તો, દાખવે અમારતા. ૧૬

કુરૂક્ષેત્ર માહી મળ્યા, અષ્ટાદશ અક્ષૌહિણી,
શલ્ય ભગદત્ત ગુરૂ, ભીમ ભટ્ટ બ્હારમા;
કર્ણ દ્રોણ અશ્વત્થામા, દુર્યોધન આવ્યા સામા,
શકુનિ કરે ઉધામા, દુશાસન તારમા,
યુધિષ્ઠિર ભીમ પાર્થ, નકુલ ને સહદેવ,
ઘટોત્કચ અભિમન્યુ સાત્યકિ સરારમા,
કૃષ્ણ નાશકારી નાથ, દાવપેચતણી ગાથ,
કવીશ્વર વલ્લભ તો, ભણે આવી બારના. ૧૭

---

૧૬ દુશાસનવધનો પ્રસગ આણવાને યુદ્ધ થતા સુધીનો પ્રસગ ટૂકામા કહી જાય છે ડિગ ઇ૦-પાડવો ઉત્પન્ન થયા એવામા ત્યા (હસ્તિનાપુરમા) એક ડિગ (ન માનવા જેવો બનાવ-તૂત) હવુ (થયુ), તે એવુ કે ધૃતરાષ્ટ્રપત્ની ગાધારીને પુત્ર થયા કેટલા પુત્ર શી રીતે થયા? બધુ ઇ૦-ગાધારીને એક ગાઠ આવી (પ્રસૂત થઈ) તેને ચીરતા સો બધુની જોડા ઉપજ થઇ, ઇંદ્રપ્રસ્થ-હાલ જ્યા દિલ્હી શેહેર છે ને જગોનુ અસલનુ નગર રાજસૂય ઇ૦-તે પાચ જુદા થએલા ભાઇઓએ રાજસૂય નામે યજ્ઞ આરંભ્યો-કર્યો અને તેમા પાડવપત્ની દ્રૌપદીએ દુર્યોધનનો 'અધ પુત્ર અધ' એમ કહીને ઉપહાસ કર્યો તેમણે (વૈરીઓએ) જુગટાનો દાવ લીધો-કર્યો, અને તેથી વીર પાડવો વનમા ગયા વનમા બાર વર્ષ ગાળ્યા પુઠી-પુરે-પછી વિરાટ (વિરાટ વરાડ) દેશમા તેઓ રહીને (કૌરવો ઉપર વેર લેવાના હેતુથી ક્રોધે ભરાઈને) ઉઠ્યા-પ્રગટ થયા હવે કવીશ્વર વલ્લભ તો તેમની અમીરતા-ખાનદાનપણુ અર્થાત્ પરાક્રમીપણુ દાખવે છે હુ કાઈ બધો ઇતિહાસ માત્ર કહેતો નથી પણ તેમના પરાક્રમનો એક પ્રસગ માત્ર કહુ છુ એ ભાવ છે

૧૭ કૌરવ અને પાડવના પક્ષકારો ગણાવે છે કુરૂક્ષેત્ર ઇ૦- કુરૂક્ષેત્રમા (હાલના પાણીપતના મેદાનમા) અષ્ટાદશ (અઢાર) અક્ષૌહિણી યોદ્ધાઓ યુદ્ધ કરવાને મળ્યા (૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડા, ૨૧૮૭૦ રથ, અને

વડહથ્થ બડ યોધ, ભીષ્મપિતા કીધ રોધ,
શોધ બોધ ગીતાતણો, આણી માર્યા દાવમાં;
દ્રોણે ચક્રવ્યૂહ રચી, માર્યો સુત અર્જુનનો,
જયદ્રથે રોકી રાખ્યા, બંધુ ચાર લાંવમાં;
પાર્થ નિશાચર હાણી, આવતાં નિરાશી શાણી,
પ્રતિજ્ઞા કરી કે હણું, સિંધુપતિ નાવમાં;
સૂર્ય અસ્ત નવ પામે, મારૂં અમો એવે ટાણે,
ભલે વીર ધીર ધાણી, આવે એની રાવમાં. ૧૮

---

૨૧૯૭૦ હાથી, એટલી સેનાને એક અક્ષોહિણી કહે છે, એવી અગિયાર અક્ષોહિણી સેના કૌરવો તરફ હતી અને સાત અક્ષોહિણી પાંડવો તરફ હતી ). જે મળ્યા તેમાંના મુખ્ય ગણાવે છે: શલ્ય ઇ૦—કૌરવોના બ્હારમાં ( પક્ષમાં ) શલ્ય, શૂરો ભગદત્ત, બટ્ટ ( ભટ—યોધ ) ભીષ્મ, કર્ણ, દ્રોણ, અશ્વત્થામા, દુર્યોધન, એ સામા આવ્યા, તેમજ શકુનિ (દુર્યોધનનો મામો) ઉધામા કરતો હતો અને દુઃશાસન ( દુર્યોધનનો ભાઇ જેણે દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં હતાં તે ) તારમા—મદમાં હોઇને ચઢી આવ્યો. પાંડવપક્ષ ગણાવે છે. યુધિષ્ઠિર ઇ૦—રપટછે. સરારમાં—હેઠ સુધી યુદ્ધ કરવામાં. કૃષ્ણ ઇ૦—વળી તેમના પક્ષમાં કૃષ્ણ હતા તેના દાવપેચની ગાથ ( ગાથા—વાત ) વલ્લભ કવીશ્વર બાહારમાં આવીને—સેહેરમાં આવીને ભણે છે.

૧૮ ભારતના યુદ્ધમાં કોણે શું પરાક્રમ કર્યું તે વર્ણવેછે: વડહથ્થ ઇ૦—વડહથ્થ ( મોટા હાથવાળો ) અને બડ યોધ ( મોટો યોધો )—અર્જુન તેણે ભીષ્મપિતાનો રોધ કર્યો—અટકાવ્યા—આંતર્યા. ( અર્જુનના હાથ ઘૂંટણની નીચે સુધી લાંબા હતા માટે એને વડહથ્થ કહ્યો છે ). યુદ્ધમાં આવેલા ગુરૂ, બંધુ, સગા, વગેરેને જોઇને અર્જુન તેમની સાથે યુદ્ધ કરવાથી આળસી જતો હતો તેને કૃષ્ણે ગીતાદ્વારા બોધ કરીને શત્રુને દાવમાં આણીને માર્યા. અર્જુનનો સુત—અભિમન્યુ. જયદ્રથે ઇ૦—દ્રોણે અર્જુનના પુત્ર અભિમન્યુને ચક્રવ્યૂહમાં ( ચક્રાકાર સેનાની રચનામાં ) આંતરીને માર્યો, તેની મદદે આવતા ચાર બંધુ ( યુધિષ્ઠિર, ભીમ, નકુળ, સહદેવ )ને જયદ્રથે લાંવમાં ( અભિમન્યુમરણ અને પાંડવપરાજય રૂપી લાભ મેળવવાને ) રોકી રાખ્યા ( શિવના વરદાનના

અભિમન્યુનુ આખ્યાન, જાહેર જનક કીધ,
કર્મ જુઓ કૃષ્ણુતણા, દ્રોણ વીર ધીરના;
ધર્મયુદ્ધમાં અધર્મ, બેય પક્ષ મળી કીધો,
ભીમ ભટ્ટ શુદ્ધ વીર, કર્યુ કર્મ નીરનાં;
અભિમન્યુ મુઓ જાણી, જયદ્રથ પીડ્યો ઘાણી,
ઘટોત્કચ હણ્યો નાણી, દુ શાસન પીરના;
વલ્લભ ફુક્કડ ભાખે, શુદ્ધ વીર સા'ય ગણે,
મળિયા અપાર રણે, ગુણ ગાઉ વીરના ૧૯

---

પ્રતાપથી ) પાર્થે ઇ૦—દુર્યોધન પક્ષીય રાક્ષસોની સાથે યુદ્ધમા અર્જુન ગુથાયો હતો માટે અભિમન્યુના અ તરાવાની તેને ખબર નહોતી, પણ તેમને હણીને આવતા તેણે તે પુત્રમરણરૂપ નિરાશી ( નિરાશ કરનારી વાર્તા ) શણી ( સાભળી ), અને તેથી તેણે પ્રતિજ્ઞા કરી કે સિધુપતિ ( જયદ્રથને ) નાવમા ( પણ ) હણુ ( જયદ્રથે ભાઈઓને મદદે જતા અટકાવ્યા માટે ) જયદ્રથ સિધુપતિ છે માટે નાવમા બેશીને સિધુ ( સમુદ્ર )મા જતો રહે તો ત્યા પણ તેને હણુ, એમ કહેવાનો ભાવ છે સૂર્ય ઇ૦—અને તે પણ સૂર્ય આથમતા પહેલાજ મારૂ, એ અર્થ છે વીર ધીર ધણી વીરતા તથા ધીરતાના ધણી–મહાવીર અને મહાધીર રાનમા–અર્થાત્ મદદમા

૧૯ અભિમન્યુ ઇ૦–અભિમન્યુનુ આખ્યાન તો મારા જનકે (પિતા–પ્રેમાનદે ) જાહેર કર્યુ છે એ અભિમન્યુને મારવામા કૃષ્ણુના અને ધીર વીર દ્રોણુના કર્મ જુઓ શા કર્મ તે કહે છે ધર્મ ઇ૦–સ્પષ્ટ છે માત્ર જેણે અધર્મ નથી કર્યો એવો શુદ્ધ વીર ભીમ ભટ્ટ છે માટે તેના નીર (પાણી–શુરાતન ) ના કર્મ કર્યુ છુ ઘટોત્કચ ઇ૦–ઘટોત્કચ ( ભીમના પુત્ર )ને હણ્યો તે નાણી (અનુભવી)ને દુ શાસન પીરના—દુ શાસને પીડવો યોગ્ય છે ! વલ્લભ ઇ૦–ફુક્કડ વલ્લભ કહેછે કે, શુદ્ધ વીરો શુ બીજાની સાહાય ગણે છે? જો કે રણમા તો અપાર વીરો મળેલા હતા તથાપિ હુ તો તે વીરના ગુણ ગાઉ છુ

## ષોડશમાવાસરનું સૂક્ષ્મસમરવર્ણન.

ભીષ્મ ભીષણ નિપાત, થયો જેની જગખ્યાત,
અયુત યોધાનો ઘાત, કરતો તે મારિયો;
નરકુંજરની વાત, ધર્મે ભ્રમ ભાખી જાત,
પંચ દિને દ્રોણ-પાત, કરી રાય ડારિયો;
કર્ણ શૂર સૂતજાત, થાય તેની કેમ માંત,
યાતુધાન મારી લાત, દાનેશ્વરી વારિયો;
કુંડળ કવચ જાત, શક્તિ એક હસ્થ થાત,
વાત વાત ઘાત દાત, કરી વીર નારિયો. ૨૦

---

૨૦ ષોડશ ઇ૦–સોળમા દિવસનું સંક્ષિપ્ત યુદ્ધ વર્ણન ભીષણ–ભયાનક. ભયાનક ભીષ્મનો નિપાત થયો–મરણ થયું. અયુત–દશહજાર દ્રોણે પાંચ દિવસ યુદ્ધ કર્યું; પછી દ્રોણના સાંભળતાં કોઇએ કહ્યું કે 'અશ્વત્થામા' મરાયો તે સાંભળીને પોતાના પુત્રના મરણથી ખિન્ન થઇ દ્રોણે હથિયાર તજી દીધાં (હથિયાર છોડયા પછી ફરી તે ઝાલવા નહિ એવી દ્રોણની પ્રતિજ્ઞા હતી) પછી અશ્વત્થામા નામનો હાથી તો નથી મરાયો ? એવી દ્રોણને શંકા પડવાથી સત્યવાદી યુધિષ્ઠિરને તેણે પૂછયું કે કયો અશ્વત્થામા મરાયો ? યુધિષ્ઠિરે કહ્યું કે 'नरोवाकुंजरोवा—માણસ અશ્વત્થામા કે હાથી અશ્વત્થામા' તે હું જાણતો નથી. એ વાતનો ઇસારો કરતાં કવિ કહે છે કે, નર ઇ૦–નર અને કુંજરની વાત ધર્મે પોતાની જાતે ભ્રમ યુક્ત ભાખી, અને પાંચ દિવસે દ્રોણનો પાત કરીને–દ્રોણને મારીને રાય–દુર્યોધનને ડાર્યો. સૂતજાત–સૂત જાતિના મનુષ્યનો પુત્ર કન્યા અવસ્થામાં કુંતીએ જણેલા પુત્ર કર્ણને એક પેટીમાં ઘાલી નદીમાં નાખી દીધો હતો તે સૂત જાતિના અધિરથ નામે રાજાને જડયા તેણે તેને ઉછેરી મોટો કર્યો, માટે તે સૂતપુત્ર કહેવાય છે. તેની ઇ૦–તેની માહાત કેમ થાય–તેને જેર કેમ કરાય ? યાતુધાન ઇ૦–તે દાનેશ્વરી કર્ણે યાતુધાન (ભીમપુત્ર ઘટોત્કચ)ને લાત મારી (શક્તિવડે માર્યો) તેથી તે વારિયે (નાશ પામ્યો) કર્ણનું પરાક્રમ કહે છે કુંડળ ઇ૦–તેને સૂર્યે કુંડળ અને કવચ આપ્યાં હતાં તે, ઇંદ્રે બ્રાહ્મણ વેષે આવીને માગી લીધાં હતાં અને તેના બદલામાં જેનો એકજ દાવ થાય એવી શક્તિ (સાંગ)તેને આપી હતી. એમ

અકથ્ય સંકુલ યુદ્ધ, લથ્થબથ્થ કર્યા બુદ્ધ,
નથ્થ નાથી નાક ક્રુદ્ધ, રથ્થ એક શૂર તો;
જથ્થ જેહ હણ્યો શુદ્ધ, કથ્થન કરૂં વિબુદ્ધ,
મથ્થન સેનાબ્ધિ યુદ્ધ, પથ્થ આવી પૂરતો;
સથ્થ પચ રોકી રૂદ્ધ, મથ્થ ભાગતો વિરૂદ્ધ,
બથ્થ ભીડી કો અશુદ્ધ, ગથ્થ તજી નૂર તો;
સથ્થ કોઇ ના વિશુદ્ધ, હથ્થ દાખવતો યુદ્ધ,
ભથ્થ તીર વલ્લભ તો, મથ્થ ન અધૂરૂ તો ૨૧

છતા પણ તે દાતાએ વાતવાતમા વીરની ઘાત કરીને તેમને નારીઓ જેવા બનાવી દીધા. દરેક વિરામને અંતે સ્વર અને વ્યંજનની આવૃત્તિ છે માટે પદાન્તાનુપ્રાસ.

૨૧ કર્ણનુ પરાક્રમ વર્ણવે છે અકથ્ય ઇ૦—મહાભારતના યુદ્ધ સમયે જ્યારે અકથ્ય (જેનુ વર્ણન ન બની શકે એવુ) સંકુલ યુદ્ધ થયુ ત્યારે તે બુદ્ધે (બુદ્ધિમાન કર્ણે) શત્રુ યોધાઓને લથ્થબથ્થ કર્યા-ચોળી લુહાણ કર્યા તથા તે ક્રુદ્ધ (ક્રોધે ભરાયલા) અને શૂરા કર્ણે એક રથમા બેશીને તેમના નાકમા નાથ ઘાલી જથ્થ ઇ૦—તે શુદ્ધ વીરે જે જથ્થ (જથો) હણ્યો તે હું વિબુદ્ધ (જાણીતો વલ્લભ) કથ્થન (કથન) કરૂ છુ અથવા, હે વિબુદ્ધ! હુ તેનુ કથન કરૂ છુ મથ્થન ઇ૦—સેના રૂપી અબ્ધિ (સમુદ્ર)ને યુદ્ધપથ્થ (પથ) યુદ્ધના માર્ગમા આવીને મથ્થન (મથન) કરીને પૂરતો-અર્થાત્ સેનાને નાશ કરતો અથવા યુદ્ધપથમા આવીને સેનાબ્ધિનુ પૂર મથન કરતો સથ્થ ઇ૦—પચ (પાચ પાંડવ)ના સથ્થ (સાથ)ને રોકીને રૂદ્ધ કરતો (મદદે આવતા અટકાવતો), અને જેઓ તેની વિરૂદ્ધ પક્ષના હતા તેમના મથ્થ (માથા) ભાગતો, તેની સામે બથ્થ (બાથ) ભીડીને કો (કેટલાએક) અશુદ્ધ થઈ ગયા, તથા તેમણે નૂર (તેજ-બળ)ની ગથ્થ (વાત) તજી-તેઓ પોતાના બળની વાત કરવી ભૂલી ગયા સથ્થ ઇ૦—તેને કોઇ વિશુદ્ધ (અતિશુદ્ધ વીર)નો સથ્થ (સાથ) નહોતો, તથાપિ તે ક્રુદ્ધ થઇને હથ્થ (હાથ) દાખવતો હતો-મારતો હતો વલ્લભ કહે છે કે તેના ભથ્થ (ભાથા)મા તીર હાય તો તે શત્રુઓનુ મથ્થન (મથન) કરવુ અધૂરૂ રાખતો નહે તો. આદ્યંતાનુપ્રાસ.

યોધ મારિયા અપાર, કરે કોણ તેની વા'ર,
રડે આવી સાથ નાર, શિબિરે પોકારી રે;
ષોડશમો દિન ધાર, અક્ષોહિણી અર્ધભાર,
એક કર્ણ નિરધાર, ગાજતો હોકારી રે;
સૈનતણો સર્વભાર, સૂતપુત્ર વે'તો સાર,
દુશમીન તાર તાર, કરતો ચોંકારી રે;
કૃષ્ણાર્જુન સૈ'તા માર, અન્ય કોણ પાવે પાર,
વલ્લભ તો અવિધાર, ભાખેછે નોકારી રે. ૨૨

ભીમ ભટ્ટે વાત જાણી, અરિ કરતા ઉજાણી,
ગર્જી બૂમ મારી તાણી, ગદા લેઇ હાથમાં;
નાઠા યોધ નાણી નાણી, ધ્રુજ્યાં પ્રાણધર પ્રાણી,
આષાઢા શી કરી વાણી, ટૂટી પડ્યો સાથમાં;
કર્ણે છિદ્ર જોઈ પાણિ, ધનુશર સાંધ્યુ, માણી—
કિરીટીએ કાપ્યું આણી, ક્રોધ રોધ કાથમાં;
ભીમ યોધ પીલે ઘાણી, કયાં શું કથું વખાણી,
હરે કર્ણ તોય પાણી, રે'તાં ધનુ બાથમાં. ૨૩

---

૨૨ હજી કર્ણનું પરાક્રમ કહેછે: યોધ ઇ૦—૨૫૯ છે. શિબિરે—તંબુએ. ષોડશમો—સોળમો. અક્ષૌહિણી ઇ૦—તેણે અરધી આક્ષૌહિણી સેના મારી. સૂતપુત્ર— કર્ણ. દુશમીન—દુશ્મન. તારતાર—દાણોદાણ. ચોંકારી—ભયભીત કરીને ('ચોંકારી'ના અર્થમાં). કૃષ્ણાર્જુન ઈ૦—તેનો માર કૃષ્ણ અને અર્જુન સૈ'તા —સહન કરતા કેમકે અન્ય (બીજો) તો કોણ તેનો પાર પાવે (પામે એવો હતો)? અવિધાર—નિશ્ચય. નોકારી—નક્કી કરીને કે નોક રાખીને.

૨૩ અરિ ઈ૦—શત્રુઓ ઉજાણી કરેછે—આપણા દળને નાશ કરીને ખુશી થાયછે. નાણી નાણી—(ભીમના મારને). પ્રાણધર—જેના અંગમાં જીવ હોય તેવાં સમસ્ત પ્રાણી. આષાઢાશી—આષાઢ મહિનાના મેઘની ગર્જના જેવી. સાથમાં

દુર્યોધન અભિમાની, દુઃશાસન ઘણો માની,
નહિ શીખ કોની માની, કરે યુદ્ધ તેહ તો;
મનમાં ઘણી ગુમાની, અક્કલની ના નિશાની,
બદે બાની મન માની, આવીને ઉજેહ તો;
મોટા યોધ અતિ ગની, સમર સમજ શાની,
યુદ્ધ રીત ના પિછાની, મકે જીવ દેહ તો,
વદે તુ આગળ થાની, જીત્તે એને તુ તો જાની,
જીત્યાની ઉચ્ચારે બાની, કવીશ સંદેહ તો ૨૪

હમી કર્ણે કીધી આ'ય, વીર બની આગે જાય,
યોધ પાડવોના ખાય, મહામારી રોગથી,
અર્જુન સન્મુખ થાય, વારતો અંગદરાય,

---

—શત્રુ સાથમાં ... ઇ૦—કર્ણ પોતાની સેનામાં છિદ્ર પડ્યું (યોધોના નાસવાથી) તે જોઇને પાણિ (હાથમાં) ધનુ (ધનુષ્ય) લેઇને તેમાં શર (તીર) સાધ્યું ... —બાનુબાણી તેને આવતું જોઇને કિરીટીએ (અર્જુને) ક્રોધ આણી ... તેના સાથમાં બાગમાં (કૈતવ ઉપરથી અપભ્રંશ 'કાથ') રોધ કર્યો—ભાણનું બળ અટકાવ્યું ... પીને ઇ૦—શત્રુઓને ઘાણીમાં પીલતો હોય તેમ પીલી નાખે ... કરે ... ઇ૦—તોપણ હતા પણ કર્ણ પોતાનું ધનુ પોતાની બાથમાં રહેતા લગી તેમનું પાણી (બળ) હરે છે અથવા શત્રુ યોધાઓની બાથમાં તેમના ધનુષ્ય રહેતાં છતાં પણ કર્ણ તેમનું પાણી હરે છે

૨૪ માની—માનનારો બાની—વાણી ... ગન માની—ફાવે તેમ આવીને ઇ૦—ઉજેહ (ઉજેરા-પ્રકાશ)માં આવીને—પ્રગિદ્ધપણે અતિગની—ઘણા ... ગની સમર ઇ૦—તેમને સમર (સંગ્રામ) કરવાની સમજ શાની હોય? યુદ્ધ ઇ૦—યુદ્ધની રીતને ના પિછાની (ન જાણીને) પોતાના દેહમાંથી જીવને તજે—લડવાની રીત ન જાણવાથી તેમના જીવ જતા હતા ... યોધા કેવા બાહાદુર! હતા તે બતાવે છે વદે ઇ૦—... છે કવીશ ઇ૦—એવું ... જીતવાની વાતનો સંદેહ છે એમ કવિ વાણી ઉચ્ચારે છે અથવા તેઓ જીત્યાની વાણી ઉચ્ચારે છે તથાપિ કવિને તો તે વિષે સંદેહજ છે છેકાનુપ્રાસ.

વીરનિધિ તેહ ના'ય, માણે વીર ભોગથી;
બેમા ન કોઇ લજાય, પચ્યો ન કોઇ પચાય,
વીરતા નહિ તજાય, શુદ્ધ જોગી જોગથી;
જાય યુદ્ધમા દિરાય, નિશિપતિ ઝગ્યો જાય,
યુદ્ધ બધ થાય ત્યાય, જાય ક્ષપા શોગથી ૨૫

## ક્ષપાગમન.

રાત્રી રમ્ય આવી રહી, શૂર શાત સમરથી,
થયા ગયા તણુએ તો, ગણીજાયા રાવ તો;
માનિની મજુલ સાથ, ભેટતા ભામિનીનાથ,
કાયર માયર શાત, મર્ણ મૂકી માવ તો,
ગયા ગુણી ગોરીપાસ, પિતા માત દાસી દાસ,
મળ્યા ટળ્યા દુ ખત્રાસ, શેમુષી સખાવતો,

---

૨૫ ટસી ઇ૦—પછી કર્ણે હસીને દુર્યોધનની સાહાય કરી અને તે વીર થઇને આગળ જવા લાગ્યો તથા મહામારીના રોગની પેઠે પાડવોના યોધ ખાવા લાગ્યો—નાશ કરવા લાગ્યો અગદરાય—અગ દેશનો રાજા—કર્ણ વીરનિધિ ઇ૦ વીરરૂપી સમદ્રમા તેહ (કર્ણ) ના'ય (સ્નાન કરે છે) અને વીરોના ભોગ (બળિદાન)થી તે માણે છે—આનદપામી માહાલે છે અર્થાત્ વીરોના સમુદાયમા પડીને તેમનો નાશ કરે છે બેમા ઇ૦—કર્ણ અને અર્જુન એ બેમા કોઇ લાજતો નથી—પરસ્પરથી પરાજય પામતો નથી, અને કોઇ એક બીજાનો પચ્યો પચાતો નથી—હરાવ્યો હારતો નથી વીરતા ઇ૦—શુદ્ધ જોગી (શિક્ષા ગુરૂ—દ્રોણ)ના જોગથી તેઓ વીરતા તજતા નથી જાય ઇ૦—એવી રીતે દિરાય—દિવસનો પતિ—સૂર્ય યુદ્ધમા જાય—વીતે, અર્થાત્ દિવસે યુદ્ધ કરે અને જ્યા નિશિપતિ—ચદ્ર ઝગ્યો જાય—પ્રકાશવા માડે ત્યારે યુદ્ધ બધ થાય અને તેમની ક્ષપા (રાત્રી) પોતાના ઇષ્ટ મિત્રો સગા યુદ્ધમા મરાયા હોય તેના શોગ (શોક)થી જાય

જામિની જુગરી જાય, ધુરંધર ધારે રાય,
વલ્લભ વલ્લભ ગાય, ભાષા ભાવ ભાવ તો. ૨૬
આવી નિદ્રા કોઇને તો, કોઈ તંદ્રામાં તણાયા,
કોઇ વૃંદા વામ જેવી, સતી પાગ ચાંપતી;
પડયા ધારણમાં કોઇ, કોઇ ધારણને તજી,
ભજે ના રણને ભાથી, ભલે કીર્તિ કાંપતી;
કોઇ શૂરવીર સ્વપ્ન, આવ્યે ઊર હસ્ત દાબી,
અરિ પૂર પીસુ જોર, એવી બુદ્ધિ ખાંપતી;

---

૨૬ ક્ષીપાગમન—રાત્રીનું જવું. તેમની રાત્રી કેવી રીતે વીતતી હતી તે વિષે વલ્લભ કહે છે. રાત્રી ઇ૦—હવે રમ્ય (રમણિક) રાત્રી આવી રહી—રાત પડી, શૂરાઓ સમરથી (સંગ્રામથી) શાંત થયા અને તે રાણી જાયા (રાણીના પુત્રો) રાય તણુએ ગયા. માનિની ઇ૦—કાયર અને ચાચર (ચાતુર પ્રવીણ)-યુદ્ધમાં પ્રવીણ એ સર્વે માવ (સ્ત્રીઓના નાથ) રણભૂમિમાં ગર્જને મૂકીને (અર્થાત્ ગર્જથી બચીને) તે ભામિનીનાથ મંજુલ (સુંદર) માનિની (માનવતી સ્ત્રીઓ)ની સાથે બેટતા (ભેટવા લાગ્યા. અથવા, રાણીજાયા અને રાવતો (ઘોડા ફેરવનાર) તથા માવતો (હાથી હાકનાર) એ સર્વે તંબુએ ગયા એમ પણ અર્થ થાય. શુભી-(વીરાનુ અથવા ગોરીઓનું વિશેષણ. શેમુષી સખાવતો-બુદ્ધિની સખાવતવાળા-મોટી બુદ્ધિવાળા. જામિની ઇ૦—ધુરંધર રાજાઓને રાત જુગ જેટલી લાગે છે, કેમકે તેમને લડવાનું મળતુ નથી । અથવા જુગ એવી રાત્રી તે સરખી થઇને જાય છે એમ તે ધુરંધર રાય-દુર્યોધના ધારે છે. ચિંતાને લીધે તેની રાત્રી વીતતી નથી. અથવા રાત્રીમાં, જેઓ ધુરંધર વીરો છે તે રાજાને ધારે છે-તેનું રક્ષણ કરે છે. વલ્લભ ઇ૦-વલ્લભને વલ્લભ (વાહાલી) એવી ભાષા (ગુજરાતી ભાષા)નો ભાવ (આદર) ભાવતો (ગમતો) છે માટે તે તે ભાષામાં ગાય છે કાવ્ય કર્યે છે. અથવા, ભાષાનો ભાવ જેને ભાવતો છે એવો વલ્લભ ગાયછે કે, જે જામિનીને રાય-દુર્યોધન ધુરંધર-અતિ અગત્યની ધારે છે તે તેની રાત્રી જુગ જેવી મોટી થઇને જાય છે.

મણિ વલ્લભા કવીશ, સ્વામી વલ્લભાને ઇશ,
સુલંભા દુર્લભા સતી, પતિ કષ્ટ ચાંપતી. ૨૭

થાકી લોથ થઇ પડયા, એક ઓથ ઇશ્વરની,
જેવી પોથ વાણિજ્યની, થાકી ઘણું ચાલતાં;
શખ્યા પાર પામે કોણ, બન્ને વ્હારતણો ભાઇ,
અવિધાર આંકડાથી, ભૂલે ભણ્યા ફાળતાં;
એવાં પ્રાણી અસંખ્યાત, બેલ ઘાણીપીલી પડયાં,
ભોગ માણી શું તે જાણે, મર્ણમાંહી માલતાં;
ધર્ણ સૂતા શય્યા સૂતા, રથ જૂના અતિ હુતા,
રે ! રાજૂના રાસ હુતા, મીચી ચક્ષ ભાળતાં. ૨૮

---

૨૭ તદ્રા–ઘેન. વૃંદા વામ જેવી–વૃંદા ( જાલધરની સ્ત્રી ) નામે સ્ત્રીના જેવી. ભજે ઇ૦–દિવસે થયેલા યુદ્ધને જોઇ ભય પામી ગયેલા કોઇ ભાયી–વીર રાત્રે ધારણું ( હિમત )ને તજીને રણને ભજતા નથી–રણને ઇચ્છતા નથી–રણભૂમિથી ફટાળે છે ! ( વિચારે છે કે ) અમારી કીર્તિ ભલે કાંપતી–ભલે અમારી કીર્તિ નાશ પામે ! અરિ ઇ૦–અરિના પૂરને જોરથી પીસું છું, એવી બુદ્ધિ આપતી–ચુંપે છે. સ્વપ્નમાં એમ ધારે છે. મણિ ઇ૦–કવીશ્વરોગાં મણિરૂપ હે વલ્લભા ! હે વલ્લભ કવિશ્વર ! સ્વામી જેમને વલ્લભ ( વાહાલો ) છે એવી સ્ત્રીઓને ઇશ ( પોતાનો ધણી ) સુલંભા ( સુલભ–સુખપ્રાપ્ય ) છે. પણ જે પોતાના પતિનું કષ્ટ ચાંપે છે–નાશ કરે છે એવી સતીઓ દુર્લભા ( દુર્લભ ) છે. છેકાનુપ્રાસ.

૨૮. લોથ–લોથ જેવા. ઓથ–આશરો. પોથ–પોઠ. વાણિજ્ય-વણજારો. વ્હાર-સેનાઓ. અવિધાર–નિશ્ચિત. ફાળતા–વેંચતાં. આટલા રથ, આટલા હાથી, આટલા ઘોડા, આટલું પાયદળ, ઇત્યાદિ વિભાગ પાડી ગણતાં. બેલ ઇ૦–બળદની. ઘાણીમાં. પીલાઇને. પડે તેમ. પડયા હતાં. એવાં પ્રાણી પણ અસંખ્યાત હતાં, તે બિચારાં મર્ણમાંહી માલતાં–અર્થાત્ મોતની પથારીએ સૂતેલાં હતા, ને ( પાછળ કહ્યા તેવા ) ભોગ શું માણી જાણે ? ધર્ણ ઇ૦—કેટલાક ધર્ણ ( ધરણી )માં સૂતા હતા, કેટલાક શય્યામાં સૂતા હતા,

પક્ષ દીન બંને હુઆ, દુ ખ પીન આવી પડયા,
શ્રેષ્ઠ હીન એક લાડી, લેઈ કાળ હાકતો;
થાકયા સૌ શૂર પૂર, તજી ગર્વ પડયા ક્રૂર,
નવ ધર્વે ને વિશ્રામ, કે જરાક થાક તો,
ફૂટયા હૃદતણા જેહ, કશી મદ શાંતિ દેહ,
કાલ વદે અરિ હણુ, ભાખી એમ હાકતો,
હરિ નાગ ગણે કોણ, મળ્યુ ભાગ વારિલોણ,
લાગે ડાઘ અરે કોણ, ભૂ ચઢાવુ ચાકતો ૨૯

---

તેમ રથ જૂતા–રથ જોડીને તેમાજ સૂતેલા પણ અતિ (ઘણા) દૂતા (હતા) એટલુજ નહિ, પણ રે! ઘણાક તો સ્ત્રીથી સજૂતા (સયુક્ત) હતા, તે બધાએ રાત્રે જાગતા (જોતા જોતામા) ચક્ષ (આંખો મીચી–તે સ_ ઊંઘી ગયા છેકાનુપ્રાસ તથા વૃત્યનુપ્રાસ.

૨૯ પક્ષ ઈ૦–કૌરવ અને પાંડવ બન્નેના પક્ષ દીન થયા દુ ખપીન–પીન (પુષ્ટ અર્થાત્ ઘણા) દુ ખમા શ્રેષ્ઠ ઇ૦–કાળ શ્રેષ્ઠને અને હીનને એકજ લાડી લેઈને હાકે છે થાકયા ઈ૦–પૂરે પૂરા શૂરાઓ પણ સૌ થાકયા, અને જેઓ યુદ્ધમા ક્રૂર હતા તથા જેમને ધર્વ (સતોષ), વિશ્રામ, કે જરાક પણ થાક નહોતો, તેઓ તો ગર્વ તજીને (રણમા) પડયા ફૂટ્યા ઇ૦–જે હૃદયના ફૂટેલા હતા, તેના દેહને મદવડે શાંતિ વાની હોય! અર્થાત્ તે પણ પડયા! કાળ ઈ૦–જે એમ બોલતા હતા કે અમો કાલ અરિને હણુ, અને એમ ભાખીને જે હાક મારતા હતા–ગર્જના કરતા હતા, તે પણ પડયા! હરિ ઇ૦–અને કેટલાક તો ઘાયલ થઇ પડયા પડયા એમ કહેછે કે, જેમ મીઠુ અને પાણી મળ્યુ હોય તેમાથી મીઠાનો ભાગ કેટલો છે તે _ઢી શકાતો નથી તેમ હરિ (ઘોડા) અને નાગ (હાથી) યુદ્ધમા કેટલા પડયા છે તેને કોણ ગણે છે? અર્થાત્ ભલેને તે અસખ્યાત મરી જાય! જો તેમની ગણના કરવા બેસુ તો મને ડાઘ લાગે! અરે! હુ કોણ! હુ તો ભૂમિને ચાકે ચઢાવુ–ભમડાને ઉથલપાથલ કરી નાખુ એવો છુ! અથવા જેમ વારિમા લોણ (લવણ) નો ભાગ ગળ્યો હોય તેમ સેનામા જે હરિ અને નાગ મળ્યા છે તેને કોણ ગણે છે? એમ પણ અર્થ થાય

છતે જશ જગ વાધે, વૈરી વશ આવી લાધે,
કરી ફ્રશ દુશમિન, મોકલીએ નાક તો;
ધારે કોક નાસવાને, રે આલોક ત્રાસવાને !
દુ ખ રોક ન ઉધાર, એવી મન ધાક તો,
નિશિ ખટ માસ થાય, કહે ફ્રટ કુરરાય,
નાચો નટ ખેટક છુ, વ્યર્થ જેમ કાક તો,
ડરે યોધ વલ્લભ ના, હરે બોધ વલ્લભ હા !
કરે રોધ મન ઘણો, નાવે નિદ ધાક તો ૩૦
રાય એવે લેઇ સા'ય, જાય જુએ દુ ખ થાય,
ના'ય દુ ખ નિત્રિરાય, ખાય ખાય ખાય રે,
મુઆ યોધતણા જુઆ, ચક્ષ કરે ભક્ષવાને,

---

૩૦ કેટલાક યોધ બોલેછે કે, છતે ઇ૦—જો આપણે છતીશુ તો આપણો જશ જગમા વાધે–વધે, વૈરીઓ વશમા આવી લાધે– પ્રાપ્ત થાય, અને દુશમીનને ફ્રશ કરીને–હરાવીને નાક (સ્વર્ગ)મા મોકલીએ ધારે ઇ૦–યુદ્ધનો આલોક (દર્શન) જાણે ત્રાસવાને (ત્રાસ પામવાને) હોય તેમ તેથી કોક નાસવાને ધારે છે કારણ કે દુ ખ તો રોકડુ જ છે, ઉધાર નથી એવી તેમના મનમા ધાક છે કેટલાકની નિશિ (નિશા)–રાત્રી (ચિંતામા) ખટમાસ (છ મહિના જેવી મોટી) થાયછે અને તેઓ કુરરાય (દુર્યોધન) ને ફ્રટ કહેછે (તેણે જાણી જોઇને આ વિનાશકારક યુદ્ધ ઉભુ કર્યું માટે) નાચો ઇ૦—તેઓ વળી કહેછે કે, હે કુરરાય ! જેમ કાગડો મોરના પીછા ધારીને વ્યર્થ નાચ્યો તેમ તુ પણ ખેટક (અર્થાત્ ખબરદાર) થઇને નટની પેઠે નાચ્યો અર્થાત્ જેમ કાગડો પોતાના નાચમા સફળ થયો નહોતો તેમ તુ પણ આ યુદ્ધમા સફળ થવાનો નથી ! ડરે ઇ૦—વલ્લભ કહે છે કે જે યોધ હોય તે ડરતા નથી અને તેમનો વલ્લભ (વાહાલો) તેમને યુદ્ધ ન કરવાનો બોધ કરે તો તે બોધને તેઓ હા (નિશ્ચયાત્મકપણે) હરે–લેઇ લે—નાશ કરે અર્થાત્ માને નહિ એવા વીર રાને ભિડવાને મનનો ઘણો રોધ કરે છે–મન બીજા વિચારથી શાંત કરવાને મથે છે, પણ તેમને નિદ (નિદ્રા) આવતી નથી, કેમકે તેમના મનમા ધાક છે

લક્ષ ઘૂડ ઝૂડ વક્ષ, ખાય રાય રાય રે;
વરૂ ધારે શેણે ડરૂ, હરૂ બળ ભક્ષ કરૂ,
અરિ આવે તેહ ધરી, કરૂ ન્યાય ન્યાય રે,
વાઘતણો શોધે લાગ, લાગ સારો ભક્ષી નાગ,
રાગ પણ કરે વાઘ, વક્ર થાય થાય રે. ૩૧

વણિયરોતણો પાર, પામે કોણ નિરધાર,
પશુ પખી રાત્રીતણા, કરે ભ્રૂમરાણ રે;
ચોર દ્રવ્ય ગ્રહે તેવા, હરે બાજ પ્રાણી જેવા,
ધારે મળ્યા મિષ્ટ મેવા, મળી દ્રવ્યખાણ રે;
ના૦ રાય ભાળી એમ, ઘરધણી જાગે જેમ,

---

૩૧ રાય ઇ૦—એવે રાય ( રાજા–દુર્યોધન ) સા'ય–દુ શાસન, શકુનિ, વગેરે સોમતીને લેઈને ( કર્ણને મુકામે ) જાય છે અ ે રસ્તામા રણભૂમિમા પડેના ઘાયલ વગેરેને જુએ છે તેથી તેને દુ ખ થાય છે ના'ય ઇ૦–રાય ( દુ ર્યોધન ) દુ ખના નિધિ ( સમુદ્ર )મા નાહાન છે–અતિ દુ ખમા ડૂબે છે, અને રણભૂમિ તેને ચારે પાસેથી ખાઉં ખાઉં કરતી હોય તેવી લાગે છે રાજા શું દેખે છે તે કહે છે મુઆ ઇ૦—જે યોધ મરી ગયેલા હતા તેમના ચક્ષ ( નેત્ર ) ને જૂઆ ( એ નામના જતુઓ ) ભક્ષવાને ( ભક્ષવાનુ ) કરે છે। અથવા ઘૂડપક્ષીઓનુ એક લક્ષ ( લાખ )ના ઝૂડ ( ટોળુ ) મુએલા યોધાઓના ચક્ષને ભક્ષવાને જૂઆ ( જૂ । ) કરે છે–ખોતરી કાઢે છે તથા રાય રાય ( પ્રત્યેક રાજાની ) વક્ષ ( છાતીને ) ખાન છે। વરૂ ઇ૦–રાત્રે રણભૂમિમા વરૂ આવે છે તે જાણે એમ ધારે છે કે હુ શાણે ડરૂ ? હુ તો મારા શિકારનુ બળ હરૂ અને તેનો ભક્ષ કરૂ અને જો અરિ ( બીજો વરૂ કે શ્વાપદ ) આવે તો તેને ધરીને ( પકડીને ) ન્યાય ન્યાય કરૂ—જે ન્યાય હોય તે કરૂ–અથાત્ મારો શિકાર તેને ન ખાઇ જવા દેઉં વાઘ ઇ૦–વળી તે વરૂ સારો લાગ જોઇને નાગ ( હાથી )ને ભક્ષીને પછી વાઘનો લાગ શોધે છે–તેની સાથે લડવાનો અથવા તેનો શિકાર પડાવી જવાનો લાગ શોધે છે તેથી વાઘ પણ રાગ ( રીસ ) કરે છે અને વક્ર ( વાંકો–અર્થાત્ ગુસ્સે )થાય થાય રે–વાર વાર થાય છે–ઘૂરકે છે। છેકાનુપ્રાસ તથા લાટાનુપ્રાસ.

ઉભા રહે ચોર કેમ, ઑળખે લે પ્રાણ રે;
ઘાયલતણો પોકાર, દીનતાતણા હોકાર,
થાય સુણે રાય કર્ણ, કષ્ટ થાય જાણ રે ૩૨

દીવાકેરી સોઇ સોઈ, વાલા મુઆ જોઇ જોઇ,
ગાલ લાલી ધોઈ ધોઈ, રડે રાય નામને
ચ્રખ સાંય લઈ લઈ, કથુ કેંણી કયી કયી,
ડરે દુખે રહી રહી, સ્મરી નામ રામને.
મળે સગા કોઈ કોઈ, ભાળે સુખ ખોઈ ખોઇ,
રાખે ઘાને ટોઈ ટોઈ, વખોડતા શ્યામને
દુર્યોધન જોઈ જોઈ, ઉચરતા કોઈ કોઈ,
રે વલ્લભ રોઈ રોઈ, દાખે દુખ ધામને ૩૩

લઘુતાઈ રાજા લાગી, ગુરૂતાઈ ગૂમ થયે,
મહત્તાઈ મૂગ મૂકે, દીનતાઇ દામણે,
સ્વામીતાઈ સાચવતા, સેવકાઈવિકી તેહ,

૩૨ રાત્રીના પશુ પક્ષીઓ જે રણભુમિમાથી મરેનાં મુડદાને ખેચી જતા હતા તેમને ચોગ્ની સાથે કવિ સરખાવે છે ચોર ઇ૦–જેમ ચોર છાનામાના દ્રવ્ય લેઇ લે છે અને જેમ બાજ ઑચિંતો ઝડપ મારી પ્રાણીઓને હરે છે–પકડી લે છે, તેમ ગત્રીના પશુઓ પણ એમ ધારે છે કે અમને આ તો જાણે મીષ્ટ મેવા મળ્યા અથવા દ્રવ્યની ખાણ મળી નાઠા ઇ૦–જેમ ઘરધણી જાગે ત્યારે ચોર નાસે છે તેમ રાય (દુર્યોધન) આવતો જોઇને તે પ્રાણીઓ નાઠા, ઇત્યાદિ સ્પષ્ટ છે

૩૩ ગજાને મશાન માર્યે આવતો દેખીને જેમના મગા વાહાના મરી ગયા હતા તેઓ શીકે ચેહેરે રાયના નામના પોકારો કરે છે, તે વિષે કવિ કહે છે· દીવા ઇ૦—સ્પષ્ટ છે સાંય—પકડે કેંણી— કથા–હકીકત કયી કયી કયા કહુ ? અર્થાત્ એવુ તો ત્યા બહુજ હતુ ટોઈ ટોઇ—તેલ વગેરેના દીપા મૂકી મૂકીને

હીનતાઈ પામી પડ્યા, ભિન્નતાઈ ભામણે,
કામતાઈ કેલિ ચહે, દાનતાઈ દમે રહે,
નમ્રતાઈ નામ તે શુ, શમતાઈ શામહે;
સવિતાઈ સેવકથી, કવિતાઈ કો કરતા,
પિતનાઈ પામી પ્રેમે, વેરતાઈ વામણે. ૩૪
કદી એક બૂમ સુણે, કદી એક શીશ ધૂણે,
કદી એક આવી ઝણે, કદી એક ત્રાસતો;
કદી એક દુર્યોધન, કદી એક ગ્લાની મન,

---

૩૪ પોતાનેમાટે રણભૂમિમા આવેલા રાજાઓની એ અવસ્થા થઈ તે જોઈને દુર્યોધન રાજાને ગ્લાનિ ઉપજી, તે વિષે કવિ કહે છે લઘુતાઈ ઇ૦-પોતાના ભીષ્મ, દ્રોણ, વગેર યોધ મરવાથી રાજાને ગુરૂતાઈ (ગુરૂતા-મોટાઈ) ગુમ થવાથી તો લઘુતાઈ લાગી અને મહત્તા (મોટાઈ) મૂળ મૂળને ગઈ તેથી તે દાનવા રાજામા દીનતાએ પ્રવેશ કર્યો સ્વામીતાઈ ઇ૦- જેઓ પોતાના સેવકપણાવડે દુર્યોધનની સ્વામીતાઈ (ધણીપણુ) સાચવતા હતા-તેના સ્વામીપણાને માન આપી રતા હતા તે સેવકો હીનતા પામીને પડ્યા અને તેથી (રાજાના) ભામણા (ઓવારણા) લેવામા ભિન્નતા (પડી) મતલબ કે રાજાની સેના અજ્ઞાનમા મતભેદ પડ્યા કામતાઈ ઇ૦-જેઓ કામતાઈ (કામ સંબંધી) કેલિ (રતિ)ચાહતા હતા, તથા પોતાની દામતાઈ (ધનવાનપણા)ના દમમા રહેતા હતા, તેમજ નમ્રતા શાનુ નામ? એમ જે જાણતા નહોતા, અને શમતા ગુણ નો જેનો શમણે પણ નહોતો આવતો, વળી જે સેન ને લીધે સવિતાઈ (સૂર્ય જેનો પ્રતાપ) દાખવતા હતા અને જેની કોઈ કવિઓ કવિતા કરતા હતા, તેવા રાજાઓ યુદ્ધમા પ્રેમથી પિતૃતા (પિતૃપદ-મૃતપણુ) પામીને-અર્થાત્ મરણને વશ થઈને વામણતા-સ્વહીન વેપતા પામ્યા-ભૂમિ ઉપર ઢગલા થઈને પડ્યા છે। અથવા, એ રાજા દુર્યોધનને જે સેવકપણાવડે હતુ તે સેવકો આમ રણભૂમિમા પડવાથી (રાજા ઉપરના પ્રેમને લીધે પિતૃતા પામી જવાથી) દુર્યોધનનો વેર હીનતા પામ્યો તો ગ્લાનિ ઉપજી એ ભાવ છે

કદી એક કંપ તન, કદી એક નાસતો,
કદી એક ભાગ લેતો, કદી એક માગ્ય કે'તો,
કદી એક દુ:ખ સે'તો, કદી એક ગ્રાસતો,
કદી એક રાજકવિ, કદી એક કથા નવી,
કદી એક દશા કવી, કદી એક પાસતો. ૩૫
ગજ્જ ગઢયા જેહ ગર્વે, રજ્જ લિપ્ત ત્યાગ સર્વે,
કજ્જ સગ કૂડે પર્વે, લજ્જ લાની લોટતાં,
સજ્જ થઇ શૂર થાતા, ભજ્જ ભાવ ભુંડ ગાતા,
મજ્જ મૂકી પડયા માતા, અજ્જ તો આલોટતા,
તજ્જ કર્યાં તનુ કોયે, પજ્જ પામ્યા તોય રોયે,
દજ્જ દગ્ધ દુ:ખથકી, વજ્જ આવી મોટતા,
રજ્જ રાણી માણતા તે, અજ્જ કષ્ટ આણતા તે,
વજ્જ આવ્યા વલ્લભ તે, કજ્જ કુડી કોટતા ૩૬

૩૫ કદી એક ઇ૦— દુર્યોધન રણભૂમિમાથી રાત્રે પસાર થતા કદી એક ઘવાયલા દુ:ખીની બૂમ સુણે છે, અને કોઇ વાર તે સાભળીને તે પોતાનુ માથુ હલાવે છે, કોઇ વાર તે પોતાના યોધાઓના ઋણમા આવી જાય છે-ઉપકાર માને છે, કોઇ વખત (તેમનુ દુ:ખ જોઈને અથવા રણભૂમિના ભયાનકપણાથી) તે ત્રાસે છે, કોઇ વખત તેને તને (શરીરે) કંપ થાય છે, કોઇ વખત તે બીભત્સતાથી કંટાળીને કે ભયથી બીતીને નાસે છે કોઈ વાર તેમના દુ:ખમા ભાગ લે છે, કોઈ વાર કોઈના ઉપર પ્રસન્ન થઇને તેને કહે છે કે માગ્ય, તારે શુ જોઈએ છીએ?, કોઇક વાર તે દુ:ખ સહે છે, કોઇ વખત મનમાં ઉપજેલા વિચારને ગ્રાસતો (પાછો ગળી જાય છે), કદી એક રાજકવિ તેને નવી કથા કહે છે (તે સાભળે છે), કોઈ વાર એવાદ દુ:ખીની દશા કવી (કહી)ને કોઈ વાર તે એક પાસે (તરફ) જુએ છે અથવા, કવિરાજવલ્લભ નવી કથા કહે છે કે, મે આ એક પાસની (રણભૂમિની) દશા કવી (વર્ણવી) છે લાટાનુંપ્રાસ

૩૬ રણભૂમિમા પડેલા યોધાઓની દશા વર્ણવે છે ગજ્જ ઇ૦—જેઓ ગર્વથી ગજ્જ (હાથીએ) ચઢયા હતા, તેમના શરીર રજ્જ (રજ—ધુળ)

ભાળતો ભૂપતિ આવે, ટાળતો કોઇનાં કષ્ટ,
માં'લતો ન મનથકી, આવ્યો કર્ણ દ્વારમાં;
ચાલતો વિશ્રામ પામ્યો, કાળ તો અપાર જામ્યો,
ખાળતો ખળે ન ખાળ્યો, ડબૂચ્યો સરારમાં;
પાળતો તે પૂરા કર્યા, ગાળતો તે આવી ગડચા,
ન્યાળતો તે ન્યારા હુવા, વા'લા આવ્યા વ્હારમાં;
ઘાલતો જે ગુંજ કાજ, ઝાટતો પ્રેમેથી હાથ,
કાળ તો કરાળ તેને, ખાય ખાય ખારમા. ૩૭

---

થી વિમ થયા-લેપાયા, અને બીજુ સઘળુ ત્યાગ થઈ ગયુ વળી જેમણે આ યુદ્ધરૂપી પર્વ ( સંધિ )મા કૂડા સગથી કજ્જ ( કાર્ય ) કર્યું હતુ તેઓ આજ ( દુર્યોધનને જોઇને ) લજ્જ ( લાજ ) લાવીને લોટતા હતા. અર્થાત્ યુદ્ધમા દુર્યોધન પક્ષમા રહીને તેનુ ગુપ્તપણે અહિત કરતા ગાયાં ગયા હતા તે આ વખતે તેને જોઇને લાજતા હતા સજ્જ ઇ૦-વળી જે મજ્જ થઇને શૂર થઇ જતા હતા, તથા જુંડ ભાવને ભજ્જ ( ભજીને ) ગાતા હતા -આનંદ પામતા હતા, તે માતા ( મદોન્મત્ત શૂરાઓ ) અજ્જ ( આજ ) મજ્જ ( માઝા ) મૂકીને આળોટતા પડયા છે ! તજ્જ ઇ૦-કોઈએ તો પોતાના તનુ ( શરીર ) તજ્જ કર્યા-ત્યાગ કર્યા, કેટલાક પજ્જ ( પરાજય ) પામ્યા છે-ઘાયલ થયા છે તેઓ તોય ( પાણી )ને રોયે ( રડે )-પાણીની ધુમો પાડે છે અથવા કેટલાક પોતે પરાજય પામ્યા છે, તોય પોતાના જે સગાએ દેહ તજ્યા છે તેમને રડે છે એવી રીતે દુ ખથકી દગ્ધ થઈ દજ્જ ( દાઝેલા ) થયા છે અને તેમની મોટતા (મોટાપણું) વજ્જ આની (વાજ આની) ગઈ છે રજ્જ ઇ૦-જેઓ રજ્જ ( રાજ્ય ) અને રાણીને માણતા તેઓ અજ્જ ( આજ ) કષ્ટ આણતા ( દુ ખી થતા ) દેખાય છે, વલ્લભ કહે છે કે, જેમણે કજ્જ ( કાર્ય )ની કુડી ( કપટ ભરેલી ) કોટતા ( કોટિતા-કોટિપણુ ) કરી છે તેઓ વજ્જ આવ્યા ( વાજ આવ્યા-દુ ખી થયા ) અર્થાત્ કોટિક કૂડા કામ કરનાર યુદ્ધમા એની મેળેજ દુ ખી થયા !

૩૭ માં'લતો ઇ૦—તે બીજાઓના કષ્ટ ટાળતો હતો ખરો પણ મનમા માં'લતો (માહાલતો)-ખુશી થતો નહોતો વિરામ પામ્યો-અટક્યો ( કર્ણના

હાય હાય કરે રાય, સુખ ગયું આવ્યુ દુઃખ,
હુંગે પાસ બેરી કસે, દાસ તે ઉદાસમાં;
કંજ જશા મૃદુ રંજ, આવી પડયા,કષ્ટ ભાવી
ભાગી આગમાંહી લાગી, આશ જેહ ત્રાસમાં;
યોધ લઢયા ક્રોધ ઓધ, તનથી થયા નિધન,
એમ વિચારતો ક્ષેમ, પાસ તે ઉજાસમાં;
કર્ણ શર્ણકારી ધર્ણ, એક પ્રિયકારી નંક,
મળ્યો દુઃખ ત્રાસ ટળ્યો, ભાસ ભખ્યો ખાસમાં. ૩૮

---

તખુના દ્વારમા આવીને). કાળ–ક્રોધ. સરારમા–એક છેડાથી બીજા છેડ સગી–ઠેઠ પોતાના પક્ષના મરી ગયા તેનો શોક, પાડવો ઉપર ક્રોધ, ? થશે તેની ચિંતા, વગેરે જૂદા જૂદા વિકારો સામટા મનમાં ઉપજી આવવાથ મનના એક છેડાથી બીજા છેડા સુધી (આખા મનમાં) ડબૂચો (દૂમો) ભરા આવ્યો, શોક, ક્રોધ, ચિંતાના હેતુ કહી બતાવે છે પાળતો ઇ૦—જેમ ઇું પાળતો હતો તે ભીષ્માદિને શત્રુઓએ પૂરા કર્યા, જેમને ગાળતો હતે (અધરે વખતે કામ આવશે એમ જાણીને દૂર ગાળી કાઢતો હતો) તે (પણ આવીને ગડયા (ગડી પડવા !–મૃત્યુ પામ્યા!) અને જેમને હુ. વા'લા કહી ન્યાળતો અને જે મારી બ્હારમા આવ્યા હતા તે ન્યારા હુવા (મૃત્યુ પામ્યાથ જૂદા પડ્યા) ધાવતો ઇ૦–જેમને ગુજ (ગુહ્ય–છાની મસલતમાટે) ઘરમ ચાલતો અને જેમનો પ્રેમેથી હુ હાથ ઝાલતો તેને કરાળ (વિકાળ) કાળ ખારમા (જાણે દ્વેષથી) ખાય ખાય (નિશ્ચય ખાઇ જાય છે). પદાંત અં **વૃત્યનુપ્રાસ.**

૩૮ કસે–કસાય–શ્રમિત થાય કંજ ઇ૦ જેઓ કંજ (કમળ) જેવ મૃદુ (કોમળ) હતા તેઓ રંજ (દુ ખ)મા આવી પડ્યા એ કષ્ટ તેમને ભા વી (પવાકાળ) હશે ! યુદ્ધના ત્રાસમા (ત્રાસને લીધે) તેમની જે આશા હત તે ભાગી (નેરાશ પામી) અને આગમા લાગી ગઈ અર્થાત્ તેમના મનના મ નોરથ મનમા રહ્યા અને તેઓ જાતે પણ મરી ગયા. યોધ ઇ૦–જે યોધ ગા રા ઓધથી ક્રોધ આણીને લઢયા તેઓ પોતાના તનથી નિધન થયા (મૃત્યુ પ

'કરવુ અમારે કેમ, કાલ શો તમારે નેમ,
શત્રુઓ સમારો કેત્તા, ભખો ભખો ભાઈ રે;
મલની સમાન શલ્ય, શૂરનુ ગુમાન ભલ,
વાળતો કમાન લોહ, શૂર શૂર સાઈ રે,
ક્ષણ કરીએ અમો, પૂઠેથી ડરીએ કયમો,
અરિને હરીએ ધારી, ધન્ય ધન્ય ધાઈ રે,
કર્ણ રીઝીઓ અપાર, કાળ ખીઝીઓ આ વાર,
સાથ સીઝીઓજ પચ, રડે ધાઈ ધાઈ રે ૩૮

---

મા ) એમ કર્ણના તણુની પાસે ઉજાસમા ( અર્થાત્ ઉત્સાહમા ) આવીને પોતાનુ ક્ષેમ કલ્યાણ ( વિચારતો ) વિચારતો ભાસ ભખ્યો ( ભાસરૂપ કાઈ બોલ્યો ) કે, હવે મારે આ ધર્ણ ( ધરણી ) મા કર્ણ એજ એક શર્ણકારી ( શરણ આપનારો ) અને નેક ( સત્ય ) પ્રિયકારી (પ્રિય કરનારો) છે તે મને મળ્યો છે તેથી મારા દુ ખનો ત્રાસ ટળ્યો છે એમ તે પોતાના ખાસમા (ખાસ મડળમા) ભખ્યો ( બોલ્યો ) આદ્યતાનુ પ્રાસ.

૩૮ હવે દુર્યોધન કર્ણને પૂછે છે કરવુ ઈ૦—અમારે હવે કેમ કરવુ કાલે તમારે શો નેમ ( નિયમ—પ્રતિજ્ઞા ) છે—કયા શત્રુને હણવાની પ્રતિજ્ઞા છે? તમે કેત્તા (કેટલા) શત્રુઓને સમારશો (કાપી નાખશો)? હે ભાઇ! તે ભખો ભખો! (બોલો બોલો!) શલ્ય, જે મલ્લની સમાન છે, જેને શૂરનું ભલ(ભલુ) ગુમાન છે, જે લોહની કમાન વાળતો (વાળે છે—નમાવે છે), હે શૂર! તે શૂર તમારે સાઈ(સાહ્ય) છે હરિએ—નાશ કરીએ ધારી—પકડી કર્ણ ઈ૦—રાધ (ત્વંધેન)રડે રડે (દુ ખી થઈને શોક કરેછે) તેથી જાણે આ વાર(વખતે) કાળ ખીજ્યો હોય અને પચ (પાડવો)ના સાથ સીઝીઓ—સીઝી ગયો—મળી મુઓ હોય તેમ કર્ણ અપાર રીઝ્યો અથવા દુર્યોધનના વચન સાભળીને કર્ણ અપાર રીઝ્યો, તથા બોલ્યો કે હે રાય! તુ શુ કરવા રડે રડે—વારવાર રડે છે! આ વખતે કાળ ખીજ્યો છે અને તેથી પાચ પાડવનો સાથ સીઝી ગયો છે એમ તુ જાણ રડે' ઇત્યાદિ પાડવ પક્ષીય રાજાને પણ લગાડી શકાય લાટાનુપ્રાસ.

અર્જુનને મારૂં કાલ, ભીમને ભગાડું ભાળ,
શક્તિ ગયે શક્તિ એત્તી, છે મન બદનમાં;
દ્રોણ જેવો દીન કોણ, ભીષ્મ જશા નહિ ગ્રીષ્મ,
કવચ ગયે કચરૂ, જો શૂરસદનમાં;
શલ્ય થયો જશો શલ્ય, ધારો તમો જેહ મલ્લ,
એકલો અગાડી પડી, આવું જો કદનમાં;
પંચ વીર મારૂં કાલ, મરાળ ચૂંટે મૃણાલ,
કવિરાજ શૂરતાજ, મોહ ના મદનમાં. ૪૦
ભલો! ભલો! રાય ભાખે, મળ્યા સર્વ શૂર દાખે,
ધન્ય ધન્ય નિરધારે, ધીર વીર આ સમે;
દુર્યોધન બોલ્યો એમ, કોઇએ ન કર્યું ક્ષેમ,

---

૪૦ અર્જુનને ઇ૦—વળી કર્ણ પ્રતિજ્ઞા કરે છે કે જો મારી શક્તિ (એ નામનું આયુધ) તો ગઇ છે (ઘટોત્કચને મારતાં) તથાપિ કાલે અર્જુનને મારૂં અને ભીમને ભગાડું એટલી શક્તિ તો મારા મન અને બદન (તન)માં છે એમ તું ભાળ (જો–જાણ). દ્રોણ ઇ૦—દ્રોણના જેવો દીન કોણ હશે (કે જે અશ્વત્થામા પડ્યો એટલું સાંભળીને હથિયાર તજીને શત્રુ હાથથી મૃત્યુ પામ્યો!) અને ભીષ્મના જેવા કોણ ગ્રીષ્મ (તાતા-ગરમ) હશે કે જે પોતાની પ્રતિજ્ઞા સત્ય કર્યા વિનાજ બાણશય્યાને શરણ થયા! પણ હું તો, જો કે મારૂં અભેદ્ય કવચ (ઇંદ્ર કપટથી લેઇ ગયો છે તેથી) ગયું છે છતાં, શત્રુઓને શૂરસદનમાં–રણભૂમિમાં કચરૂં એવો છું. શલ્ય ઇ૦—તમો જેને મલ્લ ધારો છો તે શલ્ય તો મને શલ્ય (કાંટા) જેવો થયો છે (યુદ્ધ વખતે કર્ણનું સારથીપણું કરવાને શલ્યે ના પાડી ને કર્ણની નિંદા કરી હતી માટે કર્ણ તેને વિષે આમ કહેછે). પણ જો–હે રાજા! તું જો કે કદનમાં (યુદ્ધની કાપાકાપીમાં) હું એકલોજ અગાડી પડીને આવું છું. તથા જેમ મરાળ (હંસ) મૃણાલ (કમળના તંતુઓ) ચૂંટે છે તેમ પંચ વીર (પાંડવો)ને કાલ મારૂં છું. કવિરાજ વલ્લભ કહે છે કે કર્ણ તો શૂરાઓના તાજ રૂપ છે. એને કાંઇ મદન (કામ)માં મોહ નથી.
ઉઝાનુ પ્રાસ.

તજુ આજ અમો વેંમ, મિત્ત ચિત્ત ના ભમે;
અશ્વત્થામા શૂર ખરો, કિંતુ વિપ્ર શૂર ધરો,
લાગે એના શાપ ડરો, શત્રુ ભીત્રુ શે શમે;
દુઃશાસન અમો ધીર, શકુનિ ને તમો વીર,
વલ્લભ કવિનો મીર, શિર ભીર શે દમે. ૪૧

## ચારપ્રતિજ્ઞાકથન.

એમ બોધકા મળીને, ક્ષેમ રોધકા વિચારે,
આવી શોધકા ઉચારે, સુણો શંખ ગર્જતા;
ભીમ મહાબાહુ એતો, કૃષ્ણાના સરાહુ કાજ,
આવી ઉજાહુમાં કીધ, પ્રતિજ્ઞા તો તર્જતા;
ભાવી ભગવંત મને, લાવી બળવંત તને,
હર્ષી કળવત કે'તા, ધન્ય તારો સર્જતા;
કવિ વલ્લભ પ્રતાપ, ભીમ દુલ્લભ અમાપ,
દહે સુલ્લભ પ્રલાપ, કવિ શૂર વર્જતા. ૪૨

---

૪૧ ભલો ઇ૦-કર્ણનુ એવુ વચન સાંભળીને રાય ( દુર્યોધન )ભલો, ભલો, એમ ભાખેછે તથા ત્યાં જે બીજા શૂર મળ્યા હતા તે સર્વે પણ એમજ દાખેછે. -ભલો, ભલો, કહેછે ક્ષેમ-કલ્યાણ. તજુ ઇ૦-પણ આજ અમે વેહેમ તજી દેઇએ છીએ. મારા મિત્ત(મિત્ર) કર્ણનુ ચિત્ત ભમે એવુ નથી-તેની કરેલી પ્રતિજ્ઞા મિથ્યા થવાની નથી! અથવા હે મિત્ર! હવે મારૂ ચિત્ત ભમનાર નથી. તમે કહેશો કે અશ્વત્થામા શું શૂર નથી? તેને કેમ વખાણતા નથી? તો કહેવાનુ કે, અશ્વત્થામા ઇ૦-અશ્વત્થામા શૂર તો છે. પણ તે શૂર બ્રાહ્મણ છે એમ મનમા ધરો-જાણો એના શાપના ડરો (ડર) લાગે, અથવા એના શાપ લાગે માટે ડરો, પણ એથી ભીત્રુ (ભયંકર) શત્રુ શે શમે? કેમ નાશ પામે? ત્યારે શાથી શત્રુ શમશે? તો દુઃશાસન ઇ૦-ધીર એવો દુઃશાસન તથા અમો (દુર્યોધન) તથા શકુનિ અને વીર એવા તમોછો. કવિનો મીર (શ્રેષ્ઠ) વલ્લભ કહેછે કે જો એમ હોય તો મારા માથા ઉપર ભીર (ભીડ) શે દમે-અને શાથી શંકા આવે?

૪૨ એમ ઇ૦-એવી રીતે તે બોધકા ( એક બીજાને બોધ કરનારા મંત્રીઓ ) તથા રોધકા ( શત્રુઓને રોકનારા) દુર્યોધન વગેરે ચાર (દુષ્ટચતુષ્ટય-

દીપ જેમ દિન દખે, સૂર જેમ ઘુડ પેખે,
પૂરમા તણાયે જેમ, સુરભી અને ભલી,
હર્ણ જેમ વાઘત્રાસ, રે કપોત બાજભાસ,
હાથી સિંહ પાસ જોઈ, કપતો હળમળી,
કાયરને રણ જેમ, મા યરને યુક્તિ જેમ,
રૂક્તિ ધર્મ અધર્મની, ઉમંગ દેતી ગળી,
ભીમની પ્રતિજ્ઞા તેમ, અર્જુનની દીઠી જેમ,
વલ્લભ આવે શે વે મ, પૂછતો વળી વળી ૪૩

---

ચ ડાળ ચોખ્ડી ) પોતાનુ ક્ષેમ ( ક્લ્યાણ—કુશળ ) વિચારે છે. આવી ઇ૦–એવામા શોધકા ( જાસૂસ–રૂપા દૂત ) ત્યા આવીને ઉચારે છે કે, તમે શખ ગર્જતા ( શખની ગર્જના કરતા ) પાડવને સાભળો ! કોણ શખ વગાડે છે? ભીમ ઈ૦—એ તો મહાબાહુ ( મોટા હાથવાળો–પરાક્રમી ) ભીમ શખ વગાડે છે તેણે કૃષ્ણાના સરાહુ (સ્રાહ) વખાણને કાજે–કૃષ્ણા ( દ્રૌપદી ) થી વખાણ પામવા માટે ઉલાહુ ( ઉત્સાહ )મા આવીને પ્રતિજ્ઞા કરી છે, અને તે આપણને તજે છે–તિરસ્કાર કરે છે ભાળી ઇ૦–એ પ્રતિજ્ઞા ભગવત ( કૃષ્ણ) ને મને ( મનમા ) ભાવી, તથા તે બળવતને તને લાવીને ( શરીર સાથે લગાડીને ભેટીને, તે કળવત (કળા જાણનાર) કૃષ્ણ તેને કહે છે કે, તારા સર્જતાને ધન્ય છે !–ધન્ય છે તારા માતપિતાને ? વલ્લભ કવિ કહે છે કે, ભીમનો પ્રતાપ દુર્લભ અને અમાપ છે બીજાઓના સુલભ પ્રલાપ ( ઝટ ઝટ ઉચ્ચરેલા લવારા ) જેમને શૂરા કવિઓ પોતાના વર્ણનમા તટ્ઠ દે છે, તેમને તે દહે–બાળી નાખે એવો છે અથવા ભીમનો પ્રતાપ બીજાઓને સુલભ ( સેહેલથી ) બાળે એવો છે, ( એ હુ સત્ય કહુ છુ ) કેમકે શૂર કવિઓ પ્રલાપ ( ખોટા લવારાને ) વર્ણતા આવ્યા છે. પાદાંતાનુપ્રાસ.

૪૩ પોતાના દૂતે કહેલી ભીમની પ્રતિજ્ઞા સાભળીને દુર્યોધનની શી દશા થઇ તે કવિ વર્ણવે છે દીપ ઇ૦—સ્પષ્ટ છે સૂર–સૂર્ય. પૂરમા–નદીના પ્રવાહમા સુ ભિ ઇ૦—સુરભિ ( ગાય ) જેમ ભલી (ગરી ।) બની જાય અથવા ભલી ( ગરીબ ) ગાય પ્રવાહમા તણાતા જેવી ગ્લાનિ પામી જાય

## ચારઅભયગ્રહણ.

કોણ કાજ લીધ નીમ, દીર્ઘોદર જેહ ભીમ,
જાણે નહિ બળસીમ, દુર્યોધન આગળે !
શૂરમણિ કર્ણ પાસ, ધારતો ન તેનો ત્રાસ,
દુઃશાસનનો ઉલ્લસ, એથી એ શું ના ગળે ?
ભાખ્ય ભાખ્ય ભીમ ભડો, પ્રતિજ્ઞા કેવીમાં પડ્યો,
મોત હાથ આવી અડ્યો, લખી રાખ્ય કાગળે;
શકુનિ અપાર ખૂની, સુપર્ણ શકુનિ ધૂની,
ચંચુવડે ચીરે ઋણી, આજ બેશી ભાગળે. ૪૪

---

૨ ઇ૦–રે! બાજના ભાસથી (દેખાવથી) કપોત (હોલો) જેવો દીન બની જાય. સિંહ–સિંહને. મા'યર–માહર (માહિતગાર—પ્રવીણ)ને જેમ કોઇ યુક્તિમાં ફસાવે ત્યારે તે જેવો ગ્લાનિ પામી જાય. રૂક્તિ ઇ૦–ધર્મને(યુધિષ્ઠિરને) અધર્મની રૂક્તિ (ઈચ્છા અથવા રસનો) કોઇ બતાવે તે જેમ તેવા ઉમંગને ગળી (ગાળી) દે છે. ભીમની ઈ૦–તેમ, પ્રથમ જયદ્રથ વિષે જેમ અર્જુનની પ્રતિજ્ઞા દીઠી હતી તેવીજ આ ભીમની પ્રતિજ્ઞા છે. વલ્લભ કહે છે કે એમાં વેહેમ-શો આવતો હશે કે તે વળી વળી (વારે વારે) પૂછે છે? અર્થાત્ ભીમ પોતે કરેલી પ્રતિજ્ઞા નિશ્ચય પૂરી કરશે એમાં સંદેહ નથી.

૪૪ ચાર ઇ૦–ચાર (દૂત) ભીમની પ્રતિજ્ઞા કહેતાં પહેલાં દુર્યોધન પાસેથી અભય ગ્રહણ કરેછે–અભેદાન માગી લે છે. કોણ ઈ૦–(દુર્યોધન દૂતોને પૂછેછે કે), દીર્ઘ ઉદરવાળો જે ભીમ છે તેણે કોણ કાજ (શાનેમાટે) નીમ (પ્રતિજ્ઞા) લીધી ? શું તે જાણતો નથી કે બળની સીમા રૂપ દુર્યોધન તેની આગળ છે? ઉલ્લસ–પ્રકાશ. ગળે–હામ હારી જાય–નરમ પડે. ભીમ ભડો (ભીમ ભટ્ટ)–ભીમ વીર. લખી ઇ૦–હું જે કહુંછું તે ગમે તો તું કાગળ, ઉપર લખી રાખ્ય—અર્થાત્ એ પ્રમાણે નિશ્ચય બનશેજ. સુપર્ણ–ગરૂડપક્ષીના જેવા ધૂની(અવાજ)વાળા અથવા ધૂનમાં ગરક એવો: ચંચુ ઇ૦–તે. શકુનિ રૂપી ગરૂડપક્ષી આજ રણ સંગ્રામ રૂપી ભાગળે બેશીને ચંચુ (ચાંચ)વડે તે ઋણી દેવાદાર–ભીમને ચીરે, એવો છે.

સેવક વદે સમારી, વાણી થાયછે બિચારી,
શી શકુ અમો ઉચારી, રાય આપ પાસ એ,
શખ ગર્જતા અપાર, એથી કરો નિરધાર,
દાસ વેણમા ન સાર, કથુ શુય ત્રાસ એ,
પ્રતિજ્ઞા મહાન કીધ, સાખ કૃષ્ણતણી દીધ,
તુલસી ઉપાડી લીધ, વદુ શુ આભાસ એ,
તમો છો અમારા ઇશ, વલ્લભેશ્વર કવીશ,
અભે આપો પછે વદુ, મન માહિ આશ એ 45

## નિઃસશયચારપ્રતિજ્ઞાકથન.

મળી પાડવાદિ સર્વે, બેઠા માધવાદિ ગર્વે,
તર્જે તાડવાદિ પર્વે, બોલિયો બળે બકી,
બોકડી ગર્દન દત, શેર વિર્મદન ખત,
ગાડીએ ગર્દ્દન જત, વૃકોદર વ્હે વકી,

---

૪૫ સમારી—સભાળીને કે સાચવીને વાણી ઇ૦—સેવક સભાળીને બોલ્યો કે હુ શુ બોલુ ? બોલતા મારી વાણી બિચારી ( ગરીબ-દીન ) થઇ જાયછે જે કહેવાતુ છે તે આપને અપમાન લગાડનારૂ હોવાથી અમારી કહેવાની હિમ્મત થતી નથી નિરધાર—નિશ્ચય દાસ ઇ૦—દાસના વચનમા કાઈ સાર હોય નહિ માટે હુ એ ત્રાસનુ શુ કથન કરૂ ? અથવા, હુ એ શુ કહુ ? કેમકે એ કહેતા મને ત્રાસ ઉપજે છે । વદુ ઇ૦—હુ એ આભાસ ( છાયાવર્ણન ) શુ વદુ ? અથવા, હુ શુ વદુ ? મોટી પ્રતિજ્ઞા, કૃષ્ણની સાક્ષી આપી અને તુલસી ઉપાડી સોગદ ખાધા એ એનો આભાસ છે, એ ઉપરથી એ પ્રતિજ્ઞાનુ સ્વરૂપ સમજી લેજો તમો ઇ૦—વલ્લભેશ્વર નામે કવિરાજ કહે છે, તે દૂત આ પ્રમાણે બોલ્યો તમો અમારા ઇશ છો ( તેથી તેના વચન ઉચારવાની અમે હિમ્મત કરીએ તેમા કદાચ તમો અગારોજ નાશ કરો માટે) પ્રથમ અમને અભે ( અભય વચન ) આપો એટલે અમો વદુ ( બોલીએ ) એવી મનમા આશા છે

મૃગ દુ:શાસન આજ, સિંહ વિનાશન કાજ,
ભીમ સુરાશન સાજ, છળી છિન્ના રે છકી;
વલ્લભ કૃષ્ણાનો મૂઢ દુર્લભ તૃષ્ણાનો રૂઢ,
સુલભ ધૃષ્ણાનો ગૂઢ, નાથું નાથ હું નકી. ૪૬
ભીમ સભા બીચ એમ, હર્ણે પ્રભા મીચ નેમ,
સાહી ખભા ઘીચ કોચ, ખૂનનો ખૂની કરૂં;
ધારી શોભા જેહ દુષ્ટ, કરૂ એોભા તેહ પુષ્ટ,
બળે ક્ષોભા દેહ અરિ, ના કરૂ નિશે મરૂં;
પદ્દી ભાંડતણી સહુ, વેણ માંડ કદી વહુ,

---

૪૯ અભય વચન લીધા પછી ચાર (દૂત) નિસંશયપણે ભીમે કરેલી પ્રતિજ્ઞાનું કથન કરે છે: મળી ઈ૦–પાંડવાદિ (પાંડવ વગેરે) અને માધવાદિ (કૃષ્ણ વગેરે) સર્વે મળીને બેઠા હતા ત્યાં તે પર્વે (તે સંધિમાં)–તાંડવાદિ (નૃત્યગાનતાન ચાલતું હતું તેને) તર્જીને (તિરસ્કારીને કે તજીને) બળથી (હોડ) બકીને બોલ્યો. શું બોલ્યો? બોકડી ઈ૦–જેમ જંત (પશુઓ)નો ગર્દન (લોભી) શેર (વાઘ) બોકડીની ગર્દનમાં દંત ગાડે–દાંત બેસાડે, તેમ શત્રુના વિનર્દન (નાશ)ની ખંતવાળા અમો પણ શત્રુની ગર્દનમાં દાંત ગાડીએ. દૂત કહે છે કે, વૃકોદર એવી વકી વહે છે—અર્થાત્ રાખે છે. વળી તે બોલ્યો કે મૃગ ઈ૦—દુઃશાસનરૂપી જે મૃગ છે, તેના વિનાશનેમાટે હું (ભીમ) સિંહ છું; કેમકે એણે (દુઃશાસને) ભીમના સુરાશન (અમૃત)ના સાજરૂપ દ્રૌપદીને છકીને (છકમાં મદમાં આવીને) છળી છે તથા છિન્ના (મર્મમાં ભેદિત) કરી છે. વલ્લભ ઈ૦– હું (ભીમ) તે કૃષ્ણા (દ્રૌપદી)નો વલ્લભ (સ્વામી) છું, અને તે મૂઢ (દુઃશાસન) દુર્લભ (દુર્લભ–ન પ્રાપ્ત થાય એવી–દ્રૌપદીગ્રહણરૂપી) તૃષ્ણાનો રૂઢ–એવી ઇચ્છામાં રૂઢ થયેલો છે. તથા દ્રૌપદીની સુલભ (મેળવથી બને એવી–કેમકે તે વખતે ધર્મ હારવાના ભયથી અમે તેનો બચાવ કરવાને અશક્ત હતા તેથી તેની ધર્ષણા કરવી સુલભ હતી) ધૃષ્ણા (ધર્ષણા–તિરસ્કાર) કરવા વિષે ગૂઢ (ગુપ્તમંત્ર) જે દુઃશાસન, તેને હું નકી નાથ નાથું. અર્થાત્ વશ કરૂં દૃષ્ટાંત અલંકાર. અંત્યાનુપ્રાસ.

બની રાંડ સાંઢકેરી, થઈ દીન હું ડરૂં;
પિતૃ નાક ગયા પાડું, જીતી હાક મારી ગાડું,
હોય વાક વાનમાં તો, દુષ્ટ મર્ણને વરૂં. ૪૭

દુષ્ટને મારૂં ન આજ, રૂધિરના પાન કાજ,
જાન વાન કરૂં તાજ, નર્કમાં જઈ પડું;
વાર વાર વદુ કશું, જહુ લિપ્ત હણું પશુ,
ખૂન ખૂની બની ધસુ, રે બદન આ વડું;
પાન કરૂં ઉષ્ણ લોહી, નૃત્યકરૂં શૂર જોઈ,
વારશે અમોને કોઇ, તેહ જાણવુ મડું;

---

૪૭ દૂત કહેછે બીમ ઇ૦— એમ સભાની બીચ ( વચ્ચે ) શત્રુની પ્રભા (કાંતિ)નુ હરણ કરે એવા ભીમે મીચ(મૃત્યુની) નેમ(પ્રતિજ્ઞા)કરી તે બોલ્યો કે, હુ ખૂની (ભીમ) દુ શાસનના ખભા સાહી (પકડી)ને ખૂનનો (લોહીનો) ધીચ (જાડો) કીચ ( કાદવ ) કરૂં. વળી તે દુષ્ટે (દુ શાસને) જેહ—જેને (દ્રૌપદીના કેશ ખેચવા રૂપ ) શોભા ધારી હતી તેને હુ પુષ્ટ (પ્રબળ) ઓબા ( ગુચવણ ) કરૂં. અથવા તે શોભાની મોટી ઓભા કરૂં ( પસ્તાના રૂપ થઈ પડે એવી કરૂં ) અને જો માગ બજે કરીને અરિના દેહને ક્ષોભા (ક્ષોભ યુક્ત) ના કરૂં તો નિશે (નિશ્ચય) મરૂં. બીજા સોગન ખાયછે પદી ઇ૦—જો આ વચન હું ભાડ ભાંડ વદુ (વદન) કરૂં—અર્થાત્ જો મિથ્યા કરૂં, તો હું ભાડની પદ્ની મદન કરૂં—ભાડ જેવો ગણાઉં. જો હુ દીન થઇને ડરૂં તો સાંઢની રાડ ( ગાય ) થઇને ડરૂં તાત્પર્ય કે હુ ડરૂં તો મને ગરીબ ગાયની પદ્ની મળે પિતૃ ઇ૦—હું સગ્રામ ભૂમિમા શત્રુના પિતૃઓ જે નાક ( સ્વર્ગ )મા ગયા હોય તેમને પાડુ—પાછા આ લોકમાં લાવુ તથા તેમને જીતીને હાક વગાડીને ગાડું—દાબી દઉં, અને જો વાન (શરીરના વર્ણ ) મા વાક (ક્રમ) હોય તો શત્રુના દુષ્ટ મરણને વરૂં—પસદ કરૂં. અર્થાત શત્રુને દુષ્ટ રીતે મારૂં અથવા તે દુષ્ટને મરણ સાથે વરૂં—વરાવુ. વીરના અનુભાવ

રાજતાજ સુયોધન, સૂતસુત કર્ણ ધેન,
શકુનિ રમત રમે, નામ ભીમ જઈ ભડુ ૪૮.
ભર્યે અંગ રૂધિરથી, આલિંગુ કૃષ્ણાને આપ,
શ્યામ વર્ણ રક્ત કરૂ, ભીમ નામ તો ભણુ;
ચોધની મીચાવુ આખ, વૈરીતણી તોડુ પાખ,
અજબ ગજબ આશો, અરિ એ વિધે હણુ;
કર્ણ કેરૂ ધનુતાજ, કરાવુ ન યદુરાજ!
કોઈ રોઈ આવે વાજ, શૂર નામ શે ગણુ;
એકલો ન કોને ગણુ, વ્હારે આવે તેને હણુ;
લોહી ના પીવાય કે જો, વેણ ધર્મ ના શણુ. ૪૯

૪૮ વળી વે કહેછે દુષ્ટને ઇ૦—જો હુ રૂધિરનુ પાન કરવાનેમાટે તે દુષ્ટને આજ ન મારૂ તો મારો જાન (જીવ) અને વાન (વર્ણ—અર્થાત્ દેહ) તાજ (ત્યાગ) કરૂ અને નરકમા જઇને પડુ જાડુ ઇ૦—જાડુ (ધૂળ) થી લિપ્ત (લેપાયના) પશુ (દુઃશાસન રૂપી)ને હણુ અર્થાત્ પશુને હણુ અને ધૂળમા રગદોળુ. અને ખૂની બનીને ખૂન (લોહી)વડે આ વડુ (મોટુ) મારૂં બદન (શરીર) ઘસુ—ખગડુ મડુ—મડદુ અર્થાત્ જો કોઇ મને અટકાવવા આવશે તો તેનો હુ પ્રાણ લેઇશ રાજ ઇ૦—રાજાઓના તાજ (મુકુટ) રૂપ સુયોધન (દુર્યોધન), તથા ધન્ય એવો સૂતસુત (સૂત જાતિના પુરૂષનો પુત્ર) કર્ણ, તથા શકુનિ જે રમત રમે છે—રમત રમવામા પ્રવીણ છે, એ ત્રણેના દેખતા જો હુ જઇને ભડુ—યુદ્ધ કરૂ, તો મારૂ નામ ભીમ જાણજો **વીરના અનુભાવ.**

૪૯ ભર્યે ઇ૦—અંગ રૂધિરથી ભર્યે છતે હુ આપ કૃષ્ણા (દ્રૌપદી)ને આલિંગુ અને તેનો શ્યામવર્ણ રક્ત કરૂ તો ભીમ એવુ નામ ભણુ (કહુ) અજબ ઇ૦—શત્રુને મારતો જોઈને લોકો કહે કે આ અજબ ગજબ શો થયો, એમ કહે, એવી રીતે અરિને હણુ કર્ણ ઇ૦—હે યદુરાજ! જો હુ કર્ણનુ ધનુષ્ય તાજ (ત્યાગ) ન કરાવુ તો મારી કોઈ (નામ પાડનારી) રોઈને વાજ આવે અર્થાત્ મારૂ નામ ખોટુ પાડયુ એમ જાણુ મારે કોઇની મદદ

પણ લેઈ શંખ વાય, ચાર વદ સુણો રાય,
હાય હાય હવે કશુ, થાય રાય આતનુ;
હબકી છબકી અમો, આવીઆ વિચારી સગો,
સમાચાર ઘણા મૂક્યા, આ રહસ્ય વાતનુ;
ઉગારવો મારો ભાઇ, તો સજો રૂડી સજાઇ,
દાસકેરે ધર્મે દાખ્યુ, બન્યુ જેહ રાતનુ;
ચૂડામણિ કવીશ્વર, છે નામે વલ્લભેશ્વર,
ભાખે રાય દશા ભલ્લ, શુભ ચાહી સાથનુ ૫૦

## કર્ણાદિકૃતસુયોધનશાંત્વન.

સુણી શરીરથી શ્યામ, પ્રતિજ્ઞા પ્રમાણ પ્રૌઢ,
નૃપાળ નહુષ જશો, સુણી સર્પ સર્પ તો,
ફૂળ ફૂલમાં ફણીંદ્ર, નિહાળી નરીંદ્ર હવો,
સમજી સુગન શાત, દાટ્યો દર્પ દર્પ તો,
વૃત્રાસુર વજ્રપાત, તણી તાતી તાલાવેલી,
આવિયો અપાર વાર, કંપ કર્પ કર્પ તો,
ચમક્યો ચ્યવ્યો ચતુર, ભાખ્ય ભાખ્ય ભાવી ભલ,
દાખ્ય દાખ્ય દુઃખ દૈન્ય, શાણા સર્પ સર્પ તો ૫૧

---

પણ નહિ જોઇએ તે વિરે કહે છે, એકનો ઈ૦–સ્પષ્ટ છે લોહી ઇ૦–જો ધર્મ (યુધિષ્ઠિર) મને એમ કહે કે લોહી ન પીવાય, તો તે વેણ હું શાણું (સાભ. ળું) નહિ–કાનેજ ન ધરૂં.

૫૦ પણ ઇ૦–ચાર (દૂત) કહે છે કે હે રાય સુણો, પાંડવ પણ(નિયમ) લેઇને શંખ વાય (વગાડે છે) રાયઆતનુ–દુઃશાસનનું મૂક્યા–પરતા મૂક્યા રહસ્ય–ગુપ્ત ભેદ સજાઇ–તૈયારી

૫૧ સુણી ઈ૦–પ્રૌઢ પ્રમાણવાળી ભીમની પ્રતિજ્ઞા સાંભળીને રાજા (દુર્યોધન) જેમ ઋષિઓના મુખથી સર્પ સર્પ એ પ્રમાણે સાંભળીને નહુ૰

જેધ જયદ્રથતણો, શેધ ગય હણી કર્યો,
બોધ બોલી બોલી બકુ, છત છત છત એ;
ક્રોધથી ક્નાત કાજ, ધોધ ધામ મહાબળી,
શોધ શાતપણે લેશે, રીત રીત રીત એ;
શૂર ક્રાત ભ્રાત કરી, નૂર નાથ સિંધુ હણી,
પૂર પાણી તાણી લીધ, ભીત ભીત ભીત એ;
કર્ણ કૃપાળ ભૂપાળ. રાખ્ય રાખ્ય રાધેય તુ,
કિરીટીને કૃષ્ણ જેમ, મીત મીત મીત એ ૫૨

જેવો રાજા જેમ ફળ ખૂનમા કૃષ્ણિદ્ર ( સર્પ-અજગર ) થયો હતો તેવે શરીરે શ્યામ ( કાળો સર્પ જેવો ) થયો અર્થાત્ તેની કાંતિ ભયથી શ્યામ થઇ ગઇ. અને બીમના સુગન ( સોગન ) શાતપણે અમજી લઇને પોતાનો અતિ ઘણો દર્પ ( ગર્વ ) તેણે દાટયો ( તજ્યો ) દ્રવાસુર ઈ૦—જેમ વૃત્રાસુર નામે દૈત્ય ઉપર ઇંદ્રનો વજ્રપાત થવાથી તેને જેવું દુખ થયું હતું તેવી તાતી ( ગરમ ) તાવાવેલી રાજાને આ પ્રતિજ્ઞા સાભળવાથી થઈ તથા અપાર વાર તેને શરીરે કર્પ કર્પ ( અતિ ધાકથી ) કપ થવા લાગ્યો કવિ કહેછે કે, તે ચતુર ( દુર્યોધન ) ચમકી અને ચસ્યો ( ત્યાથી એકએક ખસ્યો , તથા બોલ્યો કે, હે ગાગુ ! તુ ગર્પ ગપ ( ઝટ ઝટ ) દુ મ અને દીનપણું જણાય અને જે બનવા કાળ છે તે ગુમેથી કર-અયમા ( શાણા દૂત ! જો તુ સર્પ સર્પ ( દોડી દોડીને આ યા છે ) તો જે દુખ દૈન્ય ભાવિ હોય તે ભલે દાખ્ય !

૫૨ હવે દુર્યોધન કર્ણને વીનવેછે કે જેમ અર્જુને પ્રતિના કરીને જયદ્રથનો વિનાશ કર્યો તેમ ભીમ પણ આ પ્રતિના કરીને દુશાસનનો વિનાશ કરશે માટે તુ અમને બચાવ જેધ ઈ૦—ઘણા રાજાઓને હણીને જયદ્રથ જેધનો શેધ કર્યા માટે હુ બોલી બોલીને જોર બકુ ( કેહુ )છુ કે એમની છત છત છત ( નિશ્ચય છત છે ) ક્રોધ ઇ૦—તે ક્રોધે કરીને કૃત ત કાળસર એ છે, તથા તે મહાબળી ( મોટા બળવાળો ) બળના ધોધનુ ધામ છે, માટે અથવા ધામનો ધોધ (અત્યત તેજસ્વી) છે, માટે તે શાતપણે આપણી શોધ ( ખબર ) લેશે એ રીતજ છે શૂર ઇ૦—ક્રાત

કંપતો કરાળ જંપતો ન જરી ડરી ડરી,
હરિ ! હરિ ! કરી ધરી, કરને કપોળમાં;
ભરી ભરી આંખ આપ, મરી મરી મીત જાત,
કરિઅરિ મુખ નાણું, ભાઇને અઝોળમાં;
ડરી ડરી કશો મરે, ધરી ધરી કર્ણ ભણે,
નરી નરી નરસાઇથિકી તો અતોલમાં;
ફરી ફરી પૂછે એને, પરી પરી પીડ કરી,
મરી મરી મોટપણું, મૂકશો અબોલમાં. ૫૩

---

(પરાક્રમી) શરાઓને શાંત (ભ્રમિત) કરીને સિંધુના નાથ (જયદ્રથ)નું નૂર (તેજ) હણીને તેનું પૂર પાણી તાણી લીધું, એવી મને બીત (ભીતિ-ભય) હમણા પણ છે. માટે હે કૃપાળ ભૂપાળ કર્ણ ! હે રાધેય (રાધાપુત્ર) તું હવે મને રાખ-બચાવ. કિરીટી (અર્જુન) ને કૃષ્ણ એ જેમ મીત (મિત્ર) છે તેમ તું પણ મારો મિત્ર છે. અર્થાત્ કૃષ્ણ જેમ પાંડવોને સહાય કરેછે તેમ તું અમને સહાય કર.

૫૩ કંપ ઇ૦-દુર્યોધન પોતાના કરને (હાથને) કપોળમાં (લમણા ઉપર) ધરીને અને હરિ હરિ કરીને (બોલીને) ભીમની પ્રતિજ્ઞાથી ડરી ડરીને તે જરા પણ જંપતો નહોતો, તથા તેને અંગે કરાળ (ભયાનક) કંપ થતો હતો. ભરી ઇ૦-તે આંખે પાણી ભરીને કર્ણને કહેછે કે, હે મિત્ર ! મારો ભાઈ હવે મરીજશે ! અથવા મારા મિત્રો મરી જતા જાયછે ! અને હવે મારા ભાઈને પણ અઝોળમાં (અંતરિયાળ) કરિઅરિ (સિંહ)ના મુખમાં નાખું છું. ડરી ડરી ઇ૦-પછી કર્ણ તેને ધરી ધરીને (ઝાલી ઝાલીને-ધીરજ આપીને, ભણે (બોલેછે) કે નરી નરી (છેક) અતોલ (અપાર) નરસાઇવડે તું આટલો કેમ ડરી મરેછે ? ફરી ફરી ઇ૦-એમ છતાં પણ દુર્યોધન પીડાને પરી (વેગળી) કરીને કર્ણને ફરી ફરીને પૂછે છે કે, જો તમે અબોલમાં રહેશો -બોલશો નહિ-પરાક્રમ નહિ કરો તો મરી મરીને મોટપણું મૂકશો-તજશો. અર્થાત્ તમે પરાક્રમ નહિ કરો તો અમારો સાથ મરી જશે અને તેથી મોટપણું પણ જશે. લાટાનુપ્રાસ.

દુઃશાસન ગર્જી તર્જી, સર્જી સર્જી એને સર્જ્યો,
બોલિયો અપર્જી વર્જી, કંપ જપ અંગનો;
જયદ્રથ નોંય, નોંય, રોય રોય રમાપતિ,
કોય હોય માત જાયો, આવે રંગ ભંગનો;
દુઃશાસન નામધારી, સારી સારી સુખડી તો,
મારી મારી આપુ અમો, મુસંગ અભંગનો;
ભીમ નામને ભૂલાવું, દૂલાવુ દૂલાવુ દમી,
ફૂલાવું ફૂલાવું ફળે, ખગ જગ તગનો. ૫૪

વલ્લભા રમાડુ રાય, સતી પતિ વિણ થાય,
યતિ મતિ જો તજાય, ગોરી ગાય ગાય જો;
હાય હાય કરે કુતી, ગાય ગાય ગીત ગુતી,
રાય કાય કંપ કરૂ, બોલ્યો ગાય ગાય જો;

---

૫૪ દુઃશાસન ઇ૰—પોતાને મારવાની ભીમે પ્રતિજ્ઞા કરીછે તે સાંભળીને અપર્જી (અપરાજીત) દુશાસન ગર્જીને તથા તર્જીને (તિરસ્કાર કરીને)બોલ્યો કે, (બ્રહ્માએ) સર્જી સર્જીને શુ એનેજ સરજ્યો છે? કેવી રીતે બોલ્યો? વર્જી ઇ૰—પ્રથમ ભીમની પ્રતિજ્ઞા સાભળતા ઉપજેલા ભયથી થયેલા કંપને તથા જપ (શાંતિ)ને વર્જીને-તજીને જયદ્રથ ઇ૰-અરે! આ જયદ્રથ ન હોય કે જે અર્જુનની પ્રતિજ્ઞા પાર પડવા દે! હું તો દુઃશાસન છું; જો રમાપતિ (વિષ્ણુ) મારી સામે આવે તો તે પણ રોય રોય (નિશ્ચય રડે) તેમ છતાં જો કોઈ મતાએ જણ્યો હોય તો તેના ભગનો (નાશ કરવાનો) રંગ બાહાર આવે! સારી ઇ૰—તેને મારી મારીને હુ સારી મારી સુખડી આપું-જમાડું! અર્થાત્ મારરૂપી સુખડી ખવરાવુ અને અભગ (અમર-દેવ)નો સુસંગ આપું અર્થાત્ દેવ લોકે મોકલું! ભીમ ઇ૰—હું ભીમના નામને ભૂલાવુ અને તેને દમીને (દુખ દઈને) દૂલાવુ (ડોલાવુ) વળી ફળે (ફળ-વડે-ભાલાવડે) તગ (ભમાડનારો-દડ) જગ (યુદ્ધ)નો ખગ (બદલો) ફૂલાવુ-વૃદ્ધિ પમાડું! અર્થાત્ કસા કસીવાળા યુદ્ધનો બદલો ભાલાવડે-ફૂલાવી કાઢું-વિસ્તારૂં-અર્થાત્ લેઉં લાટાનુપ્રાસ.

પંઢ ઠંડ પાણી નાંય, નદી તીર જાય જાય,
ખાય ખાય ધનુ તનુ, કરે હાય હાય જો;
કવીશ્વર વલ્લભશા, ગુણ ઋણ તજી મારા,
ગાજી ગાજી પાજી કર્યે, રૂડા ગાય ગાય જો. ૫૫
શકુનિ કે' ભાર શાય, માર માર્યો પાસાતણો,
તેવાં બાણ મારૂં રાય, રૂધિર રૂધિર શું;
લોક ચારના ઉચ્ચાર, માંહી ચાર સંપ ધાર,
દુષ્ટનું ચતુષ્ટ કપે, અવીર અવીર શું;
દ્રોણ વૃદ્ધ માની માપે, અર્જુનને દમ્યો નહિ,
તેડી રાય રમાડું હું, અધીર અધીર શું;
તરભડચે હરભડચે, ગરબડચે કશું થાય,
ચરભડચે વલ્લભ તો, અમીર અમીર શું. ... ૫૬

---

૫૫ જો ઇ૦–જો હવે હું રાય ( યુધિષ્ઠિર )ની વલ્લભા વહાલી પત્ની ( દ્રોપદી )ને રમાડું છું–ઇચ્છા પ્રમાણે નચાવું છું, અને તે સતી પતિ વિનાની થઈ જાય છે તથા યતિ ( સંન્યાસી જેવા યુધિષ્ઠિર ) મતિ તજાયછે તથા મારાં પરાક્રમ ગોરી ( અપ્સરાઓ ) ગાયછે। જો હવે કુંતી હાય હાય કરેછે, અને ગુંતી ( આપણી સ્ત્રીઓ ) ગુંથીને–નવાં બનાવીને ગીત ગાય છે, અને હું જે દ્રોપદી સહિત પાંડવો વન જતા હતા ત્યારે તેને 'ગાય,ગાય' કહીને બોલ્યો હતો તે, રાયની કાયાને કંપ કરૂં–કંપિત કરૂં છું। પંઢ–આપલો–અર્જુન. તનુ–શરીર. તેના શરીરને મારૂં ધનુષ્ય ખાઈ જાય છે? કવીશ્વર ઇ૦–હું ગાજી ગાજીને પાંડવોને પાજી–ક્ષુદ્ર–અધમ કરી નાખીશ ત્યારે પોતાનું ઋણ (દેવું–કરજ) તજીને (અદા કરીને) વલ્લભ સરખા રૂડા કવીશ્વર મારા ગુણ ગાશે તે તું જો. સર્વત્ર ભવિષ્ય ક્રિયાને વર્તમાન જેવી વર્ણી છે માટે ભાવિકાલંકાર. શબ્દની આવૃત્તિ છે માટે લાટાનુપ્રાસ.

૫૬ પાસા રમાડી છળભેદ કરનારો શકુનિ બોલછે : શકુનિ ઇ૦–સ્પષ્ટ છે. રૂધિર રૂધિર શું–રૂધિર પીશે રૂધિર પીશે એમ શું બોલો છો ? લોક ઇ૦–ચારલોક ( શિષ્ટ મંડળ )ના ઉચ્ચારમાં આપણ ચારનો સંપ ધારવામાં આવે

ચાર વાર વાર તેડી, પાર સાર પૂછતો તે,
ધાર ધાર ધારણને, ભાખ્ય ભાખ્ય ભાવના;
માર માર ભીમ ભણ્યો, સાર સાર તેને વદો,
કારભાર જાણુ એમો દાખ્ય દાખ્ય દાવના;
તાર તાર કરી તોડુ, ભાર ભાર ભીમના શા,
ઠાર ઠાર લાડુ જગ્યા, ચાખ્ય ચાખ્ય ચાવના;
ડાર ડાર દુરાગિન, માર માર તો ઉચ્ચાર,
સાર સાર વલ્લભ કે', હવિ તુ લજાવના. ૫૭

---

છે ( અર્થાત્ ચાર લોકમા જે વાત થાય તે ખોટી ન હોય, માટે આપણો સપ ખરોજ છે ) અને તેઓ આપણને દુષ્ટનુ ચતુષ્ટ ( ચતુષ્ટય-ચારનુ ટોળુ ) કહેછે, તેમને તમે અવીર અધીર( નહિ વીર-કાયર ) શુ કહોછો ? દ્રોણ ઇ૦- દ્રોણ વૃદ્ધ હતો તેણે અર્જુનને માપે માની ( તેનુ માપ રાખીને ) અથવા માની એવા વૃદ્ધ દ્રોણ અર્જુનનુ માપ રાખીને તેણે અર્જુનને દમ્યો નહિ,- માર્યો નહિ, પણ હુ રાય ( યુધિષ્ઠિર )ને તેડીને રમાડુંછુ-ધુતની બાજી રમાડુ છુ, તમે અધીરા શુ કરવા થાઓ છો ? અથવા હમણા હુ યુધિષ્ઠિરને પકડી મેઠને તેને ફરીને ધૂત રમાડુ છુ અને બાર વરસ પાછા વનમા મોકલુ છુ (યુદ્ધ કરવા કે ધૂત રમવા સાનો માણસ બોલાવે ત્યારે રાજાએ તેને ના કહેવી નહિ, એવો રાજાઓનો ધર્મ છે ) તરભ ચે ઇ૦-તરભડયે ( તરફેણ કર્યે ) અથવા હરભડયે ( નાહિમ્મત થયે )-અથવા ગરબડચ (ગરબડાટ કર્યે ) શુ થાય ? વલ્લભ કહે છે કે, અમીર ( ઉમદા ? તુલ્ય ) હોય તે તો અમીરની સાથેજ ચરભડે છે !-કજીઓ કરેછે અથવા ચરભડયે ( ચરભડવાથી ) શુ અમીર તે અમીર જણાયછે કે ? છેકાનુપ્રાસ તથા લાટાનુપ્રાસ.

૫૭ હવે દુર્યોધન દૂતને પૂછે છે કે ભીમે રૂધિરપાન કરવાની પ્રતિજ્ઞા શામાટે કરી તે સવિસ્તર કહે, તે વિષે વર્ણવતા વ ભ ન્વિ લખે છે ચાર ઇ૦-તે ( દુર્યોધન ) ચાર (દૂત) ને તેડીને (પાસે બોલાવીને) વાર વાર પાર સાર ( વાતનો પાર અને સાર-મતલબ ) પૂછતો-પૂછે છે તે દૂતને કહે છે કે, તુ ધારણુ ધાર ધાર-મનમા સ્થિર થા-દુ શાસનને મારવાની પ્રતિજ્ઞા

## રુધિરોત્પત્તિકથન

### સવૈયા

ષોડશમે દિન યુદ્ધ કરી હરિ,
શુદ્ધ બની વડ વીર વિખેર્યા,
જાણ ભલી મન બુદ્ધ વિચાર્યો,
ક્રુદ્ધ બની ભડ ભીમ ઈ ટેર્યા,
શિબિર થિર વિશુદ્ધ મતિ કરી,
યુદ્ધ બની હરિ અર્જુન હેર્યા,
ભીમ ભડે અતિ રૂદ્ધ સભાબિચ,
ક્રુદ્ધ બની બકવા અતિ ફૂર્યા　　૫૮

---

ભીમે કરી તે જાણી ગભગાઇશ નહી પ ુ તેમના મનની ભાવના (ઈચ્છા) મને ભાખ્ય—કહે માર માર ઇ૰—ભીમ જે માર માર એમ બોલ્યો તેને તમે સાર સાર વદો-કહોઠો અર્થાત્ એ તો તમે કહોટો ક 'સક્ષેપમા પ્રતિજ્ઞા કથન કર્યું છે ર ગ તેમનો કારભાર અમે જાણીજે તો ખરા માટે તેમના જે નાવના છગ પ્રપ ન હોય તે દાખ્ય (કહે)—તેઓ કેવા દાન રમે છે તે કે ભીમની પ્રતિજ્ઞા પાર પ રો એનો ભય તુ ન રાખીશ કેમકે ભીમન શા ભાર છે? તેને તો હુ તાર તાર કરીને-ટૂટા ટૂટા કરીને વીણી વીણીને તોડુ—નાશ કરૂ એવો છુ તેમનો તુ કહે કે તમે દાર દાર લાડ જમ્યા છો પણ આ ચાવાા (ચાવણુ) તો ચાખો! અથાત્ એ તમારા દાત તોડી પાડે એવુ છે! હે દૂત! જા, દુશમાને ચોગ કહી ે ાર ાર—બીહીનરાવ અને માર માર શબ્દો ઉચ્ચાર કર વા ન કરિ સાર સાર (સક્ષેપ) કહે છે કે હવે તુ પોતાને લજાવીશ નહિ— અથવા નરમ બોલી અમને લજા વીશ નહિ! લારાનુ પ્રામ.

૫૮ દુર્યોધનના પૂછવા પરથી રૂધિરોત્પત્તિ (રુધિરપાનની પ્રતિજ્ઞાની ઉત્પત્તિ સવિસ્તર ચાર (દૂત) કહે છે ો શ ગે ઇ૰—સોળમે દિવસે યુદ્ધ કરીને તથા શુદ્ધ બનીને (સ ાવાન થઇને) હરિ (કૃષ્ણે) વડ (વડા મોટા) વીરોને વિખેર્યા-ભગાડ્યા. પછી તેણે મા ભુ વિચારથી મનમા વિચાર

તેહતણા તનમાં મનમાં રહિ,
શોચનમાં રણમાં ધનમાં શું,
જેહતણા જનમાં ધનમાં નહિ,
મોચનમાં ક્ષણમાં વનમાં શુ;
દેહ બચે ઉનમાં ગનમાં રહિ,
. લોચનમાં ઉણમાં અનમાં શુ,
ખેહન જોબનમાં હનમાં સહિ,
રોચનમાં ધુણમા ધનમાં શુ. ૫૯

---

કરીને અને બુધ્ધિમા નિશ્ચય કરીને ભલી રીતે જાણુ ( જાણ્યું ) કે ભીમ ભટે કુધ્ધ બનીને-ક્રોધી થઇને ઈ (આ પ્રતિજ્ઞાના શબ્દો) દેર્યા છે લવકાર્યા છે ( દેરના ઉતારના ) એ પ્રતિજ્ઞા કેમ પાર ઉતારવી તે વિષે ચિંતા થવાથી હરિએ પોતાના શિબિર ( તંબુ ) મા થિર (સ્થિર ) થઈને અને મતિ ( બુદ્ધિ )ને વિશુધ્ધ કરીને (એકાગ્ર ચિત્તે જે કરવાનુ તેનો નિશ્ચય કરીને ) તથા મુદ્ધ ( મુગ્ધ-અજાણ્યા જેવા) બનીને અર્જુનને ટેર્યા (જોયા ) અથાત તે અર્જુનના તબુએ ગયા અને ત્યા જઈને કહ્યું કે, ભીમ ભટે ( ભીમ ભટે-વીરે ) અતિરૂધ્ધ રોકવાની સીમાને ઉલ્લઘી ગયેલી અથાત્ ખુલ્લી સભા બિચ (વચ્ચે), અથવા ન રોકાયલો હોઇને-ખુલ્લી રીતે ક્રુદ્ધ બનીને ક્રોધી થઇને અતિશય બકવા ફેર્યા-ઘુમાવ્યા છે ! ( ફેરતા-ઘુમાતા )-વગર વિચાર્યે બહુ લવારો કરી વળ્યે છે અર્થાત્ દુશાસનનું રૂધિર પીવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે, પણ તે તેનાથી પાર કેમ પડશે તેનો તેણે હજી સુધી વિચાર કર્યો નથી ! **વૃત્યનુપ્રાસ.**

૫૯ તેહ ઈ૦—જો એ પ્રતિજ્ઞા તેહતણા (ભીમના) તનમા અને મનમાજ રહી ગઇ (પાર પાડવામા ન આવી ) તો પાછળથી તેનુ શોચન ( શોચના ) કરવાથી શુ ફળ છે અને તે આજ સુધી ધન ( સજ્જ ) રણ (યુદ્ધ)મા ગયો તેથી પણ શું ? અર્થાત્ ગમે તેવુ પરાક્રમ કર્યું પણ પ્રતિજ્ઞા તો મનમાંની મનમા રહી ગઈ એ શોચવા જેવુ છે ? જેહ ઇ૦—જે જનમા (જંતુ-જન્મમાં) અને ધનમા ( ધન્યમા-ધન્ય વામા ) નહિ, (દીર્ઘદર્શી નથી) અર્થાત્ જે જન્મથીજ અવિચારી છે અને શુ કરવાથી ધન્યવાદ મળશે

જાય અઢાર દિનો તવ વાર શી,
કાય અપાર હણે સૂતસાથી,
થાય અસાર અપાર વિનાશજ,
લા'ય અકાર લહે જૂત નાથી;
ખાય અલાર ગમાર, બની ધની,
થા'ય અવાર, ન હેર્ત ભાથી,
ના'ય ન વાર સવાર બની બળી,
ધાય અધાર સરે નુત નાથી ૬૦

---

તેનો પણ જેને વિચાર નથી, તેના મોચનમા—મિથ્યા મગરૂરીમા (મુચ્—મિથ્યા મગરૂર થવુ) તેની ક્ષણુમા—તેને લાગ—અવકાશ મળ્યો હોય તેમા (ક્ષણ—અવ-કાશ—અવકાશ) અને તેના વનમા—તેના પાણીમા અર્થાત્ બળમા (વન—પાણી) પણ શુ? અર્થાત્ જે જન્મથીજ મિથ્યા બકના કરનાર હોય તેની બડાઇઓમા કે તેને અવકાશ મળ્યો હોય તેમા કે તેના બળ વગેરેમા પણ કાઇ માલ ન સમજવો. દેહ ૬૦—જે કદાપિ ઉનમા (ઉન્નતિ—ઉચ્ચતામા) અથવા ગન (ગણ)મા—મનુષ્યસમુદાયમા રહીને તેનો દેહ બચે તથાપિ તેના લોચનમા—તેને જોવામા—તેના તેજમા (લોચ—જોવુ, પ્રકાશવુ) તેના ઉણમા (ઉન-પણામા—ગરમ મિજાજમા) અને તેના શ્વાસમા—શ્વાસ લેવામા—જીવવામા (અન—શ્વાસ લેવો, જીવવુ) પણ શુ? અર્થાત્ પ્રતિજ્ઞા પાળ્યા વિના કાયતે જીવતો રહ્યો તો તે સર્વને પણ ધિક્કાર છે! ખેહન ૬૦—એના પુત્રના જોબનમા અને ઉનમાં (ઉનુમા—જડમામા) ખેહન (ધૂળ) પડી! તેના રોચન (શોભવા)મા, કે ધૂણુજામા (તે બીજાને ધૂણાવે—કપાવે તેમા અથવા તેની ધુનમા) કે ધનમાં શુ? તે શા કામના છે? તાત્પર્ય કે જીભે પ્રતિજ્ઞા તો કરી છે પણ તે જો તેનાથી પળાય નહિ તો બધુ મિથ્યા છે। શિવ૦ ૧—૨.

૧૦ જાય ૭૦—કૃષ્ણ કહે છે કે અઢાર દિવસ વીતી જાય તવ (ત્યારે હવે) વાર શી?—વાર શામાટે કરો છો? કેમકે નેટની મુદતમા સૂતસાથી (કર્ણ) અપાર કાય (ઘણા યોદ્ધાઓ) હણે અને તેથી અસાર (સાર રહિત) અપાર વિનાશ થાય અને તે આપણા જૂત (યૂથ—સમુદાય)ને નાથીને (કબ-

એ વિધિ નાશ વિનાશ લહી મન,
શોચ કરે હરિ બ્હો બડભાગી,
જો ધરિયું પણ ભીમ મહાભડ,
ખૂન ખૂંની બની રે પોઉં રાગી;
દ્રૌપદી દામણી જો કપડે ગહી,
કસ્તુરી લોહી લગાડું વિરાગી,
રક્ત સુરંગ ધરે અતિ શોણિત,
કસ્તુરી કાળી ન જોડ સુહાગી. ૬૧

---

ને આણીને ) અકાર ( વિના કારણ ) આપણી લાય ( બળતરા ) લહે ( જુએ ). ખાય ઈ૦–તે ગગાર ( કર્ણ ) આપણી અલાર ( સૈન્યની પંક્તિ ) ખાય ( મારી નાખે ), અને પછી ધની ( ધણી–સમર્થ ) બનીને અવાર ( ન અટકાવી શકાય એવો )થાય, તે ભાર્યા ભીમ) ન હેરત ( હેરત )–નથી જોતો! –નથી વિચારતો! નાય ઈ૦–નર્ગ તે કર્ણ ( આપણા ) નૂત–નવીન( યોધાઓ ) ને નાથીને ( નાશ કરીને ) અવાર ( ધારણ થઈ શકે નહિ એવા–સહન ન થાય એવા ), શરે ( તીરે કરીને અગાધ ન સહેનાય એવા તીરનો પ્રહાર કરીને ) ધાય–રણભૂમિના દોડે, અને ( રથમાં, સવાર બનીને, અથવા સવારમાં બળી ( બળવાન ) બનીને ધાય ( ધાપું, ) પી ન નાય ( સ્નાન કરે નહિ ) અર્થાત્ આપણા સૈનકાના લેહ.પીને તે સ્નાન કરશે. ચિત્રકાવ્ય.

૬૧ એ વિધિ ઈ૦–બડભાગી ( મોટા ભાગ્યવાળા ) હરિ એ વિધિ ( એ પ્રમાણે ) પોતાના પક્ષના નાશ થનારા મનમાં ધરીને બ્હો ( બહુ ) શોચ કરે છે. પછી તે અર્જુનને કહે છે કે, મહાભડ ( મોટા વીર ) ભીમે જે પણ (પ્રતિજ્ઞા) ધારણ કર્યું છે તે જો–સાંભળ પણ કહી બતાવે છે ખૂન ઈ૦— તેણે પ્રતિજ્ઞા કરી છે કે, રાગી ( રાગ–પ્રીતિવાળા ) અથવા રાગી–ક્રોધી એવા હું ખૂની બનીને ખૂન ( લોહી ) પીઊં કોનું લોહી પીઊં? તે કહેછે: દ્રૌપદી ઈ૦ દામણી ( દીન પયેલી ) દ્રૌપદીને જે ( દુઃશાસને ) કપડે ગહી ( ગ્રહી–ઝાલી ) –તેનાં વસ્ત્ર ઝાલીને જેણે ખેંચ્યાં છે, તેના લોહીરૂપી કસ્તુરી દ્રૌપદીને અંગે લગાડીને તેને વિરાગી ( વિચિત્ર રંગવાળી ) કરું. અથવા લોહી રૂપી કસ્તુરી

રે ઘડી એક ઘશી ઘશી શોણિત,
લાલી મિટાવી કુકાળપ લાવું,
એમ ગહી પરતીગન જ્યાં જન,
જો સુમકાઈ ગયો શું લજાવું!
કર્ણ વસે જમીમાં જવલેં તવ,
તો પરતીગન વ્યર્થ મનાવું,
રે પરતીગન વ્યર્થ ગયે નર-
કે પડશે ભીમ હું પછતાવું. ૬૨

તેને અગે લગાડીને હુ વિરાગી ( રાગ-ક્રોધરહિત ) થાઉં-ત્યારે મારો ક્રોધ મટે. દ્રૌપદીને અગે લોહી લગાડવુ તેનુ કારણ કહે છે: રક્ત ઇ૦—કેમકે શોણિત ( લોહી ) રક્ત સુરગ ( સારો રાતો રંગ ) ધારણ કરે છે; અને કસ્તુરી તો કાળી છે, માટે તે જોડ સુહાગી ( શોભાવંતી ) નહિ થાય. કાળી દ્રૌપદીને અગે કાળી કસ્તુરી ઓપે તેના કરતા રાતુ લોહી સારૂ શોભશે એમ કહેવાનો અભિપ્રાય છે અથવા, દ્રૌપદીને અંગે કસ્તુરી રૂપી રક્ત લોહી લગાડું, પણ કસ્તુરી તો કાળી છે અને લોહી તો રાતુ છે માટે એ જોડ સુહાગી ન બની—માટ એ કથન સુઘટિત ન થયુ-રૂપક ઘટતુ ન બની આવ્યુ ( જો લોહી કાળુ હોત તો તેને કસ્તુરીનુ રૂપક બરાબર છાજત ) છેકાનુપ્રાસ.

૬૨ પાછલા સવૈયામા કહ્યુ કે લોહી રાતુ છે માટે તેને કસ્તુરીનું રૂપક ઘટતુ નથી એમ ભીમને શકા થઇ હતી, તે શકાનુ પોતેજ નિવારણ કરેછે: રે ઇ૰ -લોહી રાતુ છે તો શી ફીકર છે ? તે શોણિતને એક ઘડી સુધી ઘશી ઘશીને તેની લાલી મટાડીને અતિશય કાળપ લાવીશ. ( લોહીને ઘણી વાર ઘસવાથી તે કાળું થાયછે એ પ્રસિદ્ધ છે). એમ ઇ૰—એ રીતે જ્યાં જન ( મનુષ્યો ) હતા ત્યાં તેણે પરતીગન ( પ્રતિજ્ઞા ) ગહી ( ગ્રહણ કરી ), અને પછી તે જો સુમકાઈ ગયો છે—જો આનંદી ગયોછે કે હું પોતાને શુ લજાવુ ! અર્થાત્ એવી વગર વિચારે પ્રતિજ્ઞા કરીને તે એવો આનદ પામ્યો કે તેની અશક્તિ અને ઉદનાઇ ઉપર વિચાર કરીને મને લાજ લાગતી હતી ! શામાટે પ્રતિજ્ઞાને વગર વિચારની કહો છો ? તેનો ખુલાસો કરેછે : કર્ણ ઇ૰-

અર્જુન કે' હરિ કાલ પિયે ભીમ,
સોહી દુશાસન અંગ લગાવે,
કૃષ્ણ કથે નવ માનું હવે ભલી—
ભાત દુખે દિલ સૈંધુ લજાવે;
જે વળી કર્ણ મુઆ પછી પ્રાક્રમ,
ના ભલતાઈ ભલીજ ભજાવે,
કિરીટી કે તવ કેશવ શું મન,
બીચ ધરે મમ આંટિ તજાવે. ૬૩

---

જવશોં (જ્યાં સુધી) કર્ણ જમીમાં (પૃથ્વી ઉપર) વસે છે તો (ત્યાં સુધી) તેની પરતીગન (પ્રતિજ્ઞા) હું વ્યર્થ મનાવું છું-તમારી પાસે વ્યર્થ મનાવું છું અર્થાત્ હું તો વ્યર્થ જાણુંજ છું પણ તમે પણ તેને વ્યર્થ કહેશો. વારુ, પ્રતિજ્ઞા વ્યર્થ થશે તો થાઓ, તેમાં તમારે લાજવું શું કરવા પડે છે? તેનો ઉત્તર આપતાં જણાવે છેઃ રે ઇ૦—અરે! તેની પ્રતિજ્ઞા વ્યર્થ ગયાથી ભીમ નરકમાં પડશે અને પછી તેથી હું પછતાવું-પસ્તાઉં (સ્નેહને લીધે) મારે પસ્તાવું પડે.

૬૩ હરિનાં વચન સાંભળીને અર્જુન કહે છેઃ અર્જુન ઇ૦—અર્જુન કહે છે કે હે હરિ! દુઃશાસનનું લોહી ભીમ કાલ પિયે (પીશે) અને અંગે લગાવે (લગાવશે), અર્થાત્ એ પોતાની પ્રતિજ્ઞા પાળશેજ. તે સાંભળીને કૃષ્ણ કથે-કહે છે કે હું તે હવે માનું નહિ, કેમકે સૈંધુ (સિંધનો રાજા જયદ્રથ) અમને ભલિભાત લજાવે છે અને તેથી દિલ (દુઃખે છે) અથવા જયદ્રથને હણવાની તેં પ્રતિજ્ઞા કરી હતી, તે વખતે એ પ્રતિજ્ઞા પળાવવાને અમને જે ભલિભાત દુઃખ પડ્યું હતું તે દુખે કરીને અમારું મન તે સિંધુરાજા હજી લજાવે છે. તાત્પર્ય કે તેં જેવી જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા કરી હતી પણ તારાથી તેમાંનું કાંઈબન્યું નહિ અને આખરે મારે તેમાટે શ્રમ લેવો પડયો હતો તેવીજ આ ભીમની પ્રતિજ્ઞા છે, તેથી તે પણ તારી પેઠે પ્રતિજ્ઞા નહિ પાળી શકે એવો ભય છે. તું કહેશે કે એનું રક્ષણ કરનાર માત્ર કર્ણ છે માટે પ્રથમ તેને માર્યા પછી દુઃશાસનને મારીશું, તોઃ જે ઇ૦—જો કર્ણના મુઆ પછી ભીમ દુઃશાસનને મારવા રૂપ પ્રાક્રમ (પરાક્રમ) કરે તો તેમાં તે પોતાની ભલતાઇ (ભલાઇ)

લોક બળી રથિ મા'રથિ તો કથ,
એ સહુ આપ પ્રસાદ પ્રભુજી,
નાથ નિયતપણુ પદ માથજ,
હાથજ પાંડવ આપ વિભુજી;
જો મુખથી હરિ એમ વદો કદિ,
બેશી રહો નવ નેક ઊભુજી,
વા'લ અપાર ન આપ રૂચે મન,
જો દુશમિન વદોજ દૂભુજી. ૬૪
વેણ સુણી હરિ નેણ નમાવન,
કેણ જડે પ્રિય રેણ જશાં એ,
હાથ બતાવીશ સાથ સુકૌરવ,
ગાથ તજાવિશ કાથ કશાં એ;
સુખથી બેશ ન રૂખ થતો મન,

---

ભલી રીતે બજાવે છે એમ મગજાતુ નહિ—એમા વડાઇ નથી એવા કૃષ્ણના વચન સાભળીને કિરીટી (અર્જુન) કહે છે કે, તવ (ત્યારે) હે કેશવ! શુ તારા મન બીચ (મનમા) શુ ધરે છે તે કહીને મારા મનની આટી તજાવ—ત્યારે હવે કેમ કરવુ તે કહે

૬૪ લોક ઇ૦—હે પ્રભુજી! લોક મને બળવાન અને રથી મહારથી કહેછે તે સહુ આપનોજ પ્રસાદ (મેહેરબાની) છે હે નાથ! અમારૂ નિયતાપણાનુ (અમને કબજે રાખનાપણાનુ) પદ તમે માથે રાખ્યુ છે અથવા હે નાથ! તમારૂ નિયતાપણારૂપી પદ અમારે માથે છે, તથા હે વિભુજી (વ્યાપક ઇશ્વર)! પાંડવના હાથજ આપ છો અથવા પાંડવને તમારો હાથો છે—સાહાય્ય છે જો ઇ૦—હે હરિ જો કદી તમે મુખથી એમ વદો કે, "તમે બેશી રહો" તો હુ નેક (નક્કી) ઊભો ન થાઉ. વા'લ ઇ૦—જો અમને મારૂના ઉપર અપાર વા'લ (વાહાલ) હોય તથાપિ તે આપને મન ન રૂચતો હોય, અને જો તેને તમે દુશમીન (શત્રુ) છે એમ વદો (કહો) તો હુ તેને દૂભુ—દુખ દઉ.

ભૂખ ભગાવુ હુ દુ ખ તશાં એ,
ભાખવી હા જવ દાખવી ના તવ,
રાખવી રૂકતિ ચાખ ચશાં એ ૬૫
માધવ એમજ ના રવ અન્યત,
સાધવ યુકતિ રાધવ રાજી,
ચાલત ત્યાથકી ભાળત ના ભીમ,
માલત ના મન ઝાળત ઝાજી,
પૂછત દામન સૂઝત ભીમ ન,

૬૫ વેણુ ઇ૦—અર્જુનના વેણુ (વચન) સાભળીને હરિ નેણુ (નયન–નેત્ર) નમાવત (નમાવવા લાગ્યા) મતલબ કે અર્જુને કહેલી વાતને પોતે સ્વીકાર કર્યો પોતાના ઉપર અર્જુને પ્રીતિ ભક્તિ બતાવી તેથી આનદ થઈ સાત્વિક ભાવ પ્રગટ થયો, અને પોતે ઉત્તમ પ્રકૃતિના હોવાથી અર્જુનના મુખથી પોતાની સ્તુતિ સાભળી નેત્ર નીચા કર્યા નેત્ર કેમ નમાવ્યા તેનું કારણ કહે છે કે'ણુ ઇ૦–પોતાના પ્રિય મિત્ર અર્જુનના એ કે'ણુ (વચન) મનમા રેણુ (રેવણુ) જેવા જડે–જડાઇ ગયા અને તેથી કૃષ્ણ બોલ્યા કે–હાથ ઇ૦–હુ કૌરવના સઘળા સાથને મારા હાથ બતાવીશ–મારી યુદ્ધ નિપુણતામા તેમને આજી' નાખીશ, અને તેમની ગાથ (ગાથા કીર્તિની કથા) તજાવીશ, એ કાથ કશા–એમનામા શુ માથ (કૌવત–દૈવત) છે? અથવા કૌરવો જે એમ કહે છે કે "પાડવો એ તે કશા (શા) કાથ (કૌવત) છે–પાડવનામા શુ બળ છે" તે એમની ગાથ (વાતો) હુ તજાવીશ સુખથી ઇ૦–માટે તુ સુખથી બેસ, મનમા રૂખ (રૂક્ષ–અર્થાત્ ખિન્ન) ન થતો, કેમકે હુ તમારી ભૂખ (શત્રુને પરાજય કરવા રૂપ) ભગાવુ (નાશ કરૂછુ) અને તશા (તેવાજ) દુ ખ પણ ભગાવુ ભાખવી ઇ૦–જ્યારે આપણે 'હા' ભાખવી હોય ત્યારે આપણે 'ના' દાખવી (જણાવવી) અને મનમા ગતિ (મર્મ–અતર ખુલ્લુ ન કરી દેવાનો ગુણ) રાખવી કેમકે એ ભીમના ચાખ (ચક્ષુ–નેત્ર) ચશા (ચશી ગયેલા–ઊંચે ચઢી ગયેલા) છે અર્થાત ભીમ પોતાના બળના અહકાર થી કોઇને ગણતો નથી, માટે પોતાના બળના ભરોસા ઉપર તે વખતે ફુસાઇ ન પડે તેથી આપણે તેને મદદ કરવાના છીએ એવો આપણો મર્મ તેને કહી દેવો ઘટિત નથી

ઝૂઝત પૈં ઇક રૂચત બાજી,
વા'લીતણી ભણી ચાલી ગયા ધણી,
ભાળી સુભાળ થતા લીનતાજી ૬૬
ગત બિહામણી જાત જદુપતિ,
થાત ન ભે પશુ ખાત અસુ તો,
જક્ત નિપાવન રક્ત બની પ્રભુ,
ભક્તન કાજ અશક્ત અસૂતો,

---

૬૬ માધવ ઇ૦—અર્જુનને એમ કહીને માધવ એમને એમજ ( એકલા ), અન્યત ( બીજે ઠાઇ ) રવ ( શબ્દ—ગરબડાટ ) ન કરતા યુક્તિ ( યુક્તિ—પોતાના મનમા જે યુક્તિ ઘડી કાઢી હતી તે ) સાધવ ( સાધવાને ) રાધન ( રા—લક્ષ્મી + ધન—સ્વામી )—લક્ષ્મીપતિ—કૃષ્ણ રાજી હતા તેથી સાગકી ( અર્જુન ) પાસેથી ચાલત ( ચાલ્યા ) પણ મોટ જગોએ તેમણે ભીમને ના ભાળત ( ન દીઠા ), અને તેથી મનમા ના ( ન ) માતત (માચ્યા—ખુશી થયા), પણ મનને ઝાળ લાગત (ઝાળ લાગી) 'ગ ત' શબ્દનો ઉપયોગ બે તરફ થઇ શકે છે અર્થાત્ કૃષ્ણ ભીમ પાસે દુ શાસનવધરૂપ કાર્ય કરાવવાની યુક્તિ ઘડી કાઢીને તને સાધવાને છાનામાના—કોઇ ન જાણે તેમ ભીમની પાસે જવાને નીકળ્યા પણ ભીમ કહીં જડ્યો નહિ તેથી તેમના મનમા પરિતાપ ઉપજ્યો પછી પોતાની ધારેલી બાજી પાર ન પડવાથી તેને ઝીણવટથી એક પગે થઇ રહેલા કૃષ્ણે ગાસોને પૂછ્યુ ત્યારે ખાળ મળી કે ભીમ તો પોતાની વહાલી—દ્રૌપદીના તેડાવવાથી ચાલી ગયા છે, તેથી તે આનંદ પામ્યા, એ વર્ણન કરતા કવિ લખે છે પૂછત ઇ૦—પછી તે દાસન—દાસ લોકોને ( હિંદી રીતે 'દાસ' શબ્દનુ બહુ વચન કયુ જણાય છે એવા પ્રયોગ વલ્લભની કવિતામા ઠેર ઠેર દૃષ્ટિએ પડે છે એ વિષે કાવ્ય વિવેચનમા ખુલાસો કર્યો છે માટે ટીકામા ઠામ ઠામ દર્શાવવાની અગત્ય જોઈ નથી ) પૂછત (પૂછે છે), પણ ભીમ સૂઝત ન (જડતો નથી) અને કૃષ્ણને તે બાજી (દાસ—ભીમની પાસે પ્રતિજ્ઞા કરાવી દુ શાસનને મરાવવાના દાવ) રૂચત (રૂચે છે) તેથી તે માધવ તે ઇક પૈ (એક પગે થઇને) ઝૂઝત (ઝૂમે છે) વા'લી ઇ૦—પણ પછીથી ખબર મળી ધણી (ભીમ) વા'લી (દ્રૌપદી)ના ભણી ચાલી ગયા છે, એ રીતે સુભાગ—સારી ખાતમી ભાળી (અર્થાત્ જાણીને ) લીનતા (આનંદમા લીન—ગરકાવ ) થતા (હતા) ચિત્રકાવ્ય.

શીરા ન હાલત રીસ ન જાગત,
મિષથીં મા'લત ચીસ અસૂતો,
ભાજ્યુ ઘણુ ભવ ટાળ્યુ નિપાવિયુ,
ખાજ્યુ ન ખાતથીં ગાજ્યુ અસૂતો. ૬૭
કોઈક વાર જગત્ત નિપાવન,
કોઈક વાર સઁહારન હારો,

---

૬૭ કૃષ્ણનુ નિર્ભયપણુ વર્ણે છે રાત ઇ૦—રાત જો કે બિહામણી છે તથાપિ તેમા એટલા જદુપતિ ( કૃષ્ણ ) જાત ( જાય છે ), પણ પશુ ( હિસ્ર પશુ ) માન અસુ ( પ્રાણુ ) ખાત ( ખાઇ જાત ) એવો ભે ( ભય ) તેમને ન થાત ( નથી થતો ) કૃષ્ણની ભક્તવત્સલતા વર્ણે છે જગત ઇ૦—જગતનો નિપાવન ( ઉત્પન્ન કરનાર ) પ્રભુ ( ભક્તના ઉપર ) રક્ત ( પ્રીતિવાળો ) બનીને અથવા ( શત્રુ ઉપર ) રક્ત ( ક્રોધથી લાલચોળ ) બનીને ( પાછલા દિવસોના યુદ્ધમા વાગેલા ઘાવરૂે ) અશક્ત છતા પણ ભક્તન ( ભક્તોને ) કાજ ( માટે ) અસૂતો ( નહિ સૂતો—અર્થાત્ નિદ્રા તજીને ) જાય છે કેવી રીતે જાય છે તે વર્ણે છે શીશ ઇ૦—તેમનુ શીરા માથુ ( સરખુ પણ ) ન હાલત ( હાલતુ નથી )—અર્થાત્ એવી રીતે ચૂપચાપ જાય છે કે શરીરના અગ હાલવાથી પણ કાઈ અવાજ થાય એમ કરતા નથી વળી તેને રીસ જાગત ન ( જાગતી નથી )—અર્થાત્ સામાન્ય માણસનો ક્રોધ જેમ તેમને પોતાને હૃદયમા પરિતાપ ઉપજાવે છે અને તેથી ક્રોધના આવેશથી તેઓ બરાડા પાડી ઉઠે છે તેવુ અહીં નહોતુ, પણ તેમને દેખીને કોઇ ચીસ પાડીને અસ્યુ ( ખસ્યુ—નાઠુ ) તો તેની પાસે મિષથી ( નિમિત્તથી—અર્થાત્ પોતાનો ખરો અર્થ પ્રકાશ ન કરતા કોઈને સદેહ ન થાય તેવુ તેવુ સમાધાન કરીને ) મા'લત—માહાલેછે—જાય છે એવા કાર્યમા કૃષ્ણને ક્રોધ, ભય, વિસ્મય કેમ નથી તેનુ કારણ કહે છે ભાજ્યુ ઇ૦—તેમણે ભવ ( સસાર )મા ઘણુ ભાજ્યુ છે, તેનુ પાતે ઘણુ ટાળ્યુ ( વિનાશ કર્યું છે ), નિપાવિયુ ( ઉપજાવ્યુ છે ), પણ તેને ખાતથી ખાજ્યુ નથી—સૃષ્ટિના કર્મ સ્વાભાવિક રીતે જે બન્યા જાય છે તેને તેણે અટકાવ્યા નથી, કેમકે એણે અસુ ( એવુ ) તો ( ઘણુક ) ગાજ્યુ છે અર્થાત્ જોઈ જોઈને જતુ કર્યું છે જુઓ ગીતા " बहूनिमेव्यतीतानिजन्मानितवचार्जुन "—હે અર્જુન મારા તથા તારા ઘણાક જન્મ વીતી ગયા છે " तान्यहंवेदसर्वाणिनत्वंवेत्थपरंतप "—તે સર્વને હુ જાણુ છુ, પણ હે શત્રુતાપન ! તુ જાણતો નથી **ચિત્રકાવ્ય.**

કોઇક વાર ભગત્ત ભુલાવન,
કોઇક વાર રિજાવન હારો,
કોઇક વાર લગત્ત લડાવન,
કોઇક વાર મિલાવન હારો,
કોઇક વાર રગત્ત પડાવન,
કોઇક વાર બચાવન હારો ૬૮
કોઇક વાર ભજો ભજ ભાયિન,
કોઇક વાર કલો' સજ સ્વામી,
કોઇક વાર ગુખી વર આપત,
કોઇક વાર દુખી વરનામી,
કોઇક વાર લુખી ત્વચ ભાળત,
કોઇક વાર ભુખી કવચ ગામી,
કોઇક વાર ભખી અટતા હરિ,
કોઇક વાર રૂખી ગટ [illegible] ૬૯

---

૬૮ કૃષ્ણ ભગવાનનું સામર્થ્ય વર્ણે છે કોઇક વા૦—રાઈ છે જગત્ત—જગત્ નિપાવન નિપાવનહાર નિપજાવનાર (બધે આવા રૂપનો યોજના અર્થ કરવો) ભગત ભૂલાવન (હારો) ભક્તોને તેમની પરીક્ષાને અર્થે ભૂલાવનારો) રિજાવ૦ ઈ૦—કોઈક વાર તે રિજાવનહારો—રીઝાવનારો છે લગત્ત ઈ૦—કોઈક વાર તે લગત્ત (લાગતાવળગતાઓને) લડાવન (હાર)—લડાવનાર છે રગત્ત ઈ૦—કોઈક વાર તે રગત્ત (રક્ત) પડાવન (હાર)—લોહી વહેવડાવનાર—તેવું યુદ્ધ કરાવનાર છે અને કોઈક વાર તે બચાવનહાર પણ છે ચિત્રકાવ્ય.

૬૯ કોઇક ઇ૦ કોઇક વાર તે ભલો થઈને ભાયિન (ભાઈઓ—વીરો)ને ભજે છે—તેમની સાથે યુદ્ધ કરે છે અને કોઈક વાર તે સ્વામી (હરિ) કલો' (કલહ) સજે છે યુદ્ધ કરાવે છે વરનામી ઉત્તમ નામવાળો લુખી ઈ૦—કોઈક વાર તેને લોકો લુખી (રૂક્ષ) ત્વચાવાળો ભાળત—જુએ છે અર્થાત્ ઉઘાડા શરીરવાળો દેખે છે અથવા ઉઘાડી ત્વચાવાળો તે પોતે બીજાને જુએ છે અને કોઇક વાર તે ભુખી (ભૂષિત—અલંકૃત) થઈને કવચ (કવચ સહિત) ગામી (જનારો) થાય છે અથવા કવચવડે ભૂષિત થઈને જાય છે કોઈક વાર તે હરિ

નામી અપાર તશો હરિ ઊભત,
દૃભત નાહિ વિચાર વહતા,
ગામી કુપાર તશો હરિ લુભત,
રૂભત શિબિર દ્વાર ગહતા;
કામી ખરો પણ ના બિચ ઝુક્ત,
ચકત ના ચિત રમ્ય રહતા,
સ્વામી સરોજન વલ્લભ સુલભ,
દુર્લ્લભ દુષ્ટન દુખ દહતા ૭૦

---

ભૂખી ( ભૂખ્યા હોઈને ) અટતા ( ફરે છે ) અને કોઈકિવાર રૂખી (ઋષિઓ) જેના ધામનુ રટન કરે એવા થઈને ( મોટા ઐશ્વર્યવાળા સ્થાનમા રહે છે )

૭૦ હરિની મોટાઈનુ વર્ણન કર્યા પછી કવિ હવે પ્રસ્તુત વર્ણુંછે । નામી ઈ૦—તશો ( તેવો–પાછળ કહ્યો તેવો ) અપારનામી ( અપાર નામવાળો ) હરિ ( કૃષ્ણુ ) ઊભત-દ્રૌપદીના ત સુના દ્વારમા ઊભો રહેછે, અને ( તેમને ) વિચાર વહતા દૃભત નાહિ–દૃભતો નથી સ્ત્રી પુરૂષની એકાત વાતમા ખલેલ કરતો નથી ગામી ઈ૦—જે હરિ કુ ( પૃથ્વી )ની પાર ગામી ( જનારો ) છે તશો ( તેવો ) હરિ લુભત ( પાન્ડવાના પ્રેમથી લોભાઈ રહેછે ) અને શિબિર (તબુ )ના દ્વાર ને ગ્રહણ કરતા તબુ આગળ પોહોચતા રૂભત ( તબુ ઝા લીને ઊભા રહેછે ? ) કામી ઈ૦–તે કામી ( કામકાજ અથવા કામ ) વાળો તો છે ખરો પણ બિચ ( સ્ત્રી પુરૂષની એકાતની વચ્ચે ) ઝુક્ત નજર તો ઝોકાવતો નથી, અને તેનુ ચિત્ત ( નિરતર ) રમ્ય રહતા ( રહેછે તો ) પણ તે ચૂકતો નથી––નીતિશાસ્ત્રની મર્યાદાને ભૂલતો નથી સ્વામી ઈ૦—સરોજન ( કમળો ) અથાત્ કમળવાસિની(કમળા–લક્ષ્મી )ને સ્વામી( કૃષ્ણુ )વલ્લભને ( તેના વહાલાને અથવા વલ્લભ કવિને ) સુલભ ( સુલભ )છે, અને દુષ્ટન ( દુષ્ટાન ) દુર્લભ [દુર્લભ] છે અનેતેથી તેઓ દુખથી દહતા છે અથવા ' દુષ્ટન" એવો છેદ કરીએ તો, તે દુષ્ટો દુર્લભ છે તેથી તેમના દુખ બળી જતા નથી. છેકાનુપ્રાસ.

સૂણી સતીતણી વાણી ગુણી ભલી,
ભીમ સુસ્વામી રીઝાવતી રાણી,
જાણી જરૂર જગેશ્વર જોગણી,
આવી ઉભી પ્રભુ દ્યો શીખ શાની;
તાણી ન આપ ધીમેથી ભખ્યા ભલ,
ભાળ કહો સતી દ્રૌપદી શાણી,
પ્રાણી પ્રિયે તમ જે સખી તે ઉભ,
વલ્લભ બાહર જાહર જાણી. ૭૧

વારૂ કહી વળતી જગદંબન,
જંભન જાન વિડારનવાળી,
મા'મદમત્ત જિ શુંભ નિશુંભન,
રૂંભન રાડ મિટાવનવાળી;
જે યન્તા તિ હવા બળખંભન,
લભન લાડ લડાવનવાળી,

---

૭૧ કૃષ્ણે તંબુના દ્વાર આગળ ઊભા રહીને શું કર્યું, તે કહે છેઃ સૂણી ઇ૦—તેણે સતીતણી (દ્રૌપદીની) ભલી ગુણી (ગુણવાળી) વાણી સુણી. શું સુણ્યું? પોતાના સુસ્વામી ભીમને રાણી (દ્રૌપદી) રીઝાવતી હતી તે વખતે જોગણી (કોઇ દેવી) જગેશ્વર (કૃષ્ણ)ને પોતાની જરૂર છે એમ જાણીને તેમની પાસે આવીને ઊભી અને બોલી કે હે પ્રભુ! તમારે મારી શાની (શી બાબત ની) જરૂર છે તે સબંધી મને શીખ દ્યો—આજ્ઞા કરો તે સાભળીને આપ (હરિ પોતે) તાણીને (મોટેથી) નહિ પણ ધીમેથી ભખ્યા (બોલ્યા) કે, ભલ ભલે સારે (અથવા ભલ-ભલી રીતે બો'યા, એમ પણ થાય.) શાણી સતી દ્રૌપદીને ભાળ (ખબર) કહે કે જે પ્રાણી તમને પ્રિયે (પ્રિય) છે અને તમારો સખી (મિત્ર) છે (સખિન્ શબ્દ પુંલિંગ છે. માટે પુરૂષને મિત્રના અર્થમાં સખી લખ્યો છે). તે બાહાર જાહર (ગુપ્ત નહિ તેવા) સ્વજનને જાણીને સા ઉભો છે અથવા, તે બાહાર ઉભો છે એમ તુ (આ મારૂં કહેલું) જાણીને તેને જાહર કર (કહે).

દ્રૌપદી પાસ ગઈ દુખભજન,
રજન–રાશિ રીઝવનવાળી. ૭૨

બોલી નહીં પણ ચેતવી દ્રૌપદી,
નેત્ર ઈશારતથી મતઆળી,
કૃષ્ણ ઉભા સખિ કૃષ્ણ ઉભા ચળ,
જે અચળા વિચળા પત પાળી;
ઊઠી તતક્ષણ કે ભડ ભાખત,
હો ચમકી ચપળા રતનાળી,
દ્રૌપદી બોલી સખી બરકે મમ,
જોઉં જઈ ધવ શી મત મા'લી. ૭૩

---

૭૨ વારૂ ઇ૦—કૃષ્ણનો સંદેશો સાભળીને જગદબન (જગદંબા) "વારૂ" કહીને વગતી (પઠી) દ્રૌપદી પાસે ગઈ (એમ છેલ્લી કડી સાથે અન્વય.) જગદબા કેવી છે? જબન ઇ૦— તે જબન (જભ નામે અસુરનો જાન (પ્રાણ) વિડારનવાળી (વિદારવા–નાશ કરવાવાળી—નાશ કરનારી) છે, વળી મા'મદમત્ત (મહામદથી ઉન્મત્ત થયેલા) જે શુભ અને નિશુભન (નિશુભ)–એ નામના દૈત્યોની રૂભન (આલિગન સબધી) પોતાની સાથેની રાડ (લડાઇ)ને મિટાવનવાળી–તેમનો વધ કરીને તેમની લડાઈ શાત કરનારી છે, (શુભ નિશુભે દેવીને પત્ની કરવાની ઇચ્છા કરી તેથી તેમનો વધ થયો છે એ પ્રસિદ્ધ છે) જે તે દેવીને યજતા (પૂજતા) તે બળખભન– બળના ખભ (સ્તભ) રૂપ હવા (થયા) તથા જે તેને લભન (પ્રાપ્ત) થયા તેમને તે લાડ લડાવનારી છે વળી તે દુખભજન (દુખને ભાગનારી), રજન (આનદ આપવા રૂપ ક્રિયાના) રાશિ રૂપ અને પોતાના ભક્તાદિકને રિઝાવનવાળી (ખુશ કરનારી) છે, તે દ્રૌપદી પાસે ગઈ.

૭૩ બોલી ઈ૦–તે મતઆળી (મદો-મત્ત–મહાન) જોગણી મુખથી બોલી નહિ પણ તેણે દ્રૌપદીને નેત્રની ઇશારતથી ચેતવી–ચેતાવી એવી રીતે કે, હે સખિ! કૃષ્ણ ઊભા છે, કૃષ્ણ ચળ (અસ્થિર–ઉતાવળે) કામ કરવાના વિચારવાળા ઊભા છે, જેણે (કૃષ્ણે) અચળા (પૃથ્વી)ને વિચળા (સ્થિર)કરીને

એમ વદી વરવાનવતી ગઈ,
ગોપતિ પાસ નિહાળી નમતી,
શો પ્રિય ગપત છૂપત ઊભત,
દેહ ત્રિભુવન માહિં ભમતી,
ના ગુજરો ગુણી કે અવગુણી ખ-
રે દિલ ભક્ત દયાજ દમતી,
શામળવાન સખી મમ જીવન,
કારણ કો' વદી કાળી શમતી ૭૪

---

પોતાની પત (પ્રતિજ્ઞા અથવા પતીજ) પાળી છે અથવા જેણે અચળામાં પોતાની પત (પ્રતિષ્ઠા) નિચળ (સ્થિર) કરીને પાળી છે જોગણીની ઇશારત સમજીને તે તત્ક્ષણ ઊઠી કે ભડ (ભટ–ભીમ) તેને ભાખત (કહે છે) કે હે રતનાળી (રત્નના હારવાળી) ચપળા (વીજળી) રૂપ અથવા ચપળ આંખવાળી દ્રૌપદી! શે ચમકી?–એમ એક કેમ ચમકી ઉઠી? તે સાંભળીને દ્રૌપદી બોલી કે મમ (મારી) સખી બરકે (બોલાવે છે) માટે હે ધવ! હું ત્યાં જઈને જોઉં કે તેની મત છે (તેનો શો વિચાર) છે? એમ કહીને તે ચાલી (ચાલવાના લાગી–ચાલી) અથવા તેનો કેવા માનવાળો વિચાર છે તે જઈને જોઉં

૭૪ એમ ઇ૦–એમ વદી (બોલીને) વરવાનવતી (ઉત્તમ કાંતિવાળી દ્રૌપદી) ગઈ અને ગોપતિ (ઇંદ્રિયોના સ્વામી કૃષ્ણ)ને પાસે (ઊભેલા) નિહાળીને નમતી (તેમને નમવા લાગી) પછી તે બોલી કે, હે પ્રિય! (વહાલા કૃષ્ણ!) તમે ગુપત (ગુપ્ત–છાનામાના) છૂપત (છૂપાઈ રહીને) શો (કેમ) ઊભત (ઊભા રહ્યા છો)? તમારી દેહ તો ત્રિભુવનમાં ભમતી (ભમતી) છે અર્થાત્ તમે સર્વ ઠામે વ્યાપ્ત અથવા ગતિવાળા છો તો અહીં તમે છાના શું કરવા ઊભા રહ્યા છો? (અથવા તમે તો જ્યાં જોઇએ ત્યાં તૈયાર! એ અર્થમાં પણ એ વાક્ય હોઈ શકે) પછી દ્રૌપદી કૃષ્ણને આવવાનું કારણ બતાવી વિનય કરે છે કે તમે તો ગુણી કે અવગુણી જોઇને તેને ગુજરો (પત કરો) એવા નથી, (અર્થાત્ અમારા ગુણથી લોભાઈને કાંઈ

કૃષ્ણ કયે સખિ કારજ એકજ,
ભીમ હુલાવી ફુલાવી કરી લે,
જે વદિયો કુરૂકેરી સભા બિચ,
પાન રૂધિર તિ તુજ વરી લે,
જાગી જશે ઝટ જા સખિ જામની,–
આજની, એક મને તિ ધરી લે,
ના રજ દેર પડે પતિ રીઝવ,
ડારી વકારી હકારી હરી લે ૭૫

---

આવો એવા નથી ) પણ ખરે ! તમારા દિનમા ભક્તની દયાજ દમતી ( દમે છે ) !–માત્ર અમે તમારા ભક્ત છીએ માટે તમે અમારા ઉપર દયા કરવાની ખાતર અહી આવ્યા છો ! હે શામળવાન ! ( શામળા વર્ણવાળા ) મારા જીવન રૂપ સખી ( મિત્ર ) કૃષ્ણ ! હવે આવવાનુ કારણ કો' ( કહો ), એમ વદીને કાળી ( કૃષ્ણા–દ્રૌપદી ) શમતી ( શાંત થઈ–છાની રહી )

૭૫ કૃષ્ણ ઈ૦–કૃષ્ણ કયે ( કહે છે ) કે હે સખિ ! એકજ કારજ છે તે તુ ભીમને હુલાવીને ફુલાવીને કરી લે–સાધી લે શુ કારજ તે કહેછે જે ઇ૦–ભીમ જે કુરૂ ( કૌરવોની ) સભાબિચ ( સભામા ) વદિયો ( બોલ્યો ) હતો તે રૂધિરનુ પાન તુ વરી લે ( માગી લે ) દ્રૌપદીના વસ્ત્ર દુ શાસને ખેચ્યા ત્યારે ભીમે કહ્યુ હતુ કે, દુ દુ શાસનનુ રૂધિરપાન કરીશ, તે આજ તેને સ્મરણમા આણીને તેની પાસે કરાવ, એમ કહેવાનો અભિપ્રાય છે જાગી ઈ૦–હે સખિ ! તુ હવે ઝટ જા, કેમકે ભીમ જાગી જશે ( તો આ વાત તે શીખવણીની ધારી ને કદાપિ નહિ માને ) અને આજનીજ એક રાત બાકી છે તે તુ મનમા ધરી લે અર્થાત્ આજ યુદ્ધનો સોળમો દિવસ પૂરો થયો છે માટે આટલી રાત વીત્યા પછી દુ શાસનને ભીમ ન મારે તો પછી આપણી બાજી બગડી જાય એમ છે ( અઢાર દિવસમા દુર્યોધનને મારીને યુદ્ધ સમાપ્ત કરવુ છે માટે ) ના ઈ૦–તુ સાવધાન રહેજે કે મારા કહ્યા પ્રમાણે કરવામા રજ ( લગાર જેટલો પણ ) દેર પડે નહિ, માટે ભીમને ગમે તો ડારીને ( પ્રતિજ્ઞા ભ ગ થવાનો ભય દેખાડીને ), વકારીને કે હકારીને ( શૂર ચઢાવી) તેનું મન હરી લે અને પતિ રીઝવ ( ખુશી કરીને કાર્ય સિદ્ધ કરીલે )

મત્તગયંદ જશો બની મત્તજ,
ઉન્મતતા ધરી લોહીજ પીએ,
બોધ કર્યો સખિ માનુ મને વર,
છે અડગો ન ડગે અમિ છીએ;
કર્ણ જશાયકી કંપ ઇને નહિ,
તોય બચાવ કર્યે નવ બી'એ,
હાવ કરો સખિ ! ભાવ કરો ભલ,
દાવ કરો ખૅન જે વિધ્ર પીએ. ૭૬

વારૂ કહી વળતી વનિતા વર,
કૃષ્ણ કૃપાળ દયાળ સવેળા—
પારથ પાસ પધારત પૂરણ,
હર્ષ ધરી હરજી અલબેલા;
અર્જુન આવી નમી વદતો હરિ !
કારજકારી થયા શું કવેળા !
ઈશ્વર શો કવિ વલ્લભ સાંયક,
સાયક શું કરશોજ અમેળા. ૭૭

૭૬ તુ કહેશે કે ઠીક છે, હું તેમ કરીશ, તો તેમ નહિ; અમે તો તારી યુક્તિ ક્યારે માનીએ તે વિષે કહે છે : મત્ત ઇ૦-મત્તગયંદ-( મદોન્મત્ત હાથી ) જેવો મત્ત ગાંડો બનીને અને ઉન્મત્તતા ધરીને તે લોહીજ પીએ, ત્યારે હે સખિ ! તે બોધ કર્યો તે હુ મને ( મનમા ) વર ( શ્રેષ ) માનું. એ અડગો ( ન ડગે એવો ) છે તેથી ડગે એવો તો નથી તેમ છતાં અમિ ( અમે ) તેની પાસે છીએજ. તોય ઇ૦—તોય એનો બચાવ કર્યે ( કરવામા ) અમે બીહીએ એમ નથી ભવ-ભલે ! દાવ-યુક્તિ પ્રયુક્તિ. ખૂન-લોહી.

૭૭ વર-ઉત્તમ ( વનિતા ) કારજ ઇ૦—આ કવેળાએ ( રાત્રીએ ) પણ તમે કારજકારી ( કારજ સિદ્ધિ કરનારા ) થયા કે શું ?-કાર્ય નિશ્ચે કર્યું કે શું ! ઇશ્વર શો ઈ૦—કવિ વલ્લભ કહે છે કે, અમને જો ઈશ્વરશો ( તમારા સરખો ઇશ્વર ) સાંયક ( સહાય કરનાર ) છે, તો અમેળ્યા ( વગર મેળવ્યે

કૃષ્ણ કહે નવ મુખથકી કહું,
કાન સુણે તુજ સાર અમારા,
બે ઘડી ધીરજ ધાર્યે ધનજય,
દાખુ દમે કદમે મુવિચારા;
રીછ જગો મન, છતી જગો રણ,
સોં તવ સાર અસાર અખારા,
વલ્લભને કવિનો કવિ તોજક-
પો, જય ગુણ લહોજ અપાગ ૭૮

દ્રૌપદી શોચત શોચત ગિબિર,
આવત એવી તછ ભીમ તદ્રા,
માનિનિ મજુલ મોહિનિ સોહિનિ,
ક્યા ગઇ સ્વામી ધરી ભર નિદ્રા;
ચાતક ચિત્ત સુમિત્ત મણીવતી,
કૃષ્ણ સરૂપ મુખાકૃતિ ચદ્રા,
ચાલ મરાળ સુબાળવતી ભલ,
વલ્લભ રીજવ કથ કવીંદ્રા ૭૯

---

આવી મળેલા ) સાધક ( મદદગાર અથવા બાણો ) શુ કરશે ? અર્થાત્ તમારી કૃપા હોય તોજ મારા બાણુ અથવા સહાય આપનારા સાર્થક છે અ- થવા અમેળા-મેળ વગરના-ઢગ ધડ વગરના( શત્રુના )સાધક શુ કરવાના છે ?

૭૮ ઘટી-ઘડી ધનજય—અર્જુન દમે ઈ૦—હુ મારા વિચાર મુખથી કહી બતાવવા ઈચ્છતો નથી પણ દમે કદમે ભીમ પોતાના કદમે ( ડગલા ભરીને ) શત્રુને દમે ત્યારે મારા સુવિચાર હુ તને દાખુ !

૭૯ એવી-એવે-એવામા તદ્રા-ઊઘ સબધી આળસ દ્રૌપદી આવી નથી એવામા તદ્રા તજીને ભીમ શું બોલ્યો તે કહે છે માનિનિ ઈ૦- હે મજુલ ( સુદર ) માનિનિ ! હે મોહિનિ ! હે સોહિનિ ! ( શોભાયમાન સ્ત્રી ! ) તુ સ્વામીને ( મને ) ભર નિદ્રામા ધરીને ક્યા ગઇ છે ? ચાતક ઈ૦-સ્વામી રૂપી મેઘની પ્રતિ ચાતક રૂપ ચિત્તવાળી હે દ્રૌપદી ! સુમિત્ત ( સારા મિત્ર-

તોય ન દ્રૌપદી આવી મળી જ્યં,
ક્રોધી થઇ તવ ભાખત કૃષ્ણા,
શે ગઇ ? ક્યા ગઇ ? ના ગઇ કો દિન,
શે તજે તારૂણી કથની તૃષ્ણા !
શુષ્ક થયો સમરે દુખ વેઠી હુ,
તે મન લાવત શે નવ ઘૃષ્ણા,
વલ્લભ હે વલ્લભા અવભા વર,
શે ન મળે તજી અન્યત ઘૃષ્ણા ૮૦

તોય ન દ્રૌપદી બોલી, અબોલીર-
હી, તવ રૂઠી ઉભો ભીમ બકો,
નેન ચઢ્યા, ક્રૂર વેણ ઉચારત,
મારત શુ યમશો ધરી લકો,
રે પરજક નીચે પગ ધારત,
આવી રિઝાવત ત્યાહિ અડકો

---

સ્વામી ) રૂપી મણિનતી ( મણિને ધારણ કરનારી–સ્વામી એજ, જેનુ ઘરેણુ છ એવી ) અથવા તુ ' સુમિત્ર અને મણિવાળી હે સ્ત્રી ! હે કૃષ્ણ ( શ્યામ ) સરૂપ ( કાતિ ) વાળી હે ચદ્ર સમાન મુખાકૃતિનાળી ! હ મરાળ ( હસ ) સમાન ચાનવાળી ! હે સુભાગનતી (સુદર કપાળવાળી) હે ભન ( ભલી )! વલ્લભ કવીદ્રા ( કવીંદ્ર ) કહુછે કે, તુ તારા કથને રીજવ ( ખુશી કર ) એમ ભીમ બોલ્યો

૮૦ તોય ઈ૦—ભીમ પાછળ કહ્યુ એમ બોલ્યો તોપણ દ્રૌપદી આવી નહિ ત્યારે તે ક્રોધી થઈને ભાખત [બોલે છે] ક હે કૃષ્ણા ! તુ કયા ગઇ ? અને શે [શા કામે] ગઈ છે ? તુ કોઇ દિન [દિવસ] કહીં ગઇ નથી, હે તારૂ-ણી ! ને તારા કથની [સ્વામી ભીમની] તૃષ્ણા શે [કેમ] તજી ? સમરે–સગ્રામમા ઘૃષ્ણા–અધીરતા વલ્લભ ઈ૦—વલ્લભ કહે છે કે હે વનભા [વ નભા] અનભા [બીજાને પ્રાપ્ત ન થાય એવી] ! હે વર [શ્રેષ્ઠ] સ્ત્રી ! તું અન્ય-ત [અ ત્ત-ભીજી] ઘૃષ્ણા [ઈચ્છા ?] તજીને શે નથી મળતી ?

વલ્લભ દુલભ જે અરિને મન,
તેહ મનાવત જે જીત ડંકે.. ૮૧

મૂકી મને વદ વામ ગઇ કઇ,
કો સખિ વા'લી સખાયકી આજે,
બોલ હવે નવ વાર રતિ કર,
શે મતિ ઉ ઘી કરી ? રતિભ્રાજે,
દ્રૌપદી કે' પતિ શે રીસ અતર,
આણી અતુલિત કો દિન ના જે,
કાજ વિના પ્રિય હુ જઉ કે ગઇ,
એવું મને વસતુ ભલ રાજે. ૮૨

---

૮૧ રૂઠી ઊભો-ક્રોધ કરીને ઊભો થયો મારત ઇ૦-[જાણે] યમશો [યમ જેવો] થઈને લકો [કઠિના લકો] ધરીને મારત [મારે છે-મારશે કે] શુ ? રે ઇ૦—રે ! જેવો તે પરજક [પર્યંક-પલગ] નીચે પગ ધારત [ધરે છે] તેવે દ્રૌપદી ત્યાંહીં આવીને તે અડગને [અડગ-ભીમને] રીઝાવે છે વલ્લભ કહે છે કે, જે દ્રૌપદી અરિ [શત્રુને] મન દુલભ [દુર્લભ] છે તે જીતના ડંકારૂપ ભીમને મનાવે છે !-શાત કરે છે !

૮૨ દ્રૌપદી આવ્યા પછી ભીમ બોલે છે મૂકી ઇ૦-હે વામ ! તું મને મૂકીને કઇ [કહીં] ગઇ હતી તે વદ ( કહે ) માના સરખા સખાયમ [સખા કન્તા] આજે તારી કો [કઈ સખી] વાલી છે ? રતિભાજે !-રતિ [પ્રીતિ_મા] ભ્રાજમાન [પ્રકાશમાન] પ્રમાશિત પ્રીતિવાળી દ્રૌપદી ! દ્રૌપદી ઇ૦ - દ્રૌપદી કહેછે કે હે પતિ ! તમને જે કોઇ દિન ન આવે એવી અતુલિત [અમાપ] રીસ આજ અતરમા કેમ આણી છે ? કાજ ઇ૦-હે પ્રિય ! હુ કાજ વિના જઉં કે ગઈ હોઉં એવુ ભલેતમારા મનમા વસ્તુ [વસતુ હોઇને] ભલે ! રાજે છે [શોભે છે] શુ ? -તમારા મનમા એવો વિચાર આવે છે તે શુ ઠીક દેખાય છે ? અર્થાત્ નહિજ.

ભીષણ ભીમ ભણે ભલ ભામિની,
મૂકી મુને ગઇ'તી કઇ બાળી,
બૂમ અમો દશ વીશ દીધી પણ,
સાભળી તે નવ હે મતબાલી;
તેથકી ધારૂ હુ ના તરૂણી નજ-
દીક વસો પ્રિય હે રતનાળી,
ઇશ્વર શા કવિ વલ્લભને મન,
વે'મ પડયો તિ નિવારણ વા'લી ૮૩

કૃષ્ણ સરૂપવતી સખિ કૃષ્ણની,
કૃષ્ણ હ્રદે નહિ કૃષ્ણ સરૂપા,
રીઝવતી રમણીક રવે રતિ,
પ્રીતિ સુનીતિથી રીતિ અનૂપા,
હે મમ પ્રાણપતિ પરમેશ્વર,
ઇશ્વર શા ગુણી, સાગર કૂપા,
કૃષ્ણ સુપુત્રતણો કવિ પુત્ર હુ,
દ્રૌપદી કાજ રિઝાવુ સુભૂપા ૮૪

---

૮૩ ભીષણ-ભયાનક ભલ-ભલી પ્રિય-પ્રિયા રતનાળી-રત્નની પક્તિ જેવી અથવા રત્નના અલકારવાળી ઇશ્વર ઇ૦-ઇશ્વર સરખા વલ્લભ કવિને મન ( તુ રાત્રે ગઇ માટે) વેહેમ પડયો છે તેનુ વાહાની તુ નિવારણ કર

૮૪ વળી ભીમ કહે છે કૃષ્ણ ઇ૦-કૃષ્ણ ( શ્યામ ) સ્વરૂપવાળી કૃષ્ણની સખિ ( મિત્ર ), જેનુ હ્રદય કૃષ્ણ ( કાળુ ) નથી એવી-હ્રદયમા કુડ-કપટ વિનાની, અને કૃષ્ણ સરૂપા-કૃષ્ણની સમાન—( કૃષ્ણની અનન્ય ભક્ત હોવા થી ) છે વળી તુ રતિમા પ્રીતિ ઉત્પન્ન કરનારી તથા સુનીતિથી અનુપમ રીતિવાળી તારા રમણિક રવે ( શબ્દે કરીને ) મને રીઝવતી ( રીઝવે છે ) એ સાભળીને દ્રૌપદી કહે છે હે ઇ૦-રૂપછે છે સાગર કૂપા-ગુણના સાગરરૂપ અને પ્રેમામૃતના કૂપરૂપ અથવા સાગર સરખા ગભીર અને કૂપ સરખા

મંજુલ ભાષિણી પ્રીતિવતી પ્રભુ,
પ્રાણથી પ્યારી પ્રભાવતી નામા,
દાસીપણું પદ યોગ્ય ન તોપણ,
ધારત કામ અકામ સુશામા;
તે રતિવંત વિચારી વિભુ વળી,
જોઈ પતિ મુજ શિબિર સામા,
વલ્લભ રીઝી ચઢે રણ એ વિધિ,
લાવી સુરંગ સુરાગ સુકામા. ૮૫

તેલ ફુલેલ ચમેલીતણું ઘણું,
અત્તર માલતી ગોગરકેરૂં,
હીન હોના નહિ સૂખડ ને,
મલિયાગર સાગર નાગર દેરૂ;

ગૂ૰ અથવા સાગરને કાંઠે મીઠા પાણીનો કૂપ હોય તેવા પ્રિય અથવા ગુણના સાગરરૂપ એવા કુ ( પૃથ્વી )ના પા ( રક્ષનાર ). કૃષ્ણ ઈ૦-વલ્લભ કહે છે કે કૃષ્ણારામના સુપુત્ર પ્રેમાનંદનો હુ કવિ પુત્ર છુ, તે દ્રૌપદીનેમાટે સુભૂપા (સારા રાજા—ભીમને ) રીઝાવું છું-દ્રૌપદી ઉપરનો ભીમનો વેહેમ શી રીતે દૂર થયો તે વર્ણવું છું.

૮૫ દ્રૌપદીએ ભીમને શું કહ્યુ તે કહે છે. મંજુલ ઈ૦-હે પ્રભુ (સ્વામી)! મને પ્રાણથી પ્યારી એવી મંજુલ ( સુંદર ) ભાષણ કરનારી અને પ્રીતિવતી (પ્રીતિવાળી) પ્રભાવતી નામે એક દાસી છે. જો કે તે એવી છે કે તેને 'દાસીપણુ' એવુ પદ આપવું યોગ્ય નથી તથાપિ તે સુશામા (સારી સ્ત્રી) કામ અને અકામ ( કરવા જેવું કામ કે નહિ કરવા જેવું હલકું કામ ) પણ ધારત (ધારણ કરે છે-કરેછે)-અર્થાત્ ઉત્તમ સ્ત્રી છે- હલકી દાસીઓ જેવી નથી. તેણે પતિને (તમને-ભીમને ) મારા શિબિર (તંબુ)ની સામા આવતા જોઈને અને તે વિભુને (ઇશ્વરને-ભીમને-તમને) રતિવંત (રતિની ઇચ્છાવાળા ) વિચારીને, જેથી બીજે દિવસે વલ્લભ ( તમો ) રીઝીને રણમાં ચઢે અર્થાત્ ચઢો એ વિધિ ( એ પ્રકારના ) સુરંગ સુરાગ

પાણી ગુલાબ તણું પતિ લાવી ઈ,
સર્વ　　પ્રકારતણુંજ　　સવેરં,
વલ્લભ વલ્લભ　વલ્લભ　જે　અતિ,
વલ્લભ　　લાવી　　મ્રગમદમેરં.
એ વિધિ કાંચન પાત્ર ભરી પતિ!
લાવી સુરાગ અને વળી રંગા,
શી બની નૂતન એ તન શું ધન–
વંતિ　રીસાઇ　સરાહિ　અભંગા;
બોલી બળે રતિવંત રીઝાવ તું,
અંગ　સુરંગ　ધરી　વિતરંગા,
હું તવ ના મુખથી ઉચરી પતિ,
વલ્લભની　નહિ　વેળ　વિટગા.　　　　૮૭

---

( સારા રંગરાગ–તેલ ફુલેલ અત્તર વગેરે) તે સુકામા–સારી ઈચ્છાવાળી–હિતેચ્છુ દાસી લાવી છે.

૮૬ પ્રભાવતી દાસી શું લાવીછે તે દ્રૌપદી ભીમને કહે છેઃ તેલ ઇ૦–સ્પષ્ટ છે. હીનો ( એ નામનું અત્તર ) જે હીન–હલકું નથી તે. સાગર–સાગર જેટલું–અતિશય નાગર–નારંગીનું તેલ. દેરં–દોઢું, અર્થાત્ ઘણું. ઈ–એ. સવેરં–સવેળા વલ્લભ ઇ૦—વલ્લભ કવિ કહેછે; દ્રૌપદી એ રીતે બોલી કે હે વલ્લભ! ( પ્રિય! ) વલ્લભ ( સ્વામી–ભીમ )ને જે અતિ વલ્લભ ( વાહાલું ) છે, તેમ જે મા કોઇને વલ્લભ છે એવું મૃગમદ (કસ્તુરી)માં મેરરૂપ ( અર્થાત્ શ્રેષ્ઠકસ્તુરી ) પણ લાવી છે.

૮૭ શી ઇ૦–એ પ્રભાવતી પોતાને તને ( શરીરે ) શી નૂતન બની છે! કેવી બની ઠનીને–શણગાર ધરીને આવી છે! શું ( જાણે ) ધનવંતી ( ધનદેવતા–લક્ષ્મી ) રીસાઇને અહીં આવી હોય! એવી એ અભંગા ( અખંડ–પૂરેપૂરી ) સરાહી ( સ્તુતિયુક્ત થઈ ) છે ( સિરાહના–સ્તુતિ કરવી ) બોલી ઇ૦–ને વિતરંગા ( વિલક્ષણ તુરંગવાળી મારી પાસે બળવડે બોલી કે તું અંગે સુરંગ ધરીને રતિવંત ( ભીમને )રીઝાવ. અથવા, તે બોલી કે તું અંગે સુરંગ ધરીને વિતરંગા ( તરંગ–વિચાર વિનાની—અર્થાત્ એક ચિત્તવાળી ) થઇ-

શે નહિ જો રણથી પતિ આજજ,
આવી મળ્યો પ્રીતિથી સુભગા જો,
આ દિન રેણ ન કો દિન આવત,
શે વિલલાવત હે સુરગા જો; '
જો પતિ છે અડગો અચલો અતિ,
તો દિન આ સુખ છે સુજગા જો,
વલ્લભ તોય ન મેં ધરિયું ચિત,
મિત્ત જુઓ ઉભી આ સુનગા જો. ૮૮

હોવ હરિવદની મદની રદની,
કદની દુખ મોચવતી ત્યાં,
આવી સુનારી અપારિ ઉજારી,
સવારી સુખાકૃતિ લોચવતી ત્યાં;
જોઈ સુરૂપ અનુંપ, અનુપમ,
રૂપસુધા રૂપ રોચવતી ત્યાં,
થાળ ધર્યો કર તેથી દિમે વર,

---

ને સ્વામીને રીઝાવ. હે પતિ ! હું તે વખતે મુખથી ' ના ' એ પ્રમાણે બોલી, અને તેને કહ્યું કે હે વિટગા ( વિડગા–કળાકુશળ સ્રી ) મારે અંગે સુગંધ લગાવવા જેવી મારા વલ્લભની આ વેળા નથી.

૮૮ દ્રૌપદી ભીમને કહે છે કે, મારૂં એવું વચન સાંભળીને દાસી બોલીઃ શે ઇ૦–સ્પષ્ટ છે. સુભગા–સારા ભાગ્યવાળી ( દ્રૌપદીનું સંબોધન ). આ દિ૦–હે સુરગા ( સુરંગા–સારા વર્ણવાળી સ્રી ) ! આ દિવસની રેણુ ( રજની–રાત્રી ) કોઈ દિવસ આવવાની નથી, માટે મને શે ( શું કરવા ) વિલલાવત ( ટળવળાવે છે ) ! સુજગા–સધળા જગતમાં કે સારી જગા. વલ્લભ ઇ૦ વલ્લભ કવિ કહે છેઃ દ્રૌપદી બોલી કે, તોય મેં તે દાસીના વચન ઉપર ચિત્ત ધર્યું નહિ; હે મિત્ત ( મિત્ર–ભીમ ) ! જો આ સુનગા ( સુનંગા–સારા નંગ જેવી–રત્નરૂપ સ્રી ) ઊભી છે ! તો તેને જુઓ.

જેવર નેવર શોભવતી ત્યાં.
રાણી ગ્રહો મન રાગ વિરાગથી,
હું લઇ આવી પતિસુખકાજા,
ના નવ કે'વી ઘટે પતિ રીઝવ,
જો શતી નામ ધરોજ સમાજા;
દાસી ઉદાસી થઉં વધું શું વદું,
ધર્મતણી સતિ! જાય ન માઝા,
વલ્લભ જો રણમાં રગડી અરિ,
આવત શેષ લજાવત રાજા! ૯૦

---

૮૯ હેવિ ઇ૦—એવામાં ત્યાં આગળ હરિવદની (ચંદ્રમુખી) મદની (મદન-કામ ઉપજાવે એવી, અથવા મદવાળી), રદની (હૃદયની) કદની (કદન-ભંગ કરનારી)-કામીઓના હૃદયને કચરી નાખનારી (કામવેદના ઉત્પન્ન કરીને), દુઃખમોચવતી (દુઃખમાંથી મોચન-છૂટકો) કરનારી, સુખાકૃતિ લોચવતી (સુખ રૂપ લોચન વાળી-જેનાં નેત્ર જોતાં સુખ ઉપજે એવી) સુનારી (સારી સ્ત્રી) અપારી (અપાર) ઉજારી (ઉત્સાહવાળી થઇને) અને સવારી (સવારી-શણગાર સજીને) આવી. વીગે તે અનુપ સુરૂપવાળી, તથા અનુપમ સુધા (અમૃત)ના કૂપ જેવી, અને રૂપ સંબંધી રોચવતી (કાંતિવાળી) સ્ત્રીને જોઈ. તેણે કર (હાથ)માં થાળ ધર્યો હતો તેથી તે વર (ઉત્તમ) દિસે (દેખાય છે), વળી તેણે જે જેવર (ઘરેણું) તથા નેવર (નેપુર-ઝાંઝર) પેહેર્યાં હતાં તે પણ ઉત્તમ દેખાતા હતાં. એવી. (દ્રૌપદી પોતાની ભેટને અંગીકાર નથી કરતી તેથી શોચવતી (શોક કરતી) સ્ત્રી બીએ દીઠી.

૯૦ પ્રભાવતી દાસી બોલે છેઃ રાણી ઇ૦—હે રાણી (દ્રૌપદી) મનમાં રાગ (પ્રીતિ) કે વિરાગ (અપ્રીતિ)થી પણ મારી ભેટ ગ્રહો (ગ્રહણ કરો); કેમકે તે હું પતિ (ભીમ)ના સુખકાજા (સુખકાજે) લેઇ આવી છું. સમાજા—સમાજમાં—સહુ લોકમાં. દાસી ઇ૦—તમે મારી આણેલી ભેટ નહિ ગ્રહણ કરો તો હું દાસી ઉદાસી થઈશ, વધારે શું કહું? પણ હે સતિ! એથી ધર્મની માઝા (મર્યાદા) જનાર નથી માટે ગ્રહણ કરો અર્થાત્ દાસજને પ્રીતિથી આણેલી ભેટ આવે પ્રસંગે અંગીકાર કરવી ઘટે છે એવો ધર્મ છે! તમે તે નહિ અંગીકાર કરો તો ધર્મની મર્યાદાનો લોપ થશે. અને

ક્રોધયી દ્રૌપદી તો સુણી ભાખત,
જા અલિ! જા અલિ! જાજ અબોલા,
રંજન ભજન કેમ કરૂં અમિ,
કજન ગજન જાણુ અમોલા;
અજન ખજન શાં ચલવુ ચખ,
વ્યજન રજન વાંલ વરોલા!
વલ્લભ દુલ્લભ છે દિન છે દિન,
સુલ્લભ સુલ્લભ તોરિ અતોલા. ૯૧

ભીમ ભણે ભલ ભામિની! દામિની–
શી દમકી ચમકી ઘુરકાવે,
રીઝવ રામ શુ આમ કરે અલિ,
કામ! સુકામ બિચે ભુરકાવે;

જે રણમા અરિ ( શત્રુઓ )ને રગડીને રાજા ( ભીમ ) આવે છે તો તેની પાસે અગરાગરહિત જઇને તેને શુ કરવા લજાવે છે! એવી આ જોઇને તો તેને લાજ લાગે! માટે તુ એમ શામાટે કરે છે?

૯૧ અબોલા–બોલ્યા વિનાની રજન ઇ૦–અમિ ( અમે ) માગ સ્વામીને રજન કરવાનુ ભજન કેમ કરીએ, અમે તો કજન ( કામદેવ )નુ પણ અમોલા ( અમૂલ્ય એવુ )ગજન ( પરાજય કરવાનુ કર્મ ) જાણુ ( જાણીએ છીએ ). અર્થાત્, હે દાસી! તુ મને શુ શીખામણ આપે છે હુ તો કામદેવને પણ વશ કરી લેવા રૂપ અમૂલ્ય કર્મને જાણવાવાળી છુ તો પછી મારા સ્વામીને રજન કરવાનુ હુ કેમ ચૂકીશ? અથવા અમોલા–( દાસીનુ વિશેષણ ) અજન ઇ૦–અજન ( કાજળ અર્થાત્ કાળા ) ખજન ( દીવાળી ઘોડા ) જેવા ચચળ ચખ ( નેત્ર ) ચલવુ, ( અથવા અજન કાજળ ) અને ખજનરા ચખ ચલવુ. અને હે વરોલા ( ભમરી!–દાસી બહુ બોલ છે માટે તેને ભમરીની પેઠે ગણગણાટ કરનારી કહી છે ) વ્યજન ( માર્મિક વચનોએ કરીને રંજન કરીને વાલ ( વાહાલ ) ઉપજાવુ ( અધ્યાહાર ). વલ્લભ ઇ૦—હે દાસી તું આ દિન દુલ્લભ છે આ દિન દુલ્લભ છે, એમ શુ કહે

લાડિલિ ! લે લલના વરના વર,
રે જલના ઝલના ઝુરકાવે,
વલ્લભ આ કવિ—તાજ સુસાજથી,
કાજ કયે અગ્નિ લુરકાવે

દ્રૌપદી બોલી ગઇ શુભ કારજ,
તો કરવા ઉઠી આપ કનેથી,
વેંમ પડ્યો વદિયા મતિવાનજ,
શે રીઝશો સતી શુભ બનેથી,
સૈંધવ સાથ વસી પ્રિય બે દિન,
ત્યા તજ્યુ સર્વસ શ્યામ મનેથી,

---

છે, પણ જેને અતોના ( અમાપ ) તેરી ( ઘોડા—રણુસ ગ્રામમા ) સુલભ છે, તેને આ દિન પણ સુલભ છે અર્થાત્ વીરપુરૂષને મધગા દિવસ સુનભ છે છેકા નુપ્રાસ.

— ૮૨ દ્રૌપદી દાસીને એ પ્રમાણે કહે છે તે સાભળીને ભીમ દ્રૌપદીને શુ કહે છે તે વર્ણવે છે ભીમ ઈ૦—ભીમ ભખે (ભાખે—કહે ) કે હે ભની ભામિની દ્રૌપદી ! દામિની ( વીજળી )ના જેવી દમકી ( પ્રકાશીને ) તથા ચમકી (ચમ કારો કરીને) દાસીને શુ કરવા ધુરમાવે છે ?—બીહીવરાવે છે ? ત્યારે શુ કરૂ ? તે કહે છે રીઝવ ઇ૦—હે રામા ! એ દાસીને રીઝવ—રાજી કર—એણે આણેલી ભેટ લેઈને એને ખુશી કર અનિ !—સખિ ! —આમ શુ કરે છે ?—શુ કરવા એનો તિરસ્કાર કરે છે ? કામ ઈ૦—હે કામ ! ( હે ભામા ! ) એ દાસીના સુભમ ( સારા કામમા) તુ એને ઝુરકાવે છે !—ભરમાવે છે ! અથાત્ ભરમાવે છ શુ ? લાડિલિ ઈ૦—હે લાડિલિ લલના ! દાસીએ આણેલી વર ( ઉત્તમ ) વનના ( વરણુ—ભેટ ) તુ લે—સ્વીકાર તુ નથી લેતી તેથીતો તેને જલના ( બળતા) ની ઝનના ( ઝાળ )મા ઝુરકાવે છે—સળગાવી દે છે ( જ્વાળામા બાળી દયુ ) વલ્લભ ઇ૦ કવિઓના તાજ આ વલ્લભ કવિ સુસાજથી ( સારા સાહિત્યથી ) કાવ્યરૂપી કાજ કયે છે અને તેમા અગ્નિ ( પ્રતિપક્ષી કવિઓને ) લુરકાવે છે દઝાવી દે છે

વલ્લભ આપની સાથ વસી વન,
રે તજી વૈભવ બીજું ધનેથી. ૯૩

એમ વદી મુખ મ્લાનવતી થઈ,
શું અમતી કરતી કુડ ચેષ્ટા,
ભીમ ભણે નર આમ ઘટે મતિ!
રીઝવ તું પતિ હે તનુશ્રેષ્ઠા;
આરૂ વદે ભલ માઠ વદે બળ,
શાપ ઉશાપ ગણે કદિ જ્યેષ્ઠા,
વલ્લભ તું ગતીનું પદ ધારતી,
ના બન ના બન રે પ્રિય! નેષ્ઠા. ૯૪

જો મગરે ભરડી ચૂંડ ભામિનિ,
જીવ ગયે હઠ નો નવ મૂકે,
તેમ મકોડોતણો પતિ ટેકથી,
તોડિ ડગે તન બે હઠ ચૂકે?

---

૯૩ દ્રૌપદી ઈ૦–ભીમનું વચન સાંભળીને દ્રૌપદી બોલી કે આપ કનેથી ઉઠીને શુભ કૈરવ કરવા હું ગઈ, ત્યાં મતિવાન એવા તમે 'વેંસ' પડ્યા એમ વદ્યા, તો પછી હું અતી શુભ (રંગ નાગથી સુંદર) બન્યેથી તમે જો જીત્રશો ?–ખુશી થશો ? સૈંધવ ઇ૦–હે પ્રિય! હું સેંધવ (જયદ્રથ) સાથે બે દિન વસી (તે હરણ કરી ગયો ત્યારે) ત્યાં (ત્યારે) તમે મનેથી (મનમાંથી) સર્વસ (સર્વસ્વ–અર્થાત્ સઘળું) શ્યામ (કાળાશ–કપટ–મારા વિષે દૂષિત ભાવ) તજ્યું, તેમજ વૈભવને તજીને અને ધનથી બીજાને! (વક્રોક્તિ–અર્થાત્ ધન રહિત પદને) આપની સાથે વનમાં વસી (ત્યારે પણ તમે મનમાંથી મારા વિષે દૂષિત ભાવ તજ્યો હતો–તો આજ તમને વહેમ કેમ આવ્યો!)

૯૪ મુખ મ્લાનવતી–કરમાઈ ગએલા મુખવાળી શું ઈ૦–જાણે કે કોઈ અમતી સ્ત્રી કુડ ચેષ્ટા (કપટથી ભરેલા પ્રપંચના ચાળા) ન કરતી હોય! તનુશ્રેષ્ઠા–શ્રેષ્ઠ શરીરવાળી!–સુંદરી! આરૂં ઇ૦–ભલે કોઈ સારૂં કહે અથવા કોઈ બળથી માઠું કહે, પણ જે જ્યેષ્ઠા (મોટી–ઉદાર મનની) હોય છે તે શું કોઇનો શાપ કે ઉશાપ ગણે છે શું! નથીજ ગણતી નેષ્ઠા–નગારી

હારિલ હાર કદી નવ ખાયજ,
જાય છવેથી ન કાષ્ટથી રૂકે,
એ હઠથી શઠ કામિનીની હઠ,
છે અતિ જાહેર કેંવત ઢૂંકે.

સુણી થઈ તવ દીન આર્ત સતી,
રે મતિ મૂકી રમાધવ લીધે,
આ વિકરાળ કરાળ કુવેણ સુ–
ણું પ્રથમે અસુ ધારી અસિદ્ધે;
ધિઃક સતીપદ લોક વદે થયું,
કૃષ્ણ કહ્યું કરવા મતિ દીધે,
વલભ દુલ્લભ કષ્ટ પડી સતી,
માગી લીધું દુખ રે કુડ કીધે! ૯૬

૯૫ દુષ્ટ સ્ત્રીઓની હઠ વર્ણવીને ભીમ દ્રૌપદીને પ્રસન્ન કરે છેઃ જો ઈ૦– સ્પષ્ટ છે. મકોડીતણો પતિ–મકોડો. તન બે–તનના બે ભાગ. હારિલ ઇ૦—હારિલ પક્ષીએ કાષ્ટ પકડયું હોય તો તે છવેથી ભલે જાય પણ કદી હાર ખાય નહિ (લાકડું ન છોડવામાં), અને કાષ્ટથી રૂકે (અટકે) નહિ– કાષ્ટથી દૂર ન થવામાં અટકે નહિ. કહેવત–"मगर मकोडा हारियल काठी, तापे तरुणीकी गत माठी; का तो अपना धार्या करहीं, नहिंतो प्रान तजी के मरहीं." ગૂજરાતીમાં–"મગર, મકોડો, હરિયલ કાઠી, તે કરતાં અબળાબુધ માઠી." એવી કહેવત છે. ઢૂકે–પાસે–વર્તમાન સમયમાં. અર્થાત્ તું એવી નિંદિત સ્ત્રી–હઠ શું કરવા ઝાલે છે?

૯૬ ભીમનાં વચન સાંભળી થયેલો દ્રૌપદીનો પશ્ચાતાપ વર્ણવે છેઃ સુણી ઇ૦–ભીમનાં વચન સાંભળીને સતી દ્રૌપદી અતિ દીન થઇ અને મનમાં કહેવા લાગી કે રમાધવ (કૃષ્ણ) ને લીધે મેં મતિ (બુદ્ધિ) મૂકી (તજી) અર્થાત્ મારા સ્વામીને છેતરવા રૂપ આ પ્રપંચમાં હું સામેલ થઈ તેથી મારે આવાં વચન સાંભળવાં પડે છે! વિકરાળ (વિકાળ)–ભયાનક. કરાળ–કર્ણકટુ. પ્રથમે ઈ૦–હું અસુ (પ્રાણ) ધારીને અસિદ્ધે–બીજે પ્રકારે સિદ્ધિ ન થાય માટે–ન ચાલતાં પ્રથમજ સાંભળું છું–જન્મારામાં પેહેલવેહેલાંજ સાંભળું છું! ધિઃક ઇ૦—લોક જે સતીપદ વદે છે તે મારું સતીપદ ધિક્ થયું એ અન્વય.

ભીમ ભણે સતી તેહ સુણેજ હું,
અંગ ઘસુ રંગ તું ગોરી રાણી,
રાત ઘટે સતિ ! ના ઘટતી પ્રીતિ,
એ વધતિ વધતિ વધુ માણી,
એમ વદી કર એક ધરી સતી,
બોલતી દાસી ઉદાસી વખાણી,
વલ્લભ જે અતિ દુર્લભ છે કવિ,
રાજ મહાશિરતાજ મરાણી ૯૭

તે વદતો સુણિયે રસિકો સહુ,
જે અરસિક ઉઠી ઉઠી ભાગો,
આ કવિતામય અમૃત છે સર,
જો સુર હો ધરી ધ્યાનમાં જાગો,
જો અસુરો તવ ધારણમાં પડી,
ઘોર અઘોર કરો સ્વરદા ગો,
વલ્લભ વલ્લભ દીપવતો, રસિ-
કા રસિકા રસિકા સહુ ત્યાગો ૯૮

---

વલ્લભ ઈ૦—વલ્લભ કહે છે કે, એવી રીતે તે દુર્લભ ( દુર્લભ ) સતી ભ્રમમાં પડી અને બોલી કે, રે ! કુડ ( કપટ ) કીધે ( કરવાથી ) દુઃખ હાથે કરીને માગી લીધું છે

૯૭ અંગ ઘસું ઈ૦ ભીમ કહે છે હું તારે શરીરે ઘસું—ચોપડું અને તને રસું રંગ ચગાવું માટે હે રાણી ! તું રીઝ—પ્રસન્ન થા ઉદાસી—જે ઉદાસ થઇ ગઈ હતી તે દાસી વલ્લભ ઈ૦—વલ્લભ કહે છે કે જે અતિઓ દુર્લભ છે તે શ્રી દ્રૌપદીને કવિરાજઓના મહાશિરતાજ—મે સરાણી—વખાણી છે અથવા કવિરાજ વલ્લભ કહે છે કે જે અતિઓ અતિ દુર્લભ છે એવી દ્રૌપદીને મહાશિરતાજ—ભીમે સરાણી વખાણી સ્તુતિપાત્ર કરી.

૯૮ વલ્લભ કવિ શૃંગાર વર્ણન કરવાના ઉપક્રમ દ્વારા કવિતાની સ્તુતિ કરે છે તે ઈ૦—તે ( વલ્લભ ) શ્રોતાઓને કહે છે કે સાંભળો ( બીજું સ્પષ્ટ છે ) આ ઈ૦—આ કવિતામય અમૃતનું સર ( સરોવર ) છે, જો તમે સુર ( દેવ ) હો

દ્રૌપદી ચાંપી હ્રદે બડભાગી,
સુઅંગ સુરાગ સુરાગ લગાડો,
દ્રૌપદી સાવધ હોઈ ગઈ તવ,
માનવુ કૃષ્ણનુ કીધ બગાડો;
સ્વામિ ભલા પરજંક બિરાજિય,
લાવુ સુરાગ હુ કામજગાડો;
વલ્લભ હુ વલ્લભા રિઝવુ પતિ,
શોક અમૂળ સમૂળ ભગાડો ૯૯

તો–અમૃતના અધિકારી હો તો, તે અમૃતને ધરીને ધ્યાનથી ( ઊંઘરૂપ ધ્યાનથી ! ) જાગો–સાવધ થઇ કવિતા સાંભળો અસુરો ઇ૦–જો અસુરો ( દૈત્યો ) હો તો ધારણમા ( ઊંઘમા ) પડીને અઘોર એવી ઘોર ( બીહામણી ) સ્વરદા ( સ્વર આપનારી ) ગો ( વાણી ) કરો ( ઘરઘર નાક બોલાવો–ઊંઘો ) કેમકે તમે અમૃતના અધિકારી નથી વલ્લભ ઇ૦–વલ્લભ કવિ કહે છે કે વલ્લભ ( ભીમ ) રસિકા ( દ્રૌપદી )ને રીઝવનો ( રીઝવે છે ), માટે હે રસિકો ( રસિક પુરૂષો ) તમે સહુ ( સર્વે ) પોતાની રસિકા ( રસિક તરૂણીઓને ) ત્યાગો ( અને આ તેની રસમય કથા સાભળવાને આવો તાત્પર્ય કે પ્રત્યક્ષ કામિની કરતા પણ આ શૃંગારમય કવિતા વધારે રસિક છે

૯૯ તે બડભાગી ( મોટા ભાગ્યવાળા ) ભીમે દ્રૌપદીને હૃદય સાથે ચાંપી અને બોલ્યો કે હે સ્ત્રી સુરાગ ( સારી પ્રીતિ )થી તમારા સુઅંગે સુરાગ ( અત્તર વગેરે સુવાસયુક્ત રંગરાગ )ને લગાડો–ચોપડો તે સાંભળીને દ્રૌપદી સાવધ હોઇ ગઇ ( થઈ ગઇ ) અને મનમા વિચારવા લાગી કે, જો હુ અંગરાગ લગાવીશ તો કૃષ્ણનું કીધ ( કહેલુ ) મારે જે માનવુ જોઇએ તેમા બગાડો થશે( માટે મારે હવે કોઈ યુક્તિથી ભીમને ભમાવીને શરીરે રાગ ન લગાવતા કર્ત્તવ્ય અર્થ સાધવો જોઇએ એમ સાવધ થઇને બોલી કે ) હે ભલા સ્વામી ! તમે પરજંક ( પર્યંક–પલંગ )મા બિરાજિય ( બિરાજો ), હુ મારે શરીરે કામજગાડો ( કામને જગાડે એવો ) સુરાગ લાવુ ( લગાડુ ) છુ અથવા તમે પ્રેમને પ્રદિપ્ત કરો હે વલ્લભ ( સ્વામી ) હું તમારી વલ્લભા ( વલ્લભા–પ્રિયા ) તમો પતિને રીઝવુ છુ, માટે સમૂળ ( અશેષ–સઘળા ) શોકને સમૂળ ( મૂળમા થી) ભગાડો–નાશ કરો

ભીમ મહાતુપ ખૂશ બની, પરિ-
યક પધારત છે રત ઝાઝી,
હાથ ધર્યોજ સુરગ સુરગથી,
અગ લગાવત શુ મત ભાજી,
આ પ્રિય કસ્તુરી આ પ્રિય અત્તર,
આજ ગુલાબતણે જળ રાજી,
લાવુ હુ અગ ઉમગ અથાગથી,
રે સ્મરી રે સ્મરી રે પ્રિય લાજી ૧૦૦

આપ સભા બિચ બોલિ ગયા પતિ,
કે સતી દ્રૌપદી અગ અનેરે,
જે કર દુષ્ટ દુશાસનનો અડ-
કયો લવિયો કરૂ વ્યર્થજ ફેરે,
લોહી ઉનુ વદને કરીને પીઉં,
બીઉં નહીં બકરોજ વધેરે,
તે રૂધિરે ખરડાઇ મળુ સતી,
તો પતિ ભીમ ભણોજ આજે રે ૧૦૧

---

૧૦૦ ભીમ ઈ૦-દ્રૌપદીનુ એવુ વચન સાભળીને ભીમ મહાતુપ (અતિ સતુષ્ટ) અને ખુશ બનીને પર્યંક (પલગ)મા પધારત (પધારે છે) કેમકે તેને ઝાઝી રત (પ્રીતિ) છે હાથ ઈ૦-પછી દ્રૌપદીએ સુરંગ (સારા રગરાગ)ને સુરગથી (સાગ આનદથી) હાથ ધર્યો (હાથમા લીધો), કવિ કહે છે કે, એ પોતાની મત (મતિ -કૃષ્ણે કહેલી યુક્તિ સબધી) ભાજી (ભાગીને તજીને) અગેજ લગાવત (લગાવે છે) કે શુ ? હાથમા લેઈને દ્રૌપદી શુ બોલી તે કહે છે આ ઈ૦-હે પ્રિય ! આ કસ્તુરી છે, હે પ્રિય ! આ અત્તર છે, આજ જે ગુલાબજળથી ગરક થવાય એવુ ગુલાબનુ જળ તો આજ છે ! હવે એને હુ અથાગ ઉમગથી અગે લાવુ (લગાડુ) છુ (એમ કહીને વળી દ્રૌપદી એકાએક બોલી ઉઠી કે,) હે પ્રિય ! રે ! હું સ્મરી સ્મરીને લાજી ગઈ છુ !-મને સાભર્યું ! મને સાભર્યું ! અને તેથી હુ લાજુ છુ !

૧૦૧ દ્રૌપદીને શુ સાભરી આવ્યુ તે કહે છે આપ ઈ૦-દ્રૌપદી ભીમને કહે છે કે, જ્યારે દુશાસને સભામા મારા વસ્ત્ર ખેચ્યા ત્યારે હે પતિ ! આ

ત્યાં વળિ આપ બળેથકી તો કથિ-
યા મમ સામુ નિહાળી નિહાળી,
આંજથી અંગ સુરંગ ન દ્રૌપદી,
લાવીશ લોહી દુઃશાસન ટાળી,
એ પતિ આપ ધર્યું પણ વ્યર્થજ,
જાય હું અંગ સુરંગજ ભાળી,
દાસની દાસ ઉભી તમ આધીન,
વલ્લભ પાણી જશે વદી કાળી ૧૦૨

ભીમ ભણે સતી કાંઇ હણુ અરિ,
લાય સુરંગ તું આજ અગાડી,
દ્રૌપદી કે' પતિ ના વિસરી દુખ,
જે સુસભા બિચ દીન અનાડી,
તેમ ધરૂં મન કે દિન પોડશ,
તો ગુન્જ્યો નવ મર્ણ લગાડી,

સભાની બીચ (વચમાં) બોની ગયા છો કે, 'સતી દ્રૌપદીના અંગેરા અંગ ઉપર દુષ્ટ દુઃશાસનનો જે કર (હાથ) અડકો છે તેને અને જે તે લવિયો (બકયો છે) તેને હું ફેરે (એકજ ફેરે) વ્યગ્ર કરૂ-તે હાથનો નાશ કરી તેનું બોલવું મિથ્યા કરૂં અને જેમ બકરો વધેરે તેમ તેને વધેરીને તેનું ઉનું લોહી હું વદને કરીને (મુખવડે) પીશ, પણ બીજું નહિ વળી તે રૂધિરે ખરડાઇને હું સતી (દ્રૌપદી)ને મળું તો મને અજે (અજેય) કે અજેર (ન જીતાય એવો) ભીમ ભણો-કહો' હે પતિ! તમે એવી પ્રતિજ્ઞા કરી છે!

૧૦૨ વળી ઈ૦—ત્યાં આગળ વળી આપ મમ (મારા) સામું નિહાળી નિહાળીને બળેથકી કથિયા (બોલ્યા) કે, હે દ્રૌપદી તું આજથી દુઃશાસનનું લોહી ટાળીને (તેના લોહી શિવાય) તારે અંગે સુરંગ (સારા રાગરંગ) ન લાવીશ (ન લગાડીશ)" હે પતિ! હું અંગે (મારે શરીરે) સુરંગ ભાળીને આપે ધરેલું એ પણ વ્યર્થ જાય છે પછી હું તો તમારા દાસની દાસ તમારે આધીન ઉભી છું (અર્થાત્ પછી હું તો તમે કહેશો તેમ કરીશ) વલ્લભ કહે છે કે કાળી (દ્રૌપદી) વદી કે, પણ તમારૂં પાણી જશે

વલ્લભ વલ્લભ રીઝન કારણ,
અગ સુરગ લગાડુ ભગાડી. ૧૦૩
આપ કર્યો પણ કાલ કરૂ ખરૂ,
જો અર્હૂરા બનો ભીમ સુભાથી,
નારતણા તવ ટેક કશાપતિ,
ના રતિ જો બળ મા'મત હાથી,
છુ અબળા પણ ક્ષત્રિની નદિની,
વદિની પાડવ પત્ની સુપાથી,
આપતણા હથિયાર ધરી તન,
કામળ કાઢુ કપૂતનુ કાથી ૧૦૪
આપતણી પરતીગન સિદ્દજ,
થાય પતિ પછિ આવુ ઉમગી,

---

૧૦૩ અનાડી-દુષ્ટ ( દુશાસન ) તેમ ઈ૦-તેમ વળી મને મનમા એમ પણ થાય છે કે સોળ દિવસ તો વહી ગયા તથાપિ એ લબાડી ( દુશાસન )નુ મરણ થયુ નહિ । એ ભાન છે અથવા દુશાસનનુ મરણ હજી સુધી ન થવાથી તમારી પ્રતિજ્ઞા મિથ્યા જતા લબાડી, રે એમ હું મનમા ધારૂ છુ । વલ્લભ ઈ૦-દ્રૌપદી કહે છે કે, તોપણ વલ્લભ ( સ્વામી )ને રીઝવવાને માટે હુ તે પ્રતિજ્ઞાને ભગાડી ( નાશ કરી ) પણ અગે સુરગ લગાડુ ( લગાડુ છુ )

૧૦૪ પણ—પ્રતિજ્ઞા અશરા ણ ી—ગ નર થઈને, કે અથરા-મોગ થઇને નાર ઈ૦—જો મા'મત (મદામત્ત) હાથીમા (અર્થાત્ તમોમા ) જો રતિ ( જરાર પણ ) બળ નથી તર ( ત્યારે ) પછી હે પતિ ( મારા સરખી) નારના તો ટેક ક્યા (શાનાજ રહે)! ગઢી વધાર પાણી ગદાનવાને "તમે ચૂડીઓ પેહેરીને બેસો હુ પ્રતિજ્ઞા મા ર્ ી આવુ છુ" એવા અર્થનુ મર્મ વચન દ્રૌપદી ભીમને કહે છે ઈ૦—હું છુ તો અબળા (નિર્બળ—સ્ત્રી ) પણ ક્ષત્રિયની નદિની ( પુત્રી ) છુ તથા પાડવની વદિની ( વદવા યોગ્ય ) સુપાથી સારા પાણીવાળી ( પાથમ્-પાણી ) પત્ની છુ, માટે આપના હથિયાર તન ( શરીરે ) ધરીને કાથી ( કથ-કૌવતવાળી ) હુ તે કપૂત ( દુશાસન )નુ કાળજુ કાઢુ-કાઢી આવુ ।

ભેટું ભલી ભાંની ભાતથી ભૂપતિ,
અંગ ઉમંગથકી ધવ રંગી,
આપ જુઓ બળ નારતણું નર,
શું તન કામ કરે હોય જંગી,
વલ્લભ મોહિનીથી હરશા બચિ-
યા તવ આપ કશાજ અભંગી. ૧૦૫

જ્યાં લગી કર્ણ વસે પતિ ભૂભિંચ,
ત્યાં લગી તો નવ તર્ણજ તૂટે,

---

૧૦૫ પાછલા શ્લોકનો સંબંધ ચાલુ છે આપ ઇ૦– હે પતિ ! એ રીતે આપની પરતીગન ( પ્રતિજ્ઞા ) સિદ્ધ થાય તે પછી ઉમંગી ( ઉમંગવાળી ) હું પાછી આવું અને હે ભૂપતિ ! મારા ધવ ( સ્વામી ) તે-તમને રંગીને-લોહીથી રાતા કરીને ( અર્થાત્ લોહીથી તમારૂં અંગ રાતું થાય એવી રીતે ) અંગમાં ઉમંગ ધરીને તમને ભલી ભાતથી ભેટું અથવા હે રંગી (રંગીના) ધવ ( સ્વામી ) ! એમ પણ થઇ શકે વળી ભીમ વધારે તીવ્ર વચન કહેછે આપ ઈ૦—આપ નારનું બળ જુઓ યદ્યપિ તન ( શરીર ) જંગી ( મોટું-ભારે ) હોય તથાપિ તે શું કામ કરે ?–અર્થાત્ તમે માત્ર શરીર વધારી જાણ્યું છે, તમારાથી શું પરાક્રમ થવાનું છે ? સ્ત્રીએ સ્વામીને બચાવ્યા હોય એ વાત સબળિત ઠરાવવાને દૃષ્ટાંત આપે છે મોહિનીથી ઈ૦–હરશા ( મહાદેવ સરખા ) પણ મોહિનીથી ( મોહિનીના પ્રતાપથી ) બચિયા (ભસ્માસુરથી બચ્યા ) તો પછી આપ કશાજ ( શા નાજ ) અભંગી ( અક્કડ-આકડાની પેઠે નહિ નમેતા એવા ) છો ? ભસ્માસુર નામે દૈત્યે શિવનું તપ કરીને એક વરદાન તેમની પાસથી મેળવ્યું હતું તેનો પ્રભાવ એવો હતો કે જેના માથા ઉપર તે હાથ મૂકે તે બળીને ભસ્મ થઈ જાય પછી પાર્વતીને લેવાના વિચારથી શિવની ઉપર હાથ મૂકવાને ગયો તેથી શિવ નાસવા લાગ્યા શિવનું કષ્ટ જોઇને વિષ્ણુએ મોહિનીનું રૂપ લેઈ ભસ્માસુરને દર્શન દીધું ભસ્માસુરે તેથી મોહિત થઇ તેને વરવાની માગણી કરી તે ઉપરથી મોહિનીએ કહ્યું કે શિવના જેવું તાંડવ નૃત્ય કરી બતાવે તો તને વરૂં ભાન ભૂલેલો રાક્ષસ તેમ કરવા જતાં માથે હાથ મૂકીને નાચતાં બળીને ભસ્મ થયો અને શિવની પીડા ટળી એવી આખ્યાયિકા છે, તેનું દૃષ્ટાંત અહીં દ્રૌપદીએ ભીમને આપ્યું છે

આજ કરૂં પરતીગન સત્ય હું,
કાલ કરૂં ઈમ દિન ન ખૂટે;
આપ જુઓ પતિ ! અર્જુનશા બળી,
કૃષ્ણ જશા નિર હાથથી ફૂટે,
વલ્લભ કર્ણ ઘટોત્કચને હણી,
ગાજી ગયો પતિ ! રાજી અખૂટે. ૧૦૬
છું અબળા, પતિ જે નબળા,
મતિ હારત હારત હારત હા ! જે,
છું અકળા અતિ, જો ન કળાપતિ,
જારત જારત જારત ગાજે;
છું અમળા રતિ, જો ન કળાવતિ,
રંગ સુરંગ સુરંગ સુરાજે,
છું અકળા સતિ જો ન કળા ગતિ,
વલ્લભ વલ્લભ વલ્લભ વ્યાજે ૧૦૭

---

૧૦૬ કૃષ્ણના દેખતાં વામનને મારવો નહિ, એ અર્થ સિદ્ધ કરવાને તે વામનને મારી આવતા દ્રોપદી કહે છે ક્યા (કિ—સ્પ) છે તર્પુ—તરણુ પરતીગન—પ્રતિજ્ઞા રાજી અખૂટે—અપાર રાજી પણ થયો !

૧૦૭ હું ઇ૦—દ્રોપદી એ પ્રમાણે કહીને તને વધારે ઉપાડવાને ભીમની પાસે ચાકુમોરા કરે છે હું ઇ૦—હા ! (અરે !) હું તો અબળા છું પણ મારા પતિ પણ તેવા નબળા (નિર્બળ) છે, તો મારી જે મતિ છે તે હારત, હારત, હારત, (અનેક વાર હારી જાય છે) વળી જો મારા પતિ પાસે કળા (નાહિતના અંગના ભારમો ભાગ—અથવા યુક્તિ પ્રયુક્તિ) નથી, તો હું પણ અતિ અકળા (તેનું કહું આનંદની ભરેલ પણ કળા—અંશભાગ) વિનાની છું, ત્યાં તેઓ મને આગે (ઘણા પ્રકાર) જારત, જારત, જારત, (અનેક પ્રકારે બાળે છે) જો શરીરે ચોગાનના સુગંધ માર શરીરે નથી લગાડતા તેવા હેતુથી તેને ઉત્તર કહે છે જો કે હું કળાવતી (કળાવાળી) નથી તથાપિ અમળા (નિર્મળ) રતિ (પ્રીતિ) વાળી છું, તો

# ભીપણભીમક્રોધાનલ-કથન.

## અન્યજાતિ કવિત

અરે ! નારી નીચ વેણ, કથી કેમ કષ્ટ દેણ,
વીતે શુ આજની રેણ દુઃશાસન જીવ જાય,
સાથે શ્યામ તુય જાય, બોલતા નહિ લજાય,
નિંદાકાગને સજાય, કડ શેણે નિવ થાય,
ભોપાળિયા પોળિયા તુ, આવ આવને ના આવ,
લાવ લાવ ગદા લાવ, ખાતે ખાડુ ક્ષીવ રાય,
કાળી બાળી સોત ટાળી, બેના રૂધિરમા મા'લી,
લગાવુ સુઅંગ રાગ, વલ્લભ જો નીવ નાય ૧૦૮

---

મારે અંગે તે (નિર્મળ રતિ રૂપ) રગ અને સુરગ સુરંગથી (સારા રંગથી-સારી છટાથી) સુગજે છે—સારા શોભે છે અર્થાત્ પતિઓ ઉપર મારી નિર્મળ પ્રીતિ એજ મારે શરીરે રાગ ચોપડેલા છે માટે મારે આંઆ નાઅત્ત રગુનાથ શુ કરવા છ? છેનટ મમ વચન કહે છે કે વળી મારામા ખળા સબધી ગતિ (જ્ઞાન) નથી તથાપિ મારા વલ્લભ (વાહાના) વલ્લભ (સ્વામીઓ)ના બ્યાજે (નિમિત્તથી) હુ અકળા (ન કળી શકાઉં એવી)-શત્રુઓના હાથમા ન આવુ એવી સતી છુ તમારા પરાક્રમને બાહાને હુ શત્રુઓને અગમ્ય સતી થઈ છુ તાપ ક તમારામા પરાક્રમ હોત તો દુઃશાસન વગેરે મારૂ સભા મધ્યે અપમાન શુ કરી શકત ! પણ તમારૂ પરાક્રમ તો એક બ્યાજ (બાહાનુ) માત્ર છે તમે નામનાજ પરાક્રમી છો !

૧૦૮ ભીષણ ઇ૦—ભીમના ભયાન ક્રોધાગ્નિનુ કથન અન્યજાતિ કવિત-ઘનાક્ષરી દ્રૌપદીના મેહેણાં સાભળીને ભીમ ાીને દ્રૌપદીને કહે છે અરે ઇ૦ સ્પષ્ટ છે વીતે શુ ? અર્થાત્ ા વીતે રેણ-રાત રાત ન વીતતા શાસનનો જીવ જાય સાથે ઇ૦—અને જો તુ બોલતા લજાતી નથી તો હે

જંબુકશી સિંહ નિંદ, જાણતી ન ભીમ રિંદ,
કરૂં કાળી છિંદ ભિંદ, ના અસાર ના જ સાર;
તારૂં લાવું લોહી એને, એનું લાવું લોહી તુંને,
પછે નાર નિંદે કેને, ના સવાર ના ઉજાર;
ગદા લાવ ગદા લાવ, હર્ષ આવ ક્લેશ થાવ,
વલ્લભ વલ્લભ ગાવ, ના ઉલાર ના ધરાર. ૧૧૦

## કૃષ્ણાભયકથન.

ભાખી એમ ઉભો હોય, હાથણી શું છત્ર ખોય,
કપોતી શું કંપ જોય, શું કુડકે બાજ બાજ;
મૃગલીએ ફોર દીઠો, બગલી (એ)ગરૂડ દીઠો,
ઢગલી શી બિચ સાપ, કશાં કે'વાં કાજ કાજ;
રખે વાઘ ગાય ખાય, એવો ઉભો થાય થાય,
કંપ આપથી સમાય, સ્તબ્ધ થાય તાજ તાજ;

---

૧૧૦ દ્રૌપદીનાં વચન રૂપ ઉદ્દીપનથી વ્યક્ત થયેલા રૌદ્રના અનુભાવ વર્ણવે છે: ભાખી પ્ર૦—સ્પષ્ટ છે. આસ્ફોટ પ્ર૦—ત્રાતા ! ભીમ જંઘાને આસ્ફોટ કરે છે–થાબડે છે ને તું ધાર ( જાણ ) જંબુકશી પ્ર૦—જંબુકશી ( શિયાળ જેવી ) દ્રૌપદી ભીમ સરખા સિંહની નિંદા કરે છે પણ તે જાણતી નથી કે ભીમ તો રિંદ ( અરિંદમ )–શત્રુઓને દમન કરનાર છે. ના પ્ર૦—હું અસાર કે સાર જોતો નથી. લાવું લગાડું. એને–દુઃશાસનને. એનું–દુઃશાસનનું. ના સવાર પ્ર૦—સવાર પણ ન ગાય કે ઉજાર ( [illegible] ) પણ ન [illegible] હર્ષ પ્ર૦—ગદો તો હર્ષ આવો કે ક્લેશ થાઓ. પણ [illegible] છે કે [illegible] વલ્લભ પરમેશ્વરને ગાઓ; કેમકે તેથી આપણને તો [illegible] નાશ ( નહિ નુકસાન ) નથી ! અથવા, હર્ષ આવો કે ક્લેશ થાઓ. તે [illegible] ( ભીમને ) ઉલાળ કે ધરાળ નથી–તેના શૂરના આવેશમાં તે હાનિલાભ જોતો નથી.

વલ્લભ શેણે લખાય, લેખણી શેણે ઘસાય;
કંપ કાય થાય થાય, કોપ્યો ભીમ રાજ રાજ. ૧૧૧

કૃષ્ણા ચિત્રશી લખાય, વાઘ જેમ સ્વપ્ન ખાય,
આગ ગેહ-ખાય થાય, તેવી દીન દામણીજ;
ધન લેઇ ચોર જાય, રાંક જોઇ દીન થાય,
હાલે ન હલાવ્યો હાય, એવી ઉભી કામનીજ;
પિતાશ્રીના ગુણ ગાય, રે વખાણથી લજાય,
હાય તેવી થાય થાય, સુક્ષત્રાણી નામનીજ;
ભીમ માગતો ગદાય, બોલતો જેતું બકાય,
કૃષ્ણા કૃષ્ણ સાંચ થાય, રે વલ્લભ હામ નિજ. ૧૧૨

---

૧૧૧ હોય-થાય. હાથણી ઇ૦-જેમ સિંહને ઉભો થયેલો જોઇને હાથણી પ્રાણુ તજે છે તેવી દશા દ્રૌપદીની થઇ. બીજાં દૃષ્ટાંત આપે છેઃ મૃગની ઇ૦-સ્પષ્ટ છે. શેર-સિંહ. ધીટા-ધૃષ્ટ-નિર્લજ-તોફાની. ઢગલી ઇ૦-શ્રી ( લક્ષ્મી )ની ઢગલીની વચ્ચે સાપને જોઇને તે લેવા જનારની જેવી દશા થાય તેવી દશા દ્રૌપદીની થઇ. કશાં ઈ૦-ભીમનાં કાજ કાજ ( કામ કામ ) કશાં (શાં) કરેલાં ? કંપ ઇ૦- દ્રૌપદીનો કંપ તો આપથી (એની મેળે સમાય-સમાઇ ગયો અને (ભયથી) તે સ્તબ્ધ થાય ( થઇ ગઇ ). તાજ તાજ -સ્ત્રીઓમાં તાજ ( મુકુટ )રૂપ દ્રૌપદીનો. વલ્લભ ઇ૦—વલ્લભ કહે છે કે ભીમનો કોપ અને દ્રૌપદીનો ભય તે મારાથી શેણે ( કઇ રીતે ) લખાય ( અર્થાત્ એ તો અકથ્ય છે ) અને લખાય નહિ ત્યારે લેખણી ઘસાય પણ શેણે-કશાથી? ( માત્ર એટલુંજ લખું છું કે ) રાજ રાજ ( રાજાનો રાજા ) ભીમ કોપ્યો (અને તેથી દ્રૌપદીની ) કાયાએ કંપ થાય કંપ થાય-દ્રૌપદી અતિશય કંપવા લાગી.

૧૧૨ ભયથી સ્તબ્ધ થયેલી દ્રૌપદીનુ વર્ણન કરે છેઃ કૃષ્ણા ઈ૦-સ્પષ્ટ છે. કૃષ્ણા-દ્રૌપદી. લખાય-જણાય. અથવા, જાણે ચિત્રમાં લખેલી (આળેખેલી ) હોય તેવી દ્રૌપદી થઇ ગઇ. તે હાલતી ચાલતી નથી તેનું દૃષ્ટાંત આપે છેઃ વાઘ ઈ૦—જેમ સ્વપ્નમાં વાઘ ખાઇ જતો હોય અને તેથી જેમ સ્તબ્ધ થઇ જવાય છે તેવી તે થઇ. (સ્વપ્નામાં અલ્પ ભયાદિક ઘણી અસર કરે છે તે સર્વને અનુભૂત છે ). આગ ઈ૦—જેમ આગ ઘરને ખાય (બાળી નાખે )

## પાંડવસેનાભયકથન.

સુણી ભીમના હોકાર, પાર્થ કરતો પોકાર,
અરે ભીમ યુદ્ધ ગયો, એકલો અજપતાજ;
ગર્જના અપાર કરી, બાણ પાણ ધરી ધરી,
આવતા · નકુલ કુલ, દુકુલન કપતાજ;
સહદેવ યુધિષ્ઠિર, ધૃષ્ટદ્યુમ્ન સાત્યકિજ,
ભય પામી કૃષ્ણ ધાયા, દોડી દોડી દપતાજ;
ગર્જના સુણી જે દિશ, ધાયા આવ્યા ભાગી રાત,
રાઢ રાંડ સાંઢકેરી, શે વલ્લભ જપ તાજ. ૧૧૩

---

અને તેથી ઘરધણી જેવો દીન અને દામણો થઈ જાય તેવી દ્રૌપદી પણ દીન અને દામણી થઇ ગઈ ધન ઇ૦—જેમ કોઇના ઘરમાથી ચોર ધન લેઈ જતો હોય અને તેની પાસે શસ્ત્ર હોય તે જોઇને ઘરધણી દીન થઈ રહે તથા હાય ! ( અરે ) તે જેમ હલાવ્યો છતા હાલે નહિ, એવી તે કામની સ્તબ્ધ ઊભી છે પિતાશ્રી ઇ૦—( વલ્લભ વળી બીજુ દ્રષ્ટાંત આપે છે કે ), જેમ કોઈ મનુષ્ય મારા પિતાશ્રી–પ્રેમાનદના ગુણ ગાય ( વખાણ કરે ) અને હે, તે વખાણથી જેમ લજાય છે તેમ હાય ! ( અરે ) દ્રૌપદી પણ નામની સુકાનાગી થઈ ગઈ. દ્રૌપદી કહેતી હતી કે હુ ક્ષત્રિયની પુત્રી અને પત્ની છુ ) પણ અરે ! તેણે કાંઇ પરાક્રમ ન કર્યું ! ( પ્રેમાનદને પોતાના વખાણ પસદ નહોતા એ તેના કાવ્યગ્રથોમા કરેલા તેના વિનયથી પણ સાબિત થઈ શકે છે, વલ્લભ એના વિનયથી વિરુદ્ધ ફક્કડ હતો માટે તેનો પિતાના અતિ વિનયની નાપસદગીનો ઉભરો અહીં પણ નીકળી ગયો જણાય છે ) જેનુ–જેટલુ કૃષ્ણ ઇ૦—વલ્લભ કહે છે કે, કૃષ્ણાને કૃષ્ણ આપ થાય એટલી નિન્દ (પોતાની–દ્રૌપદીની) હામ હતી

ગદા ક્યાજ? ગદા ક્યાજ? લાન્ય પોળિયા પરોઢ,—
થાય નીર જાય મારૂ, ભીમ નામ ભામણેજ,
કૃષ્ણા અને દુશાસન, બેય કરૂ રનવન,
ધન બાઝ ધન તેને, ભખે ભખે દામણેજ,
સુણી ભીમના ઉચ્ચાર, ટોળે મળી સર્વ ઉભા,
રાણી જાયો કોણ એવો, કે તણુ ઊજામણેજ,
વાસી ઘર ચોર પેઠો, માર મારે ધણીને તે,
ગેણુ પેલો જાય માડે વલ્લભ સરામણેજ ૧૧૪
તણુ પુઠે તણગરા, અણુ આણી આણી ફરે,
લણુએ તો રોકયા સર્વ, કણુગ્રીવ આવિયોજ,
અર્જુન કે' રાડ મોટી, હવે થાવ શેજ ખોટી,
તણુ ચીરી આનો માય, ન અન્યાય ભાવિયોજ,
યુધિષ્ઠિર સ્થિર હોઇ, ભાખિયા સુદષ્ટિ જોઇ,
કૃષ્ણરાજ તાજ માગ, કરો કાજ કાંવયોજ,
પતળ કવીશ જાય, શાત સર્વ કોઇ થાય,
દ્રૌપદી ઉમગી કાય, ફદ ફેવ ફાવિયોજ ૧૧૫

---

(સ્ત્રી ધણીઆણીની) રાઢ (લડાઇ) હતી, તેમા તે બધાએ શે જપ (શાતિ) ને તાજ (ત્યાગ) કર્યો?

૧૧૪ નીર–પાણી ભીમ ઇ૦–મારૂ ભીમ એવુ નામ ભામણેજ (અર્થાત્ વૃથા) જાય છે (ભ્રમણા ઉપરથી એ શબ્દ થયો છે જે ભ્રમણા હોય તે વૃથાજ હોય છે માટે વૃથા ના અર્થમા કવિએ વાપર્યો છે) ધન ઇ૦–જેને ધન (ઘણુ) બળ છે એવો હુ ભીમ ધન (ધન્ય) છુ, તેને (દ્રૌપદી) દામણેજ ભખે છે?–તેને દામણો કહી તુચ્છકારી મહે છે? ઊજામણેજ—ઉધાડો કરે –જાય સરામણે (સહાય કરવા) (?)

૧૦૫ અસુ પાણી જોર બળ. લણુ–ભીમ કણુગ્રીવ–અર્જુન ન ઇ૦—દ્રૌપદીને ભયભીત કરવા રૂપ ભીમનો અન્યાય તેને ભા યો નહિ–ગમ્યો નહિ સુદષ્ટિ જોઇ–સારી નજરથી જોઇને અથવા સારી પેઠે વિચાર કરીને

## ક્રોધાંધલક્ષણ.

ભલે ભલે ભુંડો ભલો, ક્રોધકુંડે આવી કળ્યો,
થાય અંધ પે'લો તેહ, સુમુનિ દેવ દાનવી;
અંગ રક્ત થાય પછે, ક્રોધ રક્ત કાયગ છે,
થાય શોચ નાશ ભય, ભૂલે હરશા જાન્હવી;
વા'લાકેરો વેરી થાય, કૃત્યકેરો કેરી થાય,
મરદ ને મેરી થાય, સાચા શાણા તે રાનવી;
પંગુ પાયધર થાય, દિવ્ય દૃષ્ટિ (ધર) શૂન્ય થાય,
બ્રહ્મા જેવા ભોળા ભૂલે, તો કશા કશા માનવી. ૧૧૬

---

તાજ–માથાનો મુકુટ રૂપ. કાં'વિયો–ઓલ્યો. વલ્લભ ઇ૦––વલ્લભ કવીશ–કહે છે કે, હવે કૃષ્ણ તંબુમાં જાય છે અને સર્વ કોઇ શાંત થાયછે ( શું બને છે તે જાણવાની ઇચ્છાથી સઘળા ચુપ થઈ જાય છે ), તે જોઇને દ્રૌપદી કાયામાં ઉમંગ પામી અને તેણે કરેલો ફેલનો ફંદ (પ્રપંચ) ફાવીઓ –ફાવી ગયો.

૧૧૬ ક્રોધરક્ત કાયગ છે–ક્રોધથી તપેલું લોહી પછી કાયામાં વેહેવા માંડે છે. થાય ઇ૦– શોચ અને ભય બન્નેનો તે અવસ્થામાં નાશ થાય છે. હરશા ઇ૦–શિવ જેવા ( પોતાની પત્ની ) જાન્હવી ( ગંગા )ને પણ ભૂલે ( તો પછી ભીમ દ્રૌપદીને ભૂલે એમાં શું આશ્ચર્ય ? ) કૃત્યકેરો ઇ૦–તે કેહેર વર્તાવનારાં કૃત્ય કરે. મરદ ઇ૦–પછી ગમે તો તે મરદ હો કે મેરી( સ્ત્રી )હો. સાચા ઇ૦–ખરેખરા શાણા હોય તે રાનવી–રાની–જંગલી મનુષ્ય જેવા (વિવેકહીન) થઈ જાય. પંગુ ઇ૦–પાંગળો હોય તથાપિ ક્રોધના આવેશમાં ને પાયધર ( પગવાળો ) થાય–પગવાળાની પેઠે જુસ્સાથી ચાલવા માંડે. દિવ્ય ઇ૦–દિવ્ય દૃષ્ટિવાળો –જ્ઞાની પણ શૂન્ય (જ્ઞાન શૂન્ય)થાય. બ્રહ્મા ઇ૦–ભોળો બ્રહ્મા જેવો હોય તથાપિ તે તે વખતે ભૂલે છે. રૌદ્રના અનુભાવ રૂપ ક્રોધનાં લક્ષણ કહીને કવિ વ્યંજિત કરે છે કે, દ્રૌપદી જેને અતિ વાહાલી છે એવો ભીમ તેને મારવાને તૈયાર થઇ જાય એ ક્રોધદશામાં બનવા યોગ્યજ છે–અર્થાત્ 'અસંભવ' દોષનો અહીં અવકાશ નથી.

## કૃષ્ણોપદેશથી કૃષ્ણાએ
## કથેલાં વેણ.

વિચારી જરા કબધ, મૂળે ગઝો ના સબધ,
તેવા થયા ક્રોધઅધ, કો દનુ દેવ જાયા છે,
રે વિચારી અવિચાગી, સુઆચારી અનાચારી,
થાય તેવા આ તો ક્રોધી, રે કશી કથુ કાયા છે,
પામ થઈ કૃષ્ણ ગયા, ભીમ ભટે ના પિછાન્યા,
ક્રોધ ક્રોધ કાયા ક્રોધ, જેહને ક્રોધે સાયા છે,
પ્રેમાનદ વ્યાસમુનિ, જેને લાગી કૃષ્ણધૂનિ,
કે'તા તે તો કૃષ્ણકૃત્ય,(કે'તા) વલ્લભ ક્રોધ માયા છે ૧૭

---

૧૧૭ કબધ—રામાયણમા વર્ણવેલો એમ મોઢા માથા વગરનો દૈત્ય, કે જે સદા વિચારશૂન્ય રહેતો હતો ભીમને તેની સાથે સરખાવીને કવિ કહે છે કે ભીમ કબધ જેના તો વિચારવાળા હતા અર્થાત્ વિચારશૂન્ય હતા અને મૂળેજ બુદ્ધિ સાથે ગાઢો સબધ નહોતો તેવા પુરૂષ વળી ક્રોધઅધ થયા એટલે પછી તે દનુજાયા ( દાનવ ) કે દેવજાયા ( દેવ ) હોય તોપણ શુ થયુ ? અર્થાત્ દેવ કે દૈત્ય ગમે તે ક્રોધમા અવિચારી થઈ જાય છે તો આ ભીમ તો મૂળથીજ અવિચારી હતો અને વળી ક્રોધી થયો એ ા શુ પૂછવુ ? રે વિચારી ઈ૦-રે ! જેમ કોઈ વિચારી ( વિચારવાન્ ) હોય તે ક્રોધમા અવિચારી થાય છે અને સુઆચારી હોય તે અનાચારી થાય છે, તેમ આતો મૂળેજ ક્રોધી સ્વભાવના અને વળી ક્રોધના ઉદ્દીપન મળવાથી શરીર ક્રોધી બન્યા એટલે તેની કાયાનુ સ્વરૂપ તો હુ શું કહુ ? ક્રોધમયતાનુ દૃષ્ટાંત આપે છે પામ ઈ૦—સ્પષ્ટ છે પ્રેમાનદ ઈ૦-પ્રેમાનદ અને વ્યાસમુનિ જેમને કૃષ્ણની ધૂનિ ( લેહ) લાગી છે—કૃષ્ણ ઉપર જેઓ પ્રેમાસક્ત થઇ ગયા છે તે તો એમ કહેતા હતા કે એ કૃત્ય ( ભીમની પાસે થઇને કૃષ્ણ ગયા પણ ભીમે જાણ્યુ નહિ તે ) કૃષ્ણનુ છે પણ વલ્લભ તો એમ કહે છે કે, એવુ કાંઇ નથી, પણ એ તો ક્રોધની માયા ( ભૂલવણી ) છે ! પ્રેમાનદનુ મત ખડન કરવાને બહાને તેને વ્યાસમુનિની હારમા ગણીને વલ્લભે તેની સ્તુતિ વ્યજિત કરી છે વ્યાજનિંદા.

કૃષ્ણાકેરી કને કૃષ્ણ, જઈ સજાવતા તૃષ્ણ,
ધન્ય સખી શાણી અચ્છા ક્રોધ ઉપજાયા છે,
વદો સખી વદો તમે, શૂર થાઓ નારી પરે,
કયો ધર્મ શૂરતણો, જે વેરી વિસરાયા છે,
ખોડા કરવા પ્રતિજ્ઞા, તો તો ધરો રૂડી પ્રજ્ઞા,
આમ થાઓ કશા અજ્ઞા, ભામની ભલ વા'યા છે,
ઓનો બોલો બાળા ઝટ, મૂકો અન્ય ખટપટ,
સિંચો દ્રુમ વનિતા જે, રૂડેરા નિપાયા છે ૧૧૮

ભણે સતી મહામતિ, કૃષ્ણસખીકેરી ગતિ,
ઉણમની કેવી મતિ, સુણિયે બોલ બાળા જે,
સ્વામી ક્રોધી શીદ થાવ, સાનો દુશમન દાવ,
ખરૂ કહેતા ખોટુ લાગે, હુ કશુ કરૂ વા'લા ! તે,
પ્રતિજ્ઞા પ્રમાણ કરો, પછી આવી હુથી વઢો,
કામકેલિ સિંચ રાગે, ન હોય રાસવાળા એ,

---

૧૧૮ કૃષ્ણા ઈ૦—કૃષ્ણ કૃષ્ણા ( દ્રૌપદી ) ની પાસે જઈને તેની તૃષ્ણ ( તૃષ્ણા-ઇચ્છા ) સજાવતા- ભીમને વધારે શૂર ચઢાવવાના વંચનો પ્હેલાની રૂચિ ઉત્પન્ન કરતા ( કરે છે ) કૃષ્ણ દ્રૌપદીને કહે છે કે, ધન્ય ઈ૦—હે શાણી સખી! ધન્ય છે! તે અચ્છા ( સં૦ अच्छ--નિર્મળ સારૂ, એ ઉપરથી ) મારો ક્રોધ ઉપજાવ્યો છે હે સખી! તમે એને વદો વદો ( કહો કહો ) ઈ૦—સ્પષ્ટ છે પ્રજ્ઞા બુદ્ધિ અજ્ઞા ( અજ્ઞ )—અજ્ઞાની ભામની ઈ૦—ભામનીએ ( મે ) તમો ભન ( ભના ) વાયા છે—છેતર્યા છે, અથવા ભામની ( દાસીએ ) તમને આગરાગો બાહ્યો ભના છેતર્યા છે, અથવા કૃષ્ણ કહે છે કે, હે ભામની! ( દ્રૌપદી ) તે એનો ભનો વાલ્યો છો! સિંચો ઈ૦—હે વનિતા! જે તમે રૂડરૂ દ્રુમ ( ભીમનો પ્રતિજ્ઞા સભારી આપી શૂર ઉત્પન્ન કરાવવારૂપી વૃક્ષ ) નિપાયુ [ નિપજાવ્યુ ] છે તેને સિંચો અર્થાત્ હવે ભીમના ક્રોધની વૃદ્ધિ **પૂરેપૂરી** કરીને ધરેલી પ્રતિજ્ઞા સિદ્ધ કરાવો. [ ગનહર ૭૬ ]

નર્કે નાખુ અમો જાણી, પ્રતિજ્ઞા ભૂલાવું જાણી,
હતું એવુ નાથ મારા, તો ઝાલવીતી માળા જે. ૧૧૯

જેત્તા ક્રોધે મને મારો, જેત્તા ક્રોધે લોહી જાળો,
એત્તા ક્રોધ લાવો અંગ, જો દુશાસન ઉપરે;
તો પછી રૂધિરપાન, થઇ આવો લોહી વાન,
આ તો વિધિ વંશકેરો, (જે) વંશ સોત જઇ જરે;
મારો વાક માત્ર એક, (જે) પ્રતિજ્ઞા પ્રમાણ કીધ,
અંગરાગ લાવ્યો નહિ, તો હરો હરો સ્વકરે;
ભૂલ્યાં ત્યારે ભણ્યાં અમો, ખેસો તમે દમુ અમો,
વલ્લભ વંશભા સમો, જોઈ વદે નહિ ડરે. ૧૨૦

---

૧૧૯ મૂળે ઇ૦—મૂળમાં તે સતીજ ભોળી બુદ્ધિની હતી અને વળી તેમા કૃષ્ણ સખી ( કૃષ્ણમિત્ર )ની મતિ ( બુદ્ધિવૈભવ )નો વધારો થયો એટલે પછી ઉણપ ( ઓછાપણા )ની મતિ ( બુદ્ધિ-વિચાર ) તો કેની હોય !—એટલે પછી શુ બાકી રહ્યુ ? સુણિયે ઇ૦—બાળા ( દ્રૌપદી ) જે બોલ બોલી તે સાંભળો સાધો ઇ૦—દુશમીન ( શત્રુ )નો દાવ સાધો-શત્રુને દાવમા આણી મારો નર્કે ઇ૦-હુ તમોએ કરેલી પ્રતિજ્ઞા જાણીને તમને તે યાદ ન કરાવુ, અને એવી રીતે જાણી જોઈને તમને નરકે નાખુ શુ ? અર્થાત્ મે તો તમને પ્રતિજ્ઞાનુ સ્મરણ કરાવીને મારો ધર્મ બજાવ્યો છે માટે તમારે મારા ઉપર ન કોપતા પ્રતિજ્ઞા સિદ્ધ કરી જોઇએ એ ધ્વનિ છે અથવા, હુ તમારી પ્રતિજ્ઞા જાણીજોઇને ભૂલાવીશ અને તેજ રીતે નર્ક પણ નાખીશ એવુ જો હતુ તો, હે મારા નાથ ! ( પ્રથમથીજ ) હાથમા માળા જ લીધી હતી !

૧૨૦ જેત્તા-જેટલા જાળો-બાળો એત્તો-એટલો તો ઇ૦—તો પછી રૂધિરપાન ( કરીને ) લોહીવાન ( લોહીવાળા ) થઇને આવો-આવોજ પણ આ વિધિ તો ( શત્રુને મારવાને બદલે મનેજ મારવાને તૈયાર થયા છો તે ) વંશકેરો ( વાસનો ) છે, કે જે વંશસોત જઇને જરે ( બળે ) છે ( વાસ અંદર અંદર ઘસાઇને નાશ પામે છે તેવી આ રીત છે ) મારો ઇ૦—મારો વાક માત્ર એકજ છે, તે એ કે મારે શરીરે અંગરાગ મે લગાડયો નહિ અને

જોઈ આવો કેવા નાથ, દુઃશાસન લોહી સાથ,
વધાવું હું જોડી હાથ, રે લાવું અંગરાગને;
જગાવો જગાવો ક્રોધ, માની માની મારો બોધ,
શોધ લિયો શત્રુકેરી, રે રચી રણ જાગને;
પે'લા એને મારી આવો, પછે મુને માર્યે ભાવો,
ફોકટ ન આમ ફાવો, રે ભુલો પે'લા ડાઘને;
નિ૰ અબળા હું કોને, વંદુ સબળા હું કોને,
બ૰ બબળા પર જો, તોનિંદુ નિંદુ ભાગ્યને. ૧૨૧
લીજે પાર્થકેરી સાથ, એકલે ન કામ થાય,
વાંકુ વાંકુ બોલો નાથ, તે આવે કશુ કામનુ;
અંગરાગકેરૂં ટાટ, સ્વામી ઉભું સજી ઠાઠ,
આવતાં વધાવુ નાથ, (આ)અંગ માનુ ન ચામનુ;
બોપાળિયો પોળિયો જે, ગદા શંખ લાવ્યો તેકે,
લીજે નાથ લીજે નાથ, ધન્ય કૃત્ય ઉદામનુ;
કવીશ્વર વલ્લભ શા, ફક્કડ અક્કડ હોઈ,
કપે સહુ કપટ એ, હશે સુદર્શ્યાંમનુ ! ૧૨૨

---

તેમ કરીને તમારી પ્રતિજ્ઞા મેં પ્રમાણ્ય કરી ( માન્ય રાખી ); હવે તે તમારે-જ પ્રમાણ્ય ન રાખવી હોય તો તમે સ્વકરે ( પોતાને હાથે ) તેને હરો હરો ( તોડો ) બેસો ઈ૦—તમે બેસી રહો અને અમે હણુ ( હું શત્રુને મારી આવુ ), એવું હું બોલી તે પણ મારી ભૂલ છે વલ્લભા—દ્રોપદી. સમો—વખત

૧૨૧ શોધ લિયો–ખબર લ્યો–મારો રણજાગ-રણ રૂપી યજ્ઞ. માર્યે–મારવાથી, સબળા–(ભીમનુ સંબોધન) બળા ઈ૦—જો તમે મજ અબળા પર બળા (બળવાન) થશો ( અને બળવાન શત્રુ ઉપર બળ નહિ દાખવશો–એ વ્યંગ્ય ) તો હું મારા ભાગ્યનેજ નિંદુછું !

૧૨૨ અંગરાગ ઈ૦—તમે દુઃશાસનને મારીને આવશો ત્યારે

## ભીમભાષણ.

ગદા શંખ હાથ થાતાં, આનંદતો મન ભીમ,
સુણ્ય સતી કટાક્ષી તું, પ્રતિજ્ઞાકેરૂં પ્રમાણ;
મોટી વાત લાગે તને, તે તો છોટી મારે મને,
મર્મબાણ મારીશ ન, થયું થયું હે અજાણ!
શું કરૂં અળખા જાત, કરી દાખું શૂર ખ્યાત,
ભીમ પ્રિય ભણે લોક, બસ બસ મસ માણ;
તોય કૃષ્ણા સાંભળ તું, પ્રતિજ્ઞા પ્રમાણ મારૂં,
હવે બોલે નિશ્ચે મારૂં, વલ્લભા! ગુણની ખાણ. ૧૨૩

મોટી કરૂં પ્રતિજ્ઞા હું, દુઃશાસન જીવ લેવા,
દિન સત્તરની રાત, ન થાય કદી કામિનિ!
ઉનું ઉનું રૂધિર જે, પિઉં પેલું અગ્નિતણું,
ગાય આ છે ગાય આ છે, ભૂલાવું તેહ ભામિનિ!
વસ્ત્ર વિણ કીધી તને, વસ્ત્ર વિણ હણું એને,
ભીમ નામ તે તો ભાખ્ય, કહું છું સત્ય સ્વામિનિ!

---

અગરાગનું ટાટ (થાળ) આપને વધાવી લેવાને દાઠ સજીને સામું ઉભું જ છે. અથવા દાઠ સાથે અગરાગનો થાળ સજીને હું ઊભી રહીશ આ ઇ૦— આ (તમારૂં) અંગ હું ચામડું નથી માનતી (અર્થાત્ દિવ્ય માનું છું) કપટ ઈ૦—સ્થણ્ડા આવ્યા પછી અને ભીમને ઠંડો પાડ્યા પછી પોળિયો ગદા અને શંખ લાવ્યો, અને તે પૂર ક્રોધમાં હતો ત્યારે ન લાવ્યો, એ કપટ.

૧૨૩ કટાક્ષી–કટાક્ષવાળી હે અજાણ!–મારા બળને ન જાણનારી હે દ્રૌપદી! થયું થયું–બસ થયું–તારૂં બોલવું બંધ કર. કરી ઇ૦–તારા ઉપર મારા શૂરની ખ્યાતિ શી દાખવું! તને શું મારૂં? ન મારવાનું બીજું કારણ ભીમ ઇ૦–લોક તને ભીમની પ્રિય (પ્રિયા) ગણે છે માટે બસ બસ, મસ માણ–ઘણું કહ્યું એમ અનુભવ કર–જાણ વલ્લભા ઇ૦–હે ગુણની ખાણરૂપ વલ્લભા!

એમ કહી ઉભો થયો, મત્ત શું મયદ મોટો,
લીધી ગદા હાથ જાણે, ઝબકી શુંય દામિનિ. ૧૨૪

સમુદ્રનું સાર ફેન, દુનિઆનું યશપાત્ર,
એરાવત અદ્રિપતિતણો રખે ઝાલ્યો કર;
એવો શંખ લેઇ ભાખ્યો, સુણો સુણો સતીશ્યામ !
શંખનાદ કર્યા પૂઠે, ભાખુ તે તો મન ધર;
એમ બોલી શંખ વાય, પારાવાર પ્રલય શું,
ઘૂ ઘૂ કરે જાણે નાશવા સૃષ્ટિ જરેજર;
શકે હોય અતમેઘકેરી મોટી ગર્જના એ,
વલ્લભ કૂકિયો શંખ, જોએ એથી કેતો ડર ૧૨૫

શંખકેરી ગર્જનાથી, આકાશના ગ્રહ તૂટયા,
ગાભણીના ગાભ છૂટયા, વેરી વા'લા થયો કાપ;

૧૨૪ ગાય ઇ૦–દ્યૂતમા હારીને વન જતી વેળાએ દુઃશાસને દ્રૌપદીને ગાય, ગાય, કહીને અપમાન કર્યું હતુ તે વસ્ત્રવિણ હણુ–વસ્ત્ર વિનાનો કરીને મારૂં સ્વામિનિ !–સ્ત્રી ! મત્ત–માતેલો મયદ–હાથી. દામિની–વીજળી

૧૨૫ ભીમના શંખના ઉપમાન કહેછે સમુદ્રનું ઈ૦—સમુદ્રનુ સારૂં (મેલ વગરનુ) ફેન (ફીણ), દુનીઆના યશનુ પાત્ર ('યશ'નો વર્ણ શ્વેત કલ્પેલો છે માટે), અદ્રિપતિતણો (પર્વતોની પાખો કાપનાર ઇંદ્રનો) ઐરાવત (એ નામનો શ્વેત હાથી), એ સર્વને રખે કર (હાથ)મા ઝાલ્યા હોય તેવો શંખ ભીમે હાથમા લઇને તે ભાખ્યો–બોલ્યો સતી શ્યામ–હે સતી સ્ત્રી ! પારાવાર પ્રલય ઇ૦—જાણે જરેજર (તમામ) સૃષ્ટિને નાશવા (નાશ કરવા)ને પ્રલયકાળનો પારાવાર (સમુદ્ર) 'ઘૂ ઘૂ ઘૂ' શબ્દ કરે છે કે શુ ?—ઉત્પ્રેક્ષા અતમેઘકેરી–પ્રલયકાળના મેઘની જોએ ઇ૦—વલ્લભ કવિ કહે છે કે મે બે ઉત્પ્રેક્ષાવડે શંખનાદથી ઉપજેલો ભય વર્ણવી બતાવ્યો છે, હવે એથી બીજો કેટલો વધારે ભય જોઇએ ? અથવા, કવિ કહે છે કે, શંખગર્જના તો વર્ણવી, હવે જોઇએ કે એથી કેટલો ડર ફેલાયો છે ?–હવે તેથી ઉપજેલા ડરનુ વર્ણન કરીશુ.

હાથી ઘોડા ઉંટો પાડા, પડી પડી ગયા આડા,
નિદ્રા મહાનિદ્રા પામ્યા, સુતા ભુતા થયા ખાંપ;
જાગતા તે ઊંઘી ગયા, સુર અસુર બેશુદ્ધ,
કાય મૂઆ ઉભા થાય, સાંચ ખરે અસુ દાંપ;
વલ્લભ અમારો વીર, વાય વાય શંખ વાય,
ઓસાન તો જાય જાય, કપટી ચપટી શુ ચાંપ. ૧૨૬

કર્ણભૂગ ફૂટી ગયા, ગર્જનાથી એવા થયાં,
પ્રાણધર પ્રાણી માત્ર, સુણો સુણો મળ્યા સબ;
કૃષ્ણ કૃષ્ણા છળવુ શુ, ભૂલી ઉભા ચૂપા ચૂપ,
ચિત્ર લખ્યુ જગ જેમ, તેમ સખી સખી તબ,
ગર્જના ઉપર ઘણી, તર્જના કરતો અરિ,

---

૧૨૬ વેરી વા'લા–શત્રુઓને અને મિત્રોને સહુને નિદ્રા ઇ૦—જેઓ સુતા ભૂતા (સુતાનુ અનુકરણ વાચક) હતા તેઓ નિદ્રા પામ્યા અને જેઓ ઊંઘતા હતા તેઓ મહાનિદ્રા (ઘોર ઊંઘ–મૂર્છા) પામ્યા અને ખાંપ થયા (ખૂપી ગયા–ચોંટી ગયા–જડ રૂપ થઇ ગયા) । જાગતા ઇ૦–જેઓ જાગતા હતા તેઓ ઊંઘી ગયા–શંખના શબ્દથી બેભાન થઇ ગયા સુર–દેવ અસુર –દૈત્ય કાય ઇ૦–ભીમની શંખ ગર્જનાથી કાય મૂઆ (મરી ગયેલા દેહો) ઊભા થાય છે, જાણે કે તેઓ ખરેખાત ફરીને પાછો અસુ (પ્રાણ) સાંચ–ગ્રહણ કરે છે કે શુ ? વાય–વગાડે ઓસાન–હોશ–શુદ્ધિ કપટી ઇ૦—કપટી (કપટ કરીને ભીમને શૂર ચઢાવનાર–કૃષ્ણ કે કૃષ્ણા) તો જાણે ચાંપ ચપટી (દબાવી) ન હોય તેમ સજ્જડ થઈ ગયા। આપણે તો આવુ થશે એમ ધાર્યું ન હોતુ અને ભીમ તો હાકી ઉઠ્યો । એના વિસ્મયસ્થાયિથી આ કવિતમા વર્ણવેલા અલૌકિકના શંખનાદ રૂપ આલંબનથી, તેથી થતા અતકર્ય કાર્ય રૂપ ઉદ્દીપનથી, તેમા વર્ણવેલા મૂર્છા, જડતા, વગેરે અનુભાવથી, અને 'વલ્લભ અમારો વીર' ઇત્યાદિથી વ્યંજિત થતા હર્ષ વગેરે વ્યભિચારી ભાવથી શ્રોતાઓનો વિસ્મય સ્થાયિભાવ અદ્ભુત રસ રૂપે ફલિત થાય છે

એક સાસ એક પો'ર, વગાડિયો શખ કબ;
અમો એવો સુણ્યો નથી, ચાર કે'તા બન્યુ કથી,
ચિત્ત ચોટી ચોટી સુણો, કહીએ બન્યુ સાહબ ! ૧૨૭

શખ વાઇ બૂમ મારી, સુણ સુણ હે કરાળી,
આથમે જો સૂર્ય કાલ, દુશાસન લેવા પ્રાણ,
સૂરજને રજ કરી, લોટાવુ પૃથ્વીની માય,
નિશિપતિ થાય કદા, નિધિ નાખુ થાય જાણ,
જયદ્રથ મારવાને, દિનકેરી રાત કીધી
વળી દિન કરી માર્યો, કૃષ્ણ ચક્ર તાણ તાણ,
એમાનુ અમો ન ધારૂ, નિશ્ચે નાર કાળ મારૂ,
સા'યક એક સાયક, બીજી ગદા માણ માણ ૧૨૮

---

૧૨૭ પ્રાણધર પ્રાણો માન જીવનાગા અવળા પ્રાણીગો નબ-બધા શત્રુ-આગરા। લાવનારી અ ેબીઝ શખીએ તમ ત્યારે ગર્જના ઇ૦—ગર્જના કર્યા પછી વળી તે અરિ [ શત્રુ ]ની તર્જના [ તિરસ્કાર ] પણ કરતો હતો દુર્યોધનનો દૂત તેને કહે છે કે એક સામ [ એક શ્વાસે એક પોહોર લગી કોઈએ શખ કદા ( ક્યારે ) વગાડ્યો છે? અર્થાત્ એ કાર્ય ન થવા જેવુ આશ્ચર્યકારક છે ( વિસ્મય સ્થાયિની વ્યજના ). ચાર-દૂત કેતા ઇ૦- જે બન્યુ હતુ તે કથીને [ વર્ણવીને ] કહેતા સહબ ! ( સાહેબ )—હે દુર્યોધન મહારાજા ! આ કવિતમા પણ કર્ણમૂળ ફૂટી ગયા ' વગેરે વાક્યથી શખનાદના ગુણોના મહિમાનુ કથન કરીને દુર્યોધનના વિસ્મયનુ ઉદ્દીપન કર્યું છે તથા શખનાદ સાભળનાર કૃષ્ણા કૃષ્ણ શખી, વગેરેના સ્તભ રૂપ અનુભાવ વર્ણવ્યા છે માટે અદ્ભુત રસ પ્રતીત થાય છે

૧૨૮ વાઈ વગાડીને કરાળી-અઢાર અક્ષૌહિણીનો નાશ કરાવનાના હેતુરૂપ વિકરાળ યોગિણી જેવી દ્રૌપદી આથમે ઇ૦-જો દુશાસનના પ્રાણ લેવા કાળ ( કાલે ) સૂર્ય આથમે તો અથવા માન ( થતા સવારે ) જો દુશાસનના પ્રાણ લેવા ( પેહેલા ) સૂર્ય આથમે તો તે સૂરજને રજ ( ભૂકો ) કરીને પૃથ્વીની માહે લોટાવુ ! ( એટલે આથમેજ નહિ ) જો નિશિપતિ ( ચદ્ર ) થાય

સા'યક જો થાય કોઈ, પે'લા મારૂં તેને જોઈ,
એકલો અડગ્ગ અડું, સત્યા સત્ય અમો વદું;
પુરંદર ધુરંધર, આવે મોટા મુનિવર,
ભીષણુ જે ભીષ્મ આવો, નકી નાર નહિ બદું;
વ્યર્થ જાય પ્રતિજ્ઞા જો, સાત પેઢી પૂર્વજને,
તાણીતાણી નર્ક નાખું, જો અમો ખુંદણાં ખદુ;
હત્યાઓને વ્હોરૂં અમો, જૂઠા બોલા ચૂકુ સમો;
વલ્લભેશ્વરનો વીર, કેત્તા મદ માંય મદુ. ૧૨૯

ટાટ ઠાઠબધ ઝાલ, જાણિછુ જો રાત ભાળ,
કૃષ્ણા મન મા'લ મા'લ, કષ્ટ કષ્ટ ટાળ ટાળ;
આવ્યો કાળ જો કરાળ, ભીમ ભીષણો વિકાળ,
નો'ય નારી કો મરાળ, આ છે મોટેરો ધશાળ;
શાંતા ! શાંત રે' વિશાળ, તજવું પણ રીસાળ,
ખોલુ આનદની શાળ, વેણુ નાય આ મિયાળ;

---

( ઉગે ), અનેમેનુ મને જાણ થાય તો, તેને નિધિ ( સમુદ્ર )મા નાખું (એટ-લે ઉદ્ભવ ન પામે ) કૃષ્ણુ ઈ૦-કૃષ્ણે ચક્ર તાણુ તાણુ કરીને. સાયક-બાણુ. મારૂ માણુ-અમથી અમથી-મેહુજ ઉપયોગની, અથવા અનુભવ અનુભવ.

૧૨૯ મારે એવા કોઇની મદદ પણ નથી જોઇતી તે વિષે કહે છે. સા'યક ઇ૦-સ્પષ્ટ છે. સા'યક-મદદગાર. અડગ્ગ-ન ડગું એવો થઇને. સત્યા-દ્રૌપદી! પુરંદર-ઇંદ્ર ધુરંધર-મુખ્ય-મોટો. ભીષણુ-બીહામણો ખુંદણા ખદુ-પ્રતિના સિદ્ધ ન થાય એમ અમથી-ખાલી દોડા દોડ કરૂં તો ? બીજા સમ ખાય છે હત્યાઓને ઇ૦-જે અમો સમો (વખત અથવા પ્રતિજ્ઞા ) ચુકુ અને જૂઠા બોલા થાઉં તો અમો હત્યાઓને વ્હોરૂં-અમને બ્રહ્મહત્યા વગેરે હત્યાઓનુ પાપ લાગે. વલ્લભેશ્વરનો વીર (વલ્લભે જેના નાયક રૂપે વર્ણવ્યો વીર ભીમ) કહે છે કે હવે કેત્તા ( કેટલા ) મદમા મદું ( મત્ત થાઉં ) !

એમ ભાખી પ્રિય બાળ, ચાલ્યો જગવતો ઝાળ,
અગ્નિહોમી શકે રાજ, વલ્લભ વખાણે માલ. ૧૩૦

તંબુ બા'ર લંબુ આવ્યો, શખનાદ ભખ ભાવ્યો,
મારો ન ઉપરો લાગ્યો, વાયો શંખ ઘન ઘુંય;
ખેણકેરે કે'ણ ફાવ્યો, એવો કોઈ કેવો કા'વ્યો,
પાડુ કે'તે શહુ ભાવ્યો, ભીમ માન્ય તીમ તુંય;
તાતી તાંત માની તાવ્યો, કોણ માત એણ પાવ્યો,
ભીમ બળસીમ આવ્યો, બળી બળી બળી હુંય;
નવ કે'તો ન'વગાવ્યો, દવ કે'તો દવગાવ્યો,
સવ કે'તો સવરાવ્યો, ભીમ નામ ના તજુય. ૧૩૧

વાગી રણાંગણ હાક, ચઢી પૃથ્વી સર્વે ચાક,
ભીમ જાય જુદ્ધમાટ, લોહી પીવા દુઃશાસન;
વા'રને લગાવે લાત, ભ્રાતને ભગાવે ભાત,
ખરે ગોટો એ ઉચ્ચાટ, નીશે કરે જો શાસન;
હારે ઇંદ્રિ યુદ્ધથકી, ભીમ હાર્ય કશી વકી,
ખજે ચંદ્ર સૂર્ય ઘાટ, ચોગી માંહિયા આસન;
થાય એવું કદી ભલ, હારે નહિ ભીમ મલ,
દુશમીન કાટી દાટ, કરે એ નિરો ત્રાસન. ૧૩૨

---

કહે કે હે ભીમ તને ધન્ય છે ધન્ય છે! વાહ છે! તેને એમ કહે તે રાહ-રસ્તો (રીત) ભાગ્યો. અર્થાત્ એ પોતાનાં વખાણની રીત ભીમને પસદ પડતી અને જે તેને એમ કહે કે "એનો તે કોઈ કેનો કાંગ્યો-કહેવાય છે અર્થાત્ એવો-ભીમના જેવો કોઈ છે?" તે મનુષ્ય તેને પોતાના એવા વેણના કે'ણ (કથન)થી ફાવ્યો-ફાવતો આંગ્યો-પસદ પડ્યો! તાતી ઇ૦—ઓણ (હમણા) માનને ધાગ્યો (ધાવેલો) એવો કોણ છે કે માતી (માતેલી-બળવાન) અને તાતી-તેજદાર તાત (ધનુષ્યની પણછ)થી તાવ્યો-તપાસેલો-કસાયલો હોય? અર્થાત્ પનુષ્ય લેઈને મારા સામે થાય એવો કોણ છે? કેમકે બળભીમ (બળની સીમારૂપ) હુ ભીમ આવ્યો છુ બળી-બળવાન. નવ ઇ૦—જો હુ કોઇને મ રવા જતો હોઉં અને મને કોઇ નવ (નહિ, નહિ) એમ કહીને વારે તો તેને ન'વરાવ્યો (લોહીથી નહવરાવી નાખ્યો) એમ જાણવું. જો કોઈ મને દ (દમ-રૂગો રહે) કહે તો તેને દવરાવ્યો (દોડાવ્યો-દોડાવ્યો-નસાડ્યો) એમ જાણવુ અને સર (સૅવ-સમ) કહે તો તેને ગસરાવ્યો-(સગરાવ્યો-પાશરો કર્યો) એમ જાણવુ. એ બધુ હું કરું અને એવી રીતે મારું નામ જે ભીમ કહે થાય છે તેને તજુ નહિ.

૧૩૨ વા'રને ઇ૦—જે વારવા આવે તેને (અથવા મદદગારને) તે-ભીમ લાત લગાવતો હતો, પોતાના ભાઈઓને પણ તે ભાત (ભાત ભાતથી) ભગાવતો હતો. જો એને કોઈ વારવા જાય તો તેને એ નીશે (નિશ્ચય) શાસન શિક્ષા કરે એજ ઉચાટ ખરેખર મોટા હતો. ભીમ ઇ૦—પણ ભીમની હાર્ય

કોઈ ગુપ ચૂપ વાત, કરતા કરણ ખ્યાત,
મહાકાળી વિકરાળી, રૂપ લઈ ઉભો કર્ણ;
ઘટોત્કચ મહિષ જો, ભક્ષ્યો પે'લો ભલ ભજો,
બીજો મહિષો મારી એ, ગાજશે રૂડેરી ધર્ણ;
દુર્યોધન દાવ ચૂકે, હાથ આવ્યો ભીમ મૂકે,
અશ્વત્થામા વીસર્યો શું, એક રાતકેરે ઝર્ણ;
આવ્યું આવ્યું હાથ આવ્યું, મુખ માગી માગી ભાવ્યું,
યુદ્ધ જાણજો તજાવ્યું, ભીમકેરૂં કરી મર્ણ. ૧૩૩

---

થાય એવી વકી તો કશી (શાની) રાખવી? ચળે ઇ૦—કદાચ ચંદ્ર અને સૂર્ય ધારથી (તેમના ફરવાના માર્ગમાંથી) ચળે અને માંડેલા આસનથી યોગી ચળે અથવા ચંદ્ર અને સૂર્ય નાડીઓ દ્વારા વાયુને રોકનાર તથા છોડનાર યોગી આસન માંડીને બેઠો હોય ત્યાંથી તે ચળે, એવું કદી ભલે થાય પણ મલ્લ ભીમ હારે નહિ. કેમકે એ તો દુર્યોધનનો ડાટવાળી તેને ડાટીને તેમનું નિશ્ચય અશન કરે (ખાઈ જાય) એવો છે.

૧૩૩ ભીમને રાત્રે એકલો જતો જોઇ સેનામાંના લોકોનાં મત દર્શન દ્વારા કર્ણ શત્રુનું પગલેપગ કથન કરી ભીમનું સાહસ વર્ણે છેઃ કોઈ ઇ૦—કોઈ લોકો ચુપચૂપ વાત કરીને કરણની (કર્ણની) ખ્યાત (કીર્તિ) કરતા હતા. એવી રીતે કે ભીમ જાય છે તો ખરો પણ આગળ કર્ણ વિકરાળી (વિકરાળ) મહાકાળી રૂપ લઈને ઉભો છે. મહાકાળી તો પાડાને ખાય છે, ભીમને તેમાં શી હરકત છે! એવી શંકા દૂર કરતાં કહે છેઃ ઘટોત્કચ ઇ૦—એ કર્ણરૂપ મહાકાળીએ પેહેલો તો ઘટોત્કચ રૂપી મહિષ (પાડા)ને ભક્ષ્યો છે, હવે ભલે બીજો મહિષ (પાડો) એ કાળિકાને ભજે, તેને મારીને ફરી એ ધર્ણ (પૃથ્વી) ઉપર રૂડેરી (ભલી રીતે) ગાજશે. અથવા ફરી ધર્ણ ફરે તે ગાજશે. અશ્વત્થામા ઇ૦—શું પોતાના બાપને મારનારને ભૂલી ગયો છે અને તે પછી એકજ રાત રૂપી ઝરણું વહી ગયું છે—એકજ રાત વહી ગઇ છે—વીતી ગઇ છે, તો તે શું ભૂલી ગયો છે કે ભીમને છોડશે! આવ્યું આવ્યું ઇ૦— જ્યારે ભીમ રૂપી બાજ હાથ આવ્યો છે, અને શત્રુઓને મોઢે માગીને ભાવ્યું—ભાવતું હોય તે લેવાનું છે, ત્યારે ભીમનું મરણ કરીને પાંડવોને યુદ્ધ તજાવશે એમ જાણજો.

કોક હિત ધારી જાય, વારવાને દીર્ઘકાય,
મર્ણુ તેનુ નિશે થાય, ભીમ વિકાળ ભાથીથી;
મચક શુ મહિષને, રોકી શકે કવિ કયો,
ખાળે સસુ સિંહને શુ, જીતે શુ કીડી હાથીથી'
તેમ મરે વારનાર, નીરનો તજાવનાર,
વેણકેરો પાળનાર, છે શૂર સારમાથીથી;
વલ્લભ રિઝાવનાર, વીરતા ભજાવનાર,
કવનો કનાવનાર, જેહ કાસળો કાથીથી. ૧૩૪

અર્જુન શા ઊભા એમ, ઈચ્છતા ન જેહ ક્ષેમ,
યુધિષ્ઠિર ધાઇ આવ્યા, કૃષ્ણા કૃષ્ણકેરી પાસ,
અહો અહો યદુરાજ, કીજે ગોષ્ટ સર્વ ત્યાજ,
ભીમ એકોજ જાય, વારો વારો એહ ત્રાસ,
છિદ્ર જોઇ કર્ણ ઉભો, નિશ્ચે ભીમ જાય ડુબ્યો,
હણે હરી ! દેખે સર્વે, ભીમ જમપુર વાસ, !
બરદિયા બર્દ તારૂ, હરદિયા દર્દ હારૂ,
ગર્દિયા ગર્દ તે તો, શૂર પૂર કાજ દાસ ૧૩૫

---

૧૩૪ દીર્ઘકાય ભીમને મચક-મચ્છર મસુ મગનુ નીર-પાણી-બળ વેણ ૪૦—સાર (બળ)ના માથી (મથન કરનારા)-અર્થાત્ બળિયાને હરાવનારા શત્રુઓથીપણ ભીમ શૂર છે અને વેણુનો પાળનાર છે વલ્લભ ૪૦-વળી તે વલ્લભને રિઝાવનાર (તેને પસંદ એવા વીરરસ કાવ્યનો વિષય આપનારો હોવાથી), વીરતા (વીરપણા)નો ભજાવનાર-શ્રોતાઓમા વીરત્વ આણનાર, અને કાથી (કાથ-પળનાગા)ના કાસળો કાઢનારો જેહ કવનો કવાનનાર-કવિતાઓ રચાનારાગ છે

૧૩૫ એમ-નિરૂપાય થઈને ક્ષેમ- કલ્યાણ-હિત ભીમ રાત્રીએ એકલો શત્રુની સામે જાય તેમા હિત નથી એમ જે ઈચ્છતા હતા કૃષ્ણા કૃષ્ણ દ્રૌપદી અને કૃષ્ણ અહો ઇ૦-યુધિષ્ઠિર આવીને કૃષ્ણને કહે છે કે, અહો અહો યદુરાજ-કૃષ્ણ! હમણા સર્વ ગોષ્ટ-વાતોચીતોને ત્યાજ કીજે-

કૃષ્ણ કહે શાંત થાવ, વારી લાવું એમો વળે,
ભરાયો છે મહાબળે, ગૂળે નામ ધરો ભીમ;
કઠણ છે કાજ રાજ, તોય કરૂ તુજ કાજ,
આવ્યો જાણો ભીમ અહિં, તજી સરવશા નીમ;
એમ શાંત કરી રાય, જાય જદુરાય જ્યારે,
નાઠો ભીમ જાય ત્યાંય, બળકેરી કશી સીમ;
દાવાનળ મહાનળ, લાગ્યો ઘણે ઘણે બળ,
બુઝાય તે પાવશથી, ભત્રે પડે થીમ થીમ. ૧૩૬

---

કરવી જોઇએ, કેમકે ભીમ એકલોજ યુદ્ધ કરવાને જાય છે તેથી આમને ત્રાસ ઉપજ્યો છે. તે ત્રાસ તમે વારો (અટકાવો) છિદ્ર ઇ૦–કર્ણ છિદ્ર જોઇને (લાગ તપાસીને કે આપણી ખામી જોઈ) ઉભો છે, માટે ભીમ નિશ્ચય દુભ્યો જશે–અર્થાત્ દાગ ખાઈને માર્યો જશે હે હરિ! જેમ રાંક દેખે તેમ એ (કર્ણ) એને હણે (માર) અને બીજાને જમપુરનો વાસ પ્રાપ્ત થશે! અને જો એમ થશે તો હે બરદિયા! (ભક્તવત્સળ બિરદવાળા!) તારૂ બર્દ (ભક્તવત્સળપણાની નામના), અને હે હરદિયા (હાર્દ–પ્રેમવાળા) તારૂ હર્દ (હાર્દ–સૌહાર્દ–પ્રેમ) તુ હારૂ છું–તુ હારી જાય છે! તેમજ હે શૂરપૂર (શૂરાપૂરા અથવા પૂર્ણ શૂરા)! તારા હામના કાજ (શત્રુજયરૂપ કાર્ય)ને તો તે ગર્દ (ધૂળમા) ગરદિયા (ગરદી નાખ્યુ–દાટી નાખ્યુ) એમજ થશે!

૧૩૬ વારી લાવુ–એને યુદ્ધમાટે જતો અટકાવીને પાછો વાળી આણુ. વળે–વળ જોઇને–યુક્તિથી ભરાયો છે ઇ૦–એ ગૂઝે તો ભીમ નામને ધરે–ધરનારો છે અને વળી મહાબળે ભરાયો છે–યુક્ત થયો છે કઠણ ઇ૦–હે રાજા! એને વાળી લાવવાનું કામ કઠણ છે તોય હુ તે તારેમાટે કરૂ (કરીશ) હવે સરવશા (સર્વશ) નીમ તજી ભીમ અહીં આવ્યો, એમ જાણો સીમ–સીમા–હદ કરિ દૃષ્ટાંત કહે છે દાવાનળ ઇ૦–દાવાનળનો મહાનળ (મોટો અગ્નિ) ઘણા ઘણા બળે કરીને લાગ્યો હોય પણ તે પાવશ (વરસાદથી)–વરસાદથી બુઝાય છે, પછી તે ભત્રેને થીમ થીમ (ટીપુ ટીપુ) પડતો હોય તોય શું થયુ! બુઝાયજ

માન એક વેણુથકી, ઉભો રહ્યો ભીમ ભટ,
અમો નાસી આવ્યા અહિં, કેવા સમાચાર ચાર;
કર્ણ કહે કહ્યી વાત, કૃષ્ણે કર્ણ માંહિ કથી,
નવનીત મૂકી આવ્યા, લાવ્યા વાગ્યા વાર વાર;
દુર્યોધન અમુઝાય, દુઃશાસન તો ધ્રૂજાય,
ચાર ચૂકયા ચતુરાઈ, આજ અવિધાર ધાર;
એવે એક દૂત આવી, બોલ્યો વાત મન ભાવી,
વલ્લભનો વીર વાળી, કૃષ્ણ જાય સાર સાર. ૧૩૭

### અન્ય ચાર સમાચાર કથન.

### સર્વ ગુર્વક્ષર.

માનો માની મોટી ગાથા, ભીષ્મ જાણો કોટી કાથા,
શુકકેરી સાચી શાખા, તેવી સારી સાચી ભાખા;
પાણી માણ મોટી જાણો, ચીરી ચૂરી દાણે દાણો,
કાઢો ઘાણી તેલી તાખા, જૂઠો જપો માણી પાખા;
ભીમાર્જુનાપનારી એ, તાલાગોનાથી નારીએ,
રૂઠ્યો રાખ્યો દાખી દાખા, મેલી મોટી ખોટી કાખા;

---

૧૩૭ દૂત દુર્યોધનને કહે છે કે, કૃષ્ણના માન એજ વેણુથકી (વચન-થી) ભીમ ભટ ઊભો રહ્યો, અને અમો ચાર (દૂત) નાશીને અહીં સમાચાર કહેવા આવ્યા કર્ણ ઇ૦-કર્ણ તેમને કહે (કહે છે) કે કૃષ્ણે ભીમને કર્ણ આદી (કાનમા) કશી (શી) વાત કથી? તમે નવનીત (માખણ— માખણના જેવા આ ખૂત સમાચારને) મૂકીને આવ્યા અને વાર વાર (તત્વ વગરનું) પાણી પાણી લાવ્યા અવિધાર-નિશ્ચય ધાર-ધારે વલ્લભનો ઇ૦—કૃષ્ણ વલ્લભના વીરને (વલ્લભે જેને મથનો વીર નાયક કલ્પ્યો છે તે ભીમને) કૃષ્ણ વાળી જાય છે, એ સાર સાર બાતમી હું કહું છું.

દામોદાસોશ્ચશ્વાસોશ્વાસો, કા'નાથી તો ત્રાસો ત્રાસો,
નાસો નાસો નીધી નાખ્યા, ખાખી વીખી ખાતે ખાખા. ૧૩૮

---

૧૩૮ અન્ય-બીજો ચાર-દૂત એવામા બીજો દૂત આવીને તેને કહેછે માનો ઇ૦—માગી મોગી ગાથા માનો-હુ જે સમાચાર કહુ તેને મોટા માનો. અને 'ઊગી કોટિ વાતોને કાથા ( કાથાકમના ) જાણો શૂગ ઇ૦—જેમ શૂરા પુરૂષોની શાખા ( સાખ્ય ) સાચી હોય છે તેમ મારી ભાખા ( ભાષા-વાણી )-ને પણ સાચી જાણો વાણી ઇ૦ -હુ મોગી વાણીને માણ્ છુ -ઘણી અગત્ય-ની વાત મારી પાસે છે એમ જાણો અને તે વાતને હું ચીરીને ( અ દરનુ રહસ્ય તમે દેખો માટે )તથા ચૂરીને-ભૂકો કરીને ( તમારે ગળે ઝટ ઉતરે માટે ) તેમજ દાણે દાણો-ફૂટી કરીને ( તમે જલદી વિવેક કરી શકો માટે ) કરીને આપીશ અથવા તમે દાણે દાણો તારવીને જુઓ અર્થાત્ કોઇ પ્રાણીની પક્ષ રાખનારો જે મને પ્રાણી પાખા ( પક્ષે ? )જૂઠો જાણો તો મને તેલીની ઘાણીમા તાખા ( તક્ષણ કરીને-છોલીને ? )પીલી નાખો અને મારો ચીરી ચૂરીને દાણે દાણો કરી નાખજો, ભીમ ઇ૦-ભીમ અર્જુન અને અવિનાશી ( કૃષ્ણ ) એ-એમની તાલાવેલીથી નાશીએ-એમણે કરેલી તાવમેન જાણીને અમે નાશી આવ્યા છીએ રૂઠયો ઇ૦—ભીમ ને રૂઠયો-રૂઠેલો જાણીને તને દાખા-દાખવા દાખીને-કહીને રાખ્યો-યુદ્ધ કરવા આવતો અટકાવ્યો કેવા દાખલા આપ્યા તે વિષે કહે છે મેલી ઇ૦—મોગી મોગી ખોગી કાખા (કક્ષા-તકરાર કરતા વાદીનો પક્ષ તોડનાને આણેલી અડચ-ણો ) મેલીને આટલુ કહ્યા પછી દૂત કહે છે કે અનોએ અમારા મન સાથે કહ્યુ કે હે દામો! દાસો! હવે શ્વાસો-શ્વાસો લેઈને-હારી જતા સુધી પણ નાસો અથવા, દાસો દાસો-દાસ કે ઉદાસ ( તટસ્થ-તિરાહિત ) હો તથાપિ શ્વાસોચ્છ્વાસો ( અર્થાત્ ક્ષણે ક્ષણે ) કા નાથી ( કાહાનાથી-કૃષ્ણથી ) તો ત્રાસો ત્રાસો-અતિ ત્રાસ આણો, અને હવે આપણે અહીંથી નાસો, કેમકે જો ન નાસ તો જરૂર આપણને પણ નિધિ ( સમુદ્ર )મા નાખ્યા એમ જાણો, અને તેથી ખાખાવીખી થઈને ખાતે ( હોમથી જાણી જોઇને ) ખાખા (ખાખ—ભસ્મ ) કરી નાખશે આ છદમા મધમા અક્ષર ગુરૂ છે દરેક વિરામમા સોળ સોળ માત્ર ને અંતે પ્રાસ છે તેથી ચ ણાકુળની અથવા આઠ આઠ ગુરૂ અક્ષરને અંતે પ્રાસ છે તેથી વિદ્યુન્માલા છદની રીતે પણ સારી રીતે વાચી શકાય છે

## સર્વલઘ્વક્ષર.

કપટ ચપટ ચરૂ, ઝપટ ઝપટ ભરૂ,
કૃષ્ણ મન કુડ મતિ, ગહન દહન ગતિ;
ફટ ફટ ફટનજ, કટ કટ કથનજ,
મન ભર ભર અતિ, જટિલ જરૂર જતિ;
ખટપટ ખટક ન, ઘટ વધ ગપટ ન,
ધન ધન જદુપતિ, તન મન મુદમાત;
દપટ દપટ દડિ, નફટ નફટ નાડ,
કવિમણિ મહમતિ, કથુ કથુ રતિ રતિ. ૧૩૯

કર્ણ કથે અતિ કથ્યુ, વાગ્નિ મેલ હવે મથ્યુ,
ઝટપટ ભાખ્ય ભાઈ, કૃષ્ણ વાર્યો ભીમ કેમ;
વરણન ગાડું ગાડું, જવા દે તું આડુ તેડું,
વાર્યો કયી વિધિ ભીમ, નીમધારી રહ્યો ક્ષેમ;

---

૧૩૯ તે દૂત હજી વિશેષ હકીકત કહે છે કપટ ઇ૦–કૃષ્ણ કપટના ચપટ કરી નાખે એવા ચરૂનો ઝપટ ઝપટ ( ઝટ ઝટ ) અથાત્ સઘળો ભર ( ભગના-૨ ) છે, તેનુ મન કુડ ( કુડું ) છે, તેની મતિ ગહન ( અગણિત ) છે અને તેની ગતિ દહન ( અગ્નિરૂપ–બાળીનાખે એવી ) છે. ફટ ઇ૦–તે શત્રુઓને ફટ ફટ ફટન ( ફાડી નાખે એવા ) છે, અને કથન માત્રથી તે કટ કટ ( કટકા ) કરી નાખે એવા છે, જેનુ મન સામાના અતિ ભરપૂર ભરેલું છે અથવા જેના મનમા સસાર જગાવનો છે અને તેમ છતા પણ જે જરૂર જટિલ જતિ જેવા છે. ખટપટ ઇ૦–તેને ખટપટની ખટક નથી; ઘટવધનું ગપટન ( ગપટા-વીનાખવા )માં કુશળ છે. અર્થાત્ વધે ઘટે તેને બરાબર કરે એવો છે. એ જદુપતિને ધન્ય છે ! તે નિરતર તનમા અને મનમા આનદ યુક્ત મતિવાળા છે. દપટ ઇ૦–દપટ દપટ ( દડબડ દડબડ ) દડીને ( દોડીને ) તે નફટ નફટને નડીને ( કાર્ય સાધે છે ). મોટી બુદ્ધિવાળો કવિનો મણિ વલ્લભ કહે છે કે કૃષ્ણનું પરાક્રમ હું રતિ રતિ ( લગાર લગાર ) કહું છું.

એત્તી જોયે મારે વાત, કે'જે અન્યનાર ખ્યાત,
ઉગર્યો ઉગર્યો ભીમ, કૃષ્ણને કપટ વે'મ,
કરૂ પૂરો કૃષ્ણને હુ, ભાખ્ય ભાખ્ય વે'લો તુય,
વલ્લભેશ્વર હુ કર્યુ, જાણે એ શુ જેમ તેમ. ૧૪૦

દુર્યોધન બોલ્યો મૂઢ ! કથી નાખ્ય વાત ગૂઢ,
કપટ ગરૂડારૂઢ, કેરૂ કથ ચાર ! આજ,
દુ શાસન તેમ હુઓ; શકુનિ મામો ન જુઓ,
ચાર ભાખે સર્વ જુઓ, કૃષ્ણનુ અલપ કાજ,
દોડી દોડી ભીમ જાય, જદુપતિ આગે ધાય,
ભીમ ભણે આવો સા'ય ? કયે નાય નાય રાજ,
ભણે ભીમ કેમ દોડો, છોકરવાદી ન છોડો,
ભાખ્યો કાઢુ આજ ખોડો, વ'લ્લભ વીરનો તાજ. ૧૪૧

---

૧૪૦ દૂત જનદી મુદ્દાનો સમાચાર કહેતો નથી તેથી અધીરો થઇ કર્ણ કહે છે કે, એ તો તે અતિ (ઘણુ) કથ્યુ (કહ્યુ), હવે વારિ (પાણી)ને મથ્યુ (મથવાનુ) મેન (પડતુ મૂક) કૃષ્ણ ઇ૦–કૃષ્ણે ભીમને કેમ (કેવી રીતે કે શામાટે) વાર્યો ? (અટકા યો) ? ગાઢુ ગાઢુ–નારીક–મોટુ–વાંસુ નીમધારી ઇ૦—તે નીમધારી શી રીતે ક્ષેમ (કુશળ) રહ્યો ? એત્તી ઇ૦—માટે તો એત્તી (એટલી) વાત જોઇએ છીએ, તારે ખ્યાત (સવિસ્તર હકીકત) કહેવી હોય તો અન્યનાર (બીજી વખતે) કહેજે પણ કૃષ્ણના કપટથી વેહેમ લાવીને ભીમ ઉગર્યો ઉગર્યો (નિશ્ચય ઉગરી ગયો) અથવા કૃષ્ણના કપટથીજ ભીમ ઉગર્યો એમ મન વેહેમ છે

૧૪૧ ગરૂડારૂઢ–ગરૂડપર સ્વારી કરનારા–કૃષ્ણ તેમ હુઓ–તેવીજ રીતે અધીરો થયો ન જુઓ–શકુનિ પણ તેમનાથી જૂદો નહોતો અર્થાત્ તે પણ તેમની પેઠેજ અધીરો થયો અલપ(અલ્પ)–નગારૂ જેટલુ દોડી દોડી ઇ૦–ભીમ દોડી દોડીને જાય છે અને જદુપતિ (કૃષ્ણ) તેની આગળ દોડે છે તે જોઇને ભીમ ભણે છે (કહે છે) કે તમે સાવ (મદદ કરનારો) આવો છો ? તેના ઉત્તરમ કૃષ્ણ કયે છે કે હે રાજ ! નાય નાય (ના ના) ત્યારે ભીમ

કૃષ્ણ દાડી દાડી ભાખે, વીરતા ખોટી શો રાખે,
સૂતા હણે વેરી તેથી, છતી જશ જગ જાય !
વટ વૃક્ષ સુતા કાગ, ઘુડ જઈ કરે ભાગ,
તેવી વીરતાનો જાગ, ગણી ગાનથકી ગાય !
કહીશ તું જગાડું હું, તે પણ છે ઘુડ ન્યાય,
જાગા કરી કાગા મારે, કીરતી શું સાંય થાય ?
એનું કે'વું માટે દાડું, વીરતા નહિ વખોડું;
દુઃશાસન સાથ જોડું, રૂધિર તું ખાય ખાય. ૧૪૨
ભીમ ભણે જદુરાય, કીરતી શું કુડી થાય,
રાતે છતું અરિને હું, જશ મારો જાય જાય;
છે એમ તો કેમ કરૂ, ભાખો નેમ ખરો ક્ષેમ,

ભણે છે કે દોડો છો કેમ ? વલ્લભ કવિના વીરનો તાજ (મુકુટ) ભીમ બાખ્યો (બોલ્યો) કે જો તમે છોકરવાદી (નાદાનપણુ-મારે મદદ ન લેવી એમ નિયમ છતાં મને સહાય આપવા આવીને મારી કીર્તિનું તેજ ઘટાડવા રૂપ બાળક બુદ્ધિ) છોડતા નથી તો આજ તમારો પણ ખોડો કાઢુ છું ! -તમને પણ મારી નાખું છું.

૧૪૨ વીરતા—વીરપણું. છતી ઇ૦-સૂતેલા વેરીને હણીને તેમને છતવાથી જગમાંથી જશ જાય (નાશ પામે છે) અથવા તેથી શું જગમાં જશ છતી જશે કે ? દૃષ્ટાંત આપે છે, વટ ઈ૦—વટ (વડ) વૃક્ષ ઉપર રાત્રે કાગડા સૂતા (ઊંઘતા) હોય તે વખતે ઘુડ જઇને તેના ભાગ કરે (તેમને મારી નાખે) તેવી વીરતાનો જાગ (જગન-યજ્ઞ-અર્થાત્ મહાપરાક્રમ) ગણીને તેને ગાનથકી (ગાનકરીને-વખાણીને) કયો શૂર ગાય ? અર્થાત્ કોઇજ ન ગાય. કીરતી ઇ૦-એમ કરવાથી પણ કીર્તિ શું સાંય (સહાય) થાય છે કે ? -એમ કરવાથી શું કીર્ત્તિ મળે છે કે ? એનું ઈ૦-તને એનું (એટલું) કહેવું છે માટે હુ દોડુ છુ; કાંઈ તારી વીરતાને વખોડતો નથી; હુ તો તને દુઃશાસનની સાથે જોડું-જોડી આપીશ-ભેગો કરીશ કે જેથી તેનું રૂધિર તું ખાય ખાય-પીએજ.

કરવુ શુ હરિ મારે, જો એ નહિ સા'ય સા'ય;
કૃષ્ણ કયે માને મારૂં, તો તો વાણી હું ઉચારૂં,
થાયછે આ તો અંધારૂં, જશ જામ્યો ખાય ખાય;,
ભીમ ઊભો ઝટ રહ્યો, જોઇશેજી બોધ કહ્યો,
કષ્ટ અમ માટ સહ્યો, ભાખો ભાખો ન્યાય ન્યાય. ૧૪૩

કૃષ્ણ કહે પાછા વળો, મારી સાથ તજી કળો',
તો તો વેણ મારાં કળો, જશ જામે જગમાંય;
અરૂપરૂ કશું નહિ, રિઝુ નવ કુકુ કહી,
સત્ય કેંવું મારે સહિ, સારૂં થાય તારૂં કાંય;
ભીમ ભણે અર્જુન શી, સા'ય નવ મારે જોય,
એકલો રૂધિર પીઉં, દખે કર્ણ દુષ્ટ જ્યાંય;

---

૧૪૩ કૃષ્ણનુ કથન સાભળીને ભોળા દીલનો ભીમ રોકાયો તે વિષે વલ્લભ કહે છે ભીમ ઇ૦—ભીમ કહે છે કે હે જદુરાય! જો હુ અગ્નિ રાતે જીતુ તો શુ મારી કીર્તિ કૂડી થાય અને મારો જશ જાય જાય!— જરૂર નાશ પામે? જો એમ છે તો હુ કેમ કરૂ તે વિષે ખરો ક્ષેમ (કલ્યાણરૂપ) જે નેમ (નિ-યમ) હોય તે ભાખો હે હરિ! મારે શુ કરવુ તે કહો. ભીમનાં મનમા જાણે એમ હોય કે કૃષ્ણ મને છેતરીને રખેને મદદ કરી જશે અને તેથી મેં એકલે જશ મેળવ્યો એવી મારી કીર્તિ નહી રહેશે, તેથી તે કહે છે કે, મારે સા'ય (મદદ) તો જોઇએજ નહિ થાય છે ઇ૦— આ (રાત્રે અગ્નિ લગાડવારૂપ કર્મ) તો અંધારૂ થાય છે (કર્યુ કારવ્યુ ધૂળ મળે છે—જોઇએ તેથી ઉલટુ બને છે) અને જે તમારો જશ વિશ્વમા જામ્યો છે તેને ખાય ખાય— અર્થાત્ નાશ કરે છે આ સાભળીને ભીમ ઝટ ઊભો રહ્યો. અને બોલ્યો કે, હવે તો જે બોધ તમારે મને કરવો હોય તે કહો જોઇશેજી—કૃપા કરી કહેવો જોઇએ, તમે અમારેમાટે કષ્ટ સહ્યો (સહ્યું) છે, (હિંદીમાં નાન્યતર જાતિનો શબ્દ નથી માટે તેનુ અનુકરણ કરતા પ્રાસનેમાટે 'કષ્ટ'નો કવિએ નરજાતિનો પ્રયોગ કર્યો છે) માટે જે ન્યાય ન્યાય (ખરૂંખરૂં) હોય તે ભાખો ભાખો (ઉચારજો કહો).

કૃષ્ણ સાથે ગયો ભીમ, બીકણશો બની ઢીમ,
જડીબૂટી મંત્રી નીમ, મૂકી બળસીમ સાથ;
તમો કો' તે કરૂં કૃષ્ણ, તજી બેઠો સર્વ તૃષ્ણ,
ઉઠાવતો નહિ પ્રશ્ન, ગયો સાથ ઝાલી હાથ;
એટલે હું આંહીં આવ્યો, એવી વાત સાથ લાવ્યો,
પરોઢ ભલો સજાવ્યો, વે'લાં વળી કથી ગાથ;
યોધ ભલે દ્રોણ ભીષ્મ, કૃષ્ણજશો કોણ ગ્રીષ્મ,
લડે નહિ તોય વિષ્મ, વલ્લભ સહુને માથ. ૧૪૬

## પ્રભાતવર્ણન.

મંદ મંદ વાયુ વાય, મંદ મંદ તેજ થાય,
કંદ કંદ કમળનાં, વૃંદ વૃંદ હાલિયાજ;
છંદ છંદ છેલ ગાય, ચંદ ચંદ ચાંપ્યું ચાય,

---

૨૫ તેના જોવામાં આવ્યું હતું. (જુઓ ગીતા). કરાર-શરત. 'તમે ઊભા રહો, તમને નહિ મારૂં' એ કરારથી ચૂકી ગયો! અર્થાત્ હું એમને શું મારવાનો હતો, એ તો સાક્ષાત વિશ્વનિયંતા છે! એવો તેને વિચાર થયો.

૧૪૬ બીકણશો ઇ૦-તે ઢીમ (મોટા જોગાવર)છતાં પણ બીકણ સરખો બનીને કૃષ્ણની સાથે (પાસે) ગયો. એટલે કૃષ્ણે તે બળસીમ (બળની સીમા રૂપ-ભીમ)ની સાથે જડીબૂટી મંત્રી-કાંઈ છાની વાત એને સમજાવી તેથી તે નીમ મૂકીને બોલ્યો કે હે કૃષ્ણ તમો જે કહો તે કરૂં; એવી રીતે બધે પ્રકારની તૃષ્ણ (ઇચ્છાઓને) તે તજી બેઠો. પરોઢ ઇ૦-એટલામાં ભલો પરોઢ બજાવ્યો-મારૂં સવાર થયું તેથી વે'લાં (વેહેલાં-ઉતાવળે) વળી (આ તરફ પાછા ફરીને) તમને ગાથ (વાત) કથી. વલ્લભ કહે છે કે દ્રોણ અને ભીષ્મ એ યોધ હતા તો ભલે હતા, પણ કૃષ્ણના સરખો કોણ ગ્રીષ્મ (ગરમ—પ્રતાપી) છે? તમે કહેશો કે કૃષ્ણે તો યુદ્ધ ન કરવાની પ્રતિજ્ઞા કરી છે, માટે એ ગ્રીષ્મ હોઈને પણ શું કરનારો છે? તેના જવાબમાં કહે છે કે. એ લડે નહિ તોપણ (તેની રાજનીતિના બળથી) તે વિષ્મ-વિષમ છે અને સહુને માથે છે!

ફંદ ફંદ ફેકટ જે, ખંદ ખંદ ખાલિયાજ;
ગંદ ગંદ પાણી થાય, રંદ રંદ ભૃંગ નાંય,
જંદ જંદ જાગી જાય, ચંદ ચંદ ટાળિયાજ;
બંદ બંદ બંદીજન, દંદ દંદ ધારી મન,
વંદ વંદ કવીશ્વર, છંદ છંદ ઢાળિયાજ. ૧૪૭

ઉલૂક ઉડી અપાર, સૂરજથી ત્રાસી સાર,
નાસતા કાયર તેમ, શૂરજ સામું ભાળતાં;

---

૧૪૭ કવિ ક્રમપ્રાપ્ત પ્રભાતનું વર્ણન કરે છેઃ મંદ ઈ૦—વાયુ મંદ મંદ (ધીમો ધીમો) વાય છે અને સૂર્યનું તેજ પણ મંદ મંદ (ધીમે ધીમે) થાય છે (પ્રગટે છે). અથવા ચંદ્ર વગેરેનું તેજ મંદ મંદ (ઓછું ઓછું) થાય છે. મંદ મંદ વાયુથી અને ધીમે ધીમે પ્રસરતા સૂર્યના તેજથી કમળ ખીલવા લાગ્યાં તે વિષે કહે છેઃ કંદ કંદ ઇ૦—કમળના કંદે કંદે જે તેનાં વૃંદ વૃંદ (જથ્થા) હતાં તે હાલવા લાગ્યાં. છંદ ઈ૦—ઉતલ લોકો છંદ છંદ (પ્રભાતિ વગેરે) ગાય છે; અને ચંદ (ચંદ્રમા)નું ચંદ (ચંદ્રિકા-તેજ) ચાંપ્યું ચાંય—જાણે ચંપાવાને ઇચ્છે છે—ઓછું થાય છે. ફંદ ઈ૦—ફેકટના (મિથ્યા-લુચ્ચાઓના) ફંદ ફંદ (ફાંદાઓ-રાત્રીનાં દુષ્કર્મો) ખંદ ખંદ (રસ્તે રસ્તે) ખાલિયાજ (ખાળ્યા-અટકાવ્યા). સૂર્યપ્રકાશ થવાથી દુષ્કર્મીઓનાં દુષ્કર્મો અટકી પડયાં એ ભાવ છે. ગંદ ઈ૦—પ્રાતઃકાળમાં મનુષ્યના પ્રવેશથી પાણી ગંદ ગંદ (મલિન) થાય છે, અને ભૃંગ (ભમરા) રંદ રંદ (મકરંદ-પુષ્પ-મધુ) માં નાંય છે—આળોટે છે-સવારમાં પુષ્પો ખીલવાથી તેમ તેઓ કરી શકે છે. જંદ ઈ૦—જંદ (જંત-જીવ-પ્રાણી) જાગ્યાં અને સ્ત્રીઓએ પ્રાતઃકાળમાં ચંદ ચંદ (ચંદન) ટાળિયાંજ. રાત્રે શરીરે ચોપડેલું ચંદન સવારે દંતધાવનને સ્નાન કરતાં જતું રહે છે. બંદ બંદ ઇ૦—દંદ દંદ (દ્વંદ્વ દ્વંદ્વ—એ બે જોડે થઈને) મન ધારીને બંદીજનો બંદ બંદ (બંદગી કરી કરીને) વંદ વંદ (વંદન કાવ્યના) છંદ છંદ ઢાળિયા-છંદ ગાવા માંડયા, એમ કવીશ્વર કહે છે. અથવા માગણોએ દંદ દંદ—દંદ દંદ—એવડી વાત મન ધારીને પ્રશંસા કરવા માંડી.

આદાસીરી ચઢે જેમ, મૃગપતિ ઇચ્છે ક્ષેમ,
કુરૂપતિ હુઓ તેમ, આનંદકંદ જાગતા,
સૂરજથી ચીબડી શું, આંધળી થઇને બેઠી,
પતિવ્રતા પેઠી તેમ, સરવ સુખ ટાળતા,
વટે જઇ લટી પડી, વાગોલ નીચું નિહાળી,
અસિ તેવી ઉંધે માથ, શૂરને ખધ ન્યાળતા ૧૪૮

ગર્જે સિંહ દુ ખથકી, તેવા શ્રવણ શૂર વાય,
ચીકારવ હાથી જેવા, કાયરના કહી કહી,
પછાડી પછાડી પાદ, ઘર ઘર ઘોટ કરે,

૧૪૮ યુદ્ધવીર અને પ્રભાતનું વર્ણન ઉઘૂક ઇ૦—પ્રભાતમાં જેમ સૂરજથી સાર ( સારી રીતે–અતિ ) ત્રાસ પામીને અપાર ઉઘૂક ( ઘૂડ ) નાસતા –નાસે છે તેમ શૂરજ (શુરવીરની) સામું ભાળતા કાયર પગ નાસવા લાગ્યા ( પ્રભાત થતાં રાત્રીએ ફરનાર ઘૂડ પક્ષી ઝાડ વગેરેની બખોલોમાં ભરાઇ બેસે છે એ પ્રસિદ્ધ છે ) જેમ ચઢતે દહાડે આદાસીની ચઢાથી મૃગપતિ–સિંહ ક્ષેમ ઇચ્છે છે–તેની વેદનામાંથી મુક્ત થઇને પોતાનું કુશળ ચાહે છે તેમ, કુરૂપતિ ( દુર્યોધન) પણ પોતાના આનંદના કંદને જાળતી તેમ (તેવો) હુઓ (થયો) અર્થાત્ તે પણ આ યુદ્ધ પ્રસંગ રૂપી આદાસીરીની વેદનામાંથી મુક્ત થઇને કુશળ ઇચ્છવા લાગ્યો ( જેમ જેમ દિવસ ચઢતો જાય છે તેમ તેમ સિંહ અને વાઘને આદાસીની ચઢે છે અને તેની વેદનાથી તે પડી રહે છે, તથા તે વખતે–તે દુઃખ પામે થઇને શિકાર જાય પણ બહુવાર તેને ખોલાવતો નથી એ પ્રસિદ્ધ છે) સૂરજ ઇ૦–જેમ સૂરજથી (તેના તેજથી) ચીબડી આંધળી થઇને ( બખોલમાં ) બેઠી હોય તેમ પોતાના સ્વામીને રણભૂમિમાં જતા જોઇને સર્વ સુખ તજીને પતિવ્રતા સ્ત્રી પોતાના નિવાસમાં સંતાઇ પેઠી જેમ પ્રભાત થતાં વાગોળ નીચું જોઇને ( ઊંધે માથે ) વટે ( વડમાં–વડની ડાળીઓમાં ) લટી પડી ( લટકી પડી છે ) તેમ શૂરને ખધ ( ખભે ) ન્યાળતા ( જોતાં ) તેની ( તેજ પ્રમાણે ) અસિ ( તરવાર ) ઊંધે મથ્થ ( ઊંધે માથે ) લટકી પડેલી જણાય છે ।

સેનાપતિ સાથ લેઈ, ઉચ્ચરતા જહિ જહિ,
તેજ ક્ષીણ તરણિથી, પારાવારપુત્રનું શું,
ગાધારીજ સર્વે જેમ, થાય ઝાખા રહી રહી,
અપારા બિચારા તારા, નાશ પામ્યા જોત જોતે,
ભીમની પ્રતિજ્ઞાથકી, એવું સેન જહીં તહીં ૧૪૯

પોયણી બીડાઇ જોઇ, સૂર્ય સનમુખ થાતા,
દુઃશાસન નારી તેમ, સકોચાઇ જતી જતી,
કમળની આસપાસ, ભૃંગી ભણુ ભણુ કરે,
છૂટ્યો જોઇ નાથ ખુશી, તેમ કૃષ્ણા થતી થતી,
કુંજ કુંજ પુંજ પુંજ, ભૃંગ ગુનગુન ગુંજ,
તેવી વાહવા ઉચારે, પાર્થપક્ષી અતિ અતિ,
શીતલ ને મંદ વાય, સુગંધિક આવે જાય,
વલ્લભ કવિત ગાય, મન ધારી મતિ મતિ ૧૫૦

---

૧૪૯ પ્રાત કાળમાં રણભૂમિનો દેખાવ વર્ણવતા વલ્લભ કહે છે કે જેમ ઈ૦—ચઢતે પોહોરે આદાસીસીના દુઃખથી જેમ સિંહ ગર્જે છે—ડમો પાડે છે તેમ શત્રુઓ પણ મનારમાં શંખ વગાડે છે। જેમ પ્રાત કાળમાં હાથી કહિ, કહિ એવા અવાજથી ચીસાચીસ કરે છે તેમ કહી કહી (કહી કહી—મારો મારો કહે છે) વગેરેની તેની બૂમો સભળાય છે। પ્રાત કાળમાં ઘોટ (ઘોડા) પગ પછાડી પછાડીને ઘરઘર (હણુહણાટ) કરે છે તેમ સેનાપતિ પણ પોતાના સાથી (સૈન્ય) સાથે લેઇને જહિ જહિ (મારો મારો) એમ ઉચ્ચાર કરે છે। પ્રાત કાળમાં તરણિ (સૂર્યથી) જેમ પારાવારપુત્ર (સમુદ્ર પુત્ર ચંદ્ર)નું તેજ ક્ષીણ થાય તેમ રહી રહીને (ધીમે ધીમે) સર્વે ગાંધારિજા (ગાંધારીના પુત્રો કૌરવો) ક્ષીણ થયા પ્રાત કાળમાં જેમ બિચારા (દીન જેવા થઈ ગએલા) અપારા (અસાર) તારાઓ જોત જોતે નાશ પામ્યા છે, અથવા પ્રાત કાળના પ્રકાશથી બિચારા અપાર તારાઓની જ્યોત (કાંતિ) જોતે (જોતામાં) નાશ પામી છે તેમ ભીમની પ્રતિજ્ઞાથી દુર્યોધનનું સેન જહીં તહીં આતુ (તેજહીન) દેખાય છે।

૧૫૦ પોયણી ઈ૦—જેમ સૂર્યને સન્મુખ થતો જોઈ પોયણી બીડાઇ જાય છે તેમ દુઃશાસનની નારી જતા જતા સંકોચાઈ અર્થાત્ શામે પોતાના

ભલે રાત દિન થાય, નભ જેમ ના ચળાય,
રૂપથી ન બદલાય, તેમ કર્ણ એક રૂપ;
ચંદનની વાસ જેમ, રાત્રી દિન સરખી રે',
કાપે કોઇ અધિકતા, તેમ કર્ણ છે અનુપ,
રાત પડો દિન થાઓ, સુવર્ણ પીળાશ મૂકે,
વેળા કવેળાએ તાવો, દર્શે મધ્યદિન ધૂપ,
તેવા વીરકેરો કવિ, રાત્રી દિન ભેદ ભૂલી,
કવિતા કરત કર્ણ, જેહ કવિ શિર ભૂપ. ૧૫૧

---

સ્વામીનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે તે જાણીને તે અતિશય ગ્લાનિ પામી છે દ્રૌપદી પોતાના સ્વામીને પ્રતિજ્ઞા પાર પાડવાને યુધ્ધમા ચઢ્યો જોઇ આનંદ પામે છે તે વિષે કહે છે કમળ ઇ૦— રાત્રે કમળ બંધ થવાથી ભમરો તેમા પૂરાયલો હોવાથી તેની સ્ત્રી ભૃંગીઓ (ભમરીઓ) 'ભણભણ' એવો ધ્વનિ કરે છે, તે જાણે સવાર થતા કમળ ખીલવાથી તેમાથી પોતાના નાથ (ભમરા)ને છૂટા થયેલો જોઇને ખુશી થાય છે અને એજ રીતે ભીમને યુદ્ધ કરવા છૂટેલો જોઇને કૃષ્ણા (દ્રૌપદી) પણ ખુશી થય છે કુંજ ઇ૦— સવારમા દરેક કુંજમા અને પુંજ (પુષ્પના જથામા) ભૃંગ (ભમરા) અને ચુનચુન પક્ષીના ગુંજારવ થાય છે, તેજ પ્રમાણે પાર્થ (પૃથા—કુંતિના પુત્ર—પાડવ) ના પક્ષના મનુષ્યો અતિ અતિ વાહવા ઉચારે છે—વખાણ કરે છે શીતળ ઇ૦—પ્રાતઃકાળમા શીતળ, મંદ અને સુગંધવાળો વાયુ (પવન) આવે છે અને જાય છે, અને વલ્લભ કવિ મનમા મતિ (બુદ્ધિ) ધારીને કવિતા ગાય છે— અર્થાત્ વલ્લભ એ પ્રમાણે પ્રાતઃકાળનુ વર્ણન કરે છે

૧૫૧ હવે વ્યૂહ રચનાનો પ્રસંગ હોવામાટે સત્તરમા દિવસના દુર્યોધનના પક્ષીય સેનાપતિ કર્ણ વીરનુ વર્ણન કરે છે ભલે ઇ૦—ભલે રાત થાય કે દિન થાય તથાપિ નભ (આકાશ) જેમ ચળાય નહિ (ચળાયમાન થતુ નથી—રૂપ બદલતુ નથી—સદા એક સરખુ રહે છે) તેમ કર્ણ વીર પણ રાત્રી દિવસ એક રૂપમાંજ રહે છે—શત્રુની પ્રતિજ્ઞાથી તેના મનમાં ઉદ્વેગ થતો નથી, તથા દુર્યોધન, દુઃશાસન, વગેરેની પેઠે ભય પામતો નથી એક

## કર્ણકૃતવ્યૂહરચના.

ગર્જે સિંહપેર કર્ણ, સાવધાન સર્વ કર્યા,
પિયે શું રૂધિર ધીર, દુઃશાસન રાખું હુંય;
રચું વ્યૂહ ગજનામા, તેની શુંડ સ્થાન અમો,
ઉભું દુઃશાસન સાથ, કરો સર્વ શુંય શુંય;
અશ્વત્થામા કૃપાચાર્ય, દાંત બે વડા આચાર્ય,
શકુનિ કૈરવ શત, ગંડસ્થળ એ રજુય;
ગ્રીવા બીચ દુર્યોધન, ચાર પાય ચતુરંગ,—
સેન રહે પ્યાદાઓનું, આગે કથું સુણી તુંય. ૧૫૨

રૂપતાનું બીજું દૃષ્ટાંત આપે છેઃ ચંદનની ઈ૦—સ્પષ્ટ છે. કાપે ઈ૦—કોઇ ચંદનને કાપે તો વળી તેની વાસમાં અધિકતા માલમ પડે છે તેમ કર્ણ ભૂપ પણ તેવો છે. અર્થાત્ તે છે તો રાત્રદિન સરખો પરાક્રમી પણ એને કોઈ છેડે તો તે અધિક પરાક્રમ પ્રકાશે છે। ત્રીજું દૃષ્ટાંતઃ રાત ઈ૦— સ્પષ્ટ છે. વેળા ઈ૦—સોનાને વેળા કવેળા (ગમે તે વખતે) તાવો તથાપિ તે મધ્યદિન-મધ્યાન્હ કાળ)ના ધૂપ (તડકા) જેવું પ્રકાશિત દેખાય છે। તેવા ઇ૦—તેવો વીરનો કવિ જે કવિઓના શિરનો ધૂંપ (મુકુટ) છે તે વલ્લભ પણ રાતદિવસનો ભેદ ભૂલીને કર્ણની કવિતા કરેછે.

૧૫૨ કર્ણે કરેલી વ્યૂહરચના (યુદ્ધ કરવામાટે જયને અનુકૂળ રચનામાં સૈન્ય ને ઉભું રાખવાની વ્યવસ્થા) બતાવતાં કવિ કહેછેઃ ગર્જે ઇ૦— કર્ણે સિંહની પેઠે ગર્જીને સર્વેને સાવધાન કર્યા અને પછી બોલ્યો કે, ધીર એવો હું જ્યાં દુઃશાસનને રાખું છું (બચાવું છું) ત્યાં ભીમ રૂધિર શું પિયે ? શું પી શકે? એમ અભિમાન કરીને તે કહે છે કે, હું ગજનામા (હાથી નામનો-હસ્તીવ્યૂહ -હાથીના આકારમાં લશ્કરની ગોઠવણ) વ્યૂહ રચું છું અને તેની શુંડને સ્થાને અમો (અમે પોતે) દુઃશાસન સહિત ઉભું (ઉભા રહીએ છીએ), તમે સર્વે શુંય શુંય (શું) કરો છો? હાથીના બે દાંત (દંતૂશળ)ની જગોએ અશ્વત્થામા અને કૃપાચાર્ય નામે વડા (મોટા) આચાર્ય ઊભા રહે. ('વડા' એ દાંતનું પણ વિશેષણ થઈ શકે). શકુનિ અને શત (સો) કૈરવ એ ગંડસ્થળની

નિવાતકવચ પૂચ્છ, ધટસ્થાન ગજસેન,
એવો વ્યૂહ રચી રોણ, ભીમ ભાળતાની વાત,
વે'લો આવી વઢે હું થી, પે'લો રહે સર્વથી એ,
હાથી અંગ સ્થૂળ તેથી, સિંહ શું તોડે ન દાંત!
કૃષ્ણાર્જુન ઘટી એક, આચાર્ય બે વારી રાખે,
દુ:શાસન હાથ ભીમ, મરાવું તો ખરો દાંત;
સર્વ વાહ વાહ કથે, ધન્ય ધન્ય કર્ણ શૂર,
એક નવ ડોલે કૃપ, સાર લહે જે વેદાંત ૧૫૩

---

જગોએ રહ્યું (હાજર) રહેશે. ગ્રીવા-ગરદન ચાર પાય ઇ૦-તેના ચારે પગને ઠેકાણે ચાર અંગવાળી સેના સહિત પ્યાદાઓનું સેન રહે હવે બાકીનો વ્યૂહ કેમ કરવો તે કહુછુ તે તું સાભળ

૧૫૩ નિવાતકવચ નામે દૈત્યો તેના પુચ્છ (પૂછડાના) સ્થાનમાં રહે, અને હાથીના ધટની જગોએ ગજ (હાથી)નું સેન રહે એવો વ્યૂહ રચીને ભાળતાની વાત (જોતામાજ) ભીમને રોણ ભીમ કેમ ગેળાશે તેનું કારણ કર્ણ કહે છે વે'લો ઇ૦-ભીમ વેહેલો આવીને હું થી (મારી સાથે) વઢે (વઢશે) કેમકે યુદ્ધમાં એ સર્વથી પેહેલો (આગળ) રહે છે તમે કહેશો કે એ મોટા શરીરવાળો છે માટે એને શી રીતે હરાવશો? તો હાથી ઇ૦-હાથી અંગે સ્થૂલ (મોટો) છે તેથી સિંહ શું તેના દાંત તોડે નહિ? અર્થાત્ સિંહ જેવો હું હાથી જેવા ભીમનો પરાજય કરીશ ભીમનો તો તમે પરાજય કરશો પણ કૃષ્ણ અને અર્જુન જેવા યોદ્ધા તેનું રક્ષણ કરશે ત્યાં તમારું શું ચાલશે? એ શંકા નિવૃત્ત થવા તે કહે છે કે, બે આચાર્યો (કૃપાચાર્ય અને અશ્વત્થામા) કૃષ્ણ અને અર્જુનને એક ઘટી (ઘડી) વારી (અટકાવી) રાખે-રાખશે અને એવી રીતે કરીને દુ:શાસનને હાથે ભીમને મરાવું તો મને ખરો દાંત (દમનવીર-હાલો) જાણજો કર્ણનું આ કથન સાભળીને શૂરા કર્ણને ધન્ય છે ધન્ય છે, એમ સર્વે તેની વાહ વાહ કહેવા લાગ્યા, પણ વેદાંતના સારને જાણનાર (અર્થાત્ દીર્ઘદર્શી) કૃપાચાર્ય માત્ર ડોલ્યા નહિ-તેમણે કર્ણના વખાણ કર્યા નહિ

દુર્યોધને પૂછ્યુ નમી, ઋષીશ્વર ! વાત ગમી,
મન ગયું દીસે ભમી, કયો કશી વશી કમી,
કર્ણ કથે જાણે જમી, મતિ રાય તેથી વમી,
અમો આજ દાણુ દમી, અરિ જાય દુખ ખમી,
વાત મારવી ન ધમી, સેન ઉભી સર્વ જમી,
ચતુરંગી ગણો ચમી, શૂરતા વૃદ્ધની ગમી,
વીરતાનુ નીર ઝમી, ગયુ ધારો મન તમી,
વિચાર જો મારો ધમી, ગમી નહિ વાત નમી ૧૫૪

અશ્વત્થામા આપ ક્રાટી, દેખે શુ ક્રોધમા દાટી,
. બોલ્યો વાણી ખાટી ધાટી, માતુલને નિંદ કર્યુ,
ખડ્ગથી વિડારૂ એને, જમી જાણે કથે કેને,

---

૧૫૪ કૃપાચાર્યે કર્ણની રચનાના વખાણ ર્ક્યા નહિ તેથી દુર્યોધન શકિત થઇ પૂછેછે દુર્યાધન ઇ૦– દુર્યાધને કૃપાચાર્યને નમીને પૂછ્યુ કે હે ઋષીશ્વર ! તમને આ વાત ગમી કે નહીં ? તમારૂ મન જાણે ભમી ગયુ હોય તેમ દીસે છે, માટે કાઇ કમી વરી હોય–કાઈ અપૂર્ણતા રહેલી હોય તો તે કયો ( કહો ) તે સાભળીને કૃપાચાર્યની અવગણના કરીને કર્ણ કહેછે કે, હે રાય ! એ તો ( બ્રાહ્મણ ) તેથી જમી જાશે અને તેથી એમની બુદ્ધિ વમી –સહાર મઢી નાખી છે અર્થાત્ લાડુ જમનાર બ્રાહ્મણમા તે યુદ્ધ રચનાની બુદ્ધિ કયાથી હોય ! પણ અમો આજ દમીને ( દમ બીડીને–હિમ્મતથી ) કહુ છુ કે આજ અરિ ( શત્રુઓ ) દુખ ખમીને જાય ( પાછા જશે ) ! આપણી ચમી (ચમૂ–સેના) જે ચતુરંગી ( હાથી, ઘોડા, રથ, પાયદળ એવા ચાર અંગ વાળી ) છે તે સર્વ સેના જમીને (જમાવ થઇને ઊભીછે) માટે વાતને ધમી મારવી નહિ–પૂઠાપૂઠ કરીને વાત વનેડી નાખવી નહીં અને કૃપાચાર્ય તો વૃદ્ધ થયા છે માટે તેમની તો શૂરતા ( શૂરાપણુ ) ગમી ગઈ છે–નાશ પામી છે તેમની વીરતા ( વીરપણા )નુ નીર ( પાણી ) ઝમી ગયુ છે એમ તમી ( તમે ) મનમા ધારો અને એવી રીતે મારો કહેલો વિચાર જો તમે ધમી મારો–ઉરાડી દો તો નમી વાત (નમતુ મૂકવાની વાત ) મને ગમે નહિ–પસદ નથી

હાથ હરિતણા ભૂલ્યો, આખર તો નીચ વર્ણ;
કયી ખડ્ગ બા'ર કાઢી, મારવાને ચીસ પાડી,
કૃપે આવી રાખ્યો વારી, રાય આદિ આવ્યા શર્ણ;
સૂતપૂત કયે અલ્યા ! બાપ માર્યે ચૂપ રહ્યો,
હરિ હાથ દીઠા અમો, (કે) તારે બાપે સુણ્યા કર્ણ. ૧૫૫

ઝાળ તેથી દૂણી લાગી, મારવાને દોડે ભાગી,
વારે રાય દુર્યોધન, અશ્વત્થામા કર્ણ બેય;
ધન્ય ધન્ય મિત્ર મારા, અરિને હસાવો ઉભી,
જુઓ જુઓ ભીમ ગાજે, પીઉં એ રૂધિર કે'ય;
નમી ઋષિને મનાવે, જેમ તેમ તો જમાવે,
કૃપાચાર્ય કયો તમે, ગજવ્યૂહ નિંદા શેય;
કૃપાચાર્ય કયે ભાઇ, પ્રથમ જવુ કુલાઈ,
કીર્તિ તેથી તો ડુલાઇ, જાય નીગે નવ રે'ય. ૧૫૬

---

૧૫૫ અશ્વત્થામા ઇ૦–પોતાના મામાને કર્ણ નિંદે છે તે જોઈને અશ્વત્થામાની આંખ ફાટી–તેને ક્રોધ ઉપન્યો અને તે જાણે હમણા કર્ણને ક્રોધમાં દાગી દેશે શું ? એવા રૂપમાં આવીને ખાટી ધાટી (કઠોર શૈલી)થી વાણી બો'યો કે, મારા માતુલ (મામા–કૃપાચાર્ય)ને કર્ણ શું નિંદે છે!! હરિ–અર્જુન નીચ વર્ણ–સૂતજાત (કર્ણ સૂતપુત્ર હતો માટે). ચીસ–બૂમ. રાય–દુર્યોધન બાપ ઇ૦–તારા બાપ (દ્રોણ)ને અર્જુને માર્યા ત્યારે તો તું ચૂપ રહ્યો–છાનો માનો બેશી રહ્યો, માટે હરિ (અર્જુન)ના હાથ (અર્થાત્ પરાક્રમ) તે અમોએ દીઠા કે તારે બાપે કર્ણ (કાને) સુણ્યા (સાંભળ્યા)? અર્થાત્ અમે તો કાને સાંભળ્યા છે પણ તારે બાપે તો તે અનુભવ્યા છે! ધ્વનિ એ છે કે હું તો માત્ર દુર્યોધનના હિતમાટે યુદ્ધ કરવા તૈયાર થયો છું પણ તારે તો બાપનું વેર લેવું એ પ ! અર્થ સાધવાનો છે માટે મારી સાથે વાદ કરવો પડ્યો મૂકીને શત્રુ સાથેજ દ્વિગુણ આવેશથી યુદ્ધ કર.

૧૫૬ દુણી–બમણી. ભાગી–દોડીને. બેય–બેઉને ઉભી–ઊભા રહીને ઋષિ–કૃપાચાર્ય જમાવે ઇ૦—જેમ તેમ કરીને બન્નેની જમાવટ–સંપ કરા-

મોટી વાત દુ શાસન,કેરા રૂધિરનુ પાન,
ભીમ ભડ કરૂ કયે, તેને આગે ગણે કર્ણ,
રૂચે ન અમારે મને, અરિ પે'લો રચે વ્યૂહ,
નીતિથકી બા'ર જાય, રાજા સુણી એવુ કર્ણ ?
સતપુત કયે મુનિ ! રાન્ય સારથિ છે મારો,
રથી કર્ણ નામ ધરો, તેહ ડરે ભીમ પર્ણ,
વ્યૂહ રચ્યો કરે નહિ, દુ શાસન મરે નહિ,
શૂરવીર ડરે નહિ, કદાચિત થાય મર્ણ ૧૫૭

## કૃષ્ણકૃતવ્યૂહરચના

### ભુજંગપ્રયાત

ભુજંગ પ્રયાત તરી ગત્તિ કૃષ્ણ,
રચ વ્યૂહ પચાનના નામ તૃષ્ણ,
ઉભા એક હોડે કિરીટી સદષ્ણ,

---

વેઠે પછી કૃપાચાર્યને દુવાવન પૂછે છે કે કૃપાચાર્ય ઇ૦– સ્પષ્ટ છે દુનાઈ જાય–ટ્લી જાય૰નાશ પામે નીશે નિશ્ચય

૧૫૭ મ_ની ન્યૂહ રચના પસ૰ ા મરવાનુ મરણ કૃપાચાય મ્હે છે મોટી ઇ૦—દ શાસનના રૂધિરનુ પાન કર એવા મોટી વાત ભીમ ભડ (ભટ –યોધ) મ્હે છે તે તેને (દ શામનને) ત્ર્મર્ણ આગળ રાખે છે, તે અમારે મને (ગ ામા) રૂચતુ નથી વળી તે અરિ (શત્ર)ના મેહેલો પોતાની સેના નો _હ રચે છે આ ો એમ નીતિ (યુદ્ધનીતિ)થકી તે બા ર જાય છે— (રાત્રનો ૰ હ જોયા પછી તો આક્રાત મ્રે એવો પોતાની ૰ ાાો વ્યૂહ રચ વા એના નીતિ શાસ્ત્રના કથન ઉપર તે લક્ષ્ય આપતો નથી તો તેવુ કાો સા ાળીો શુ _રીનુ ? (ખુશી થાઉ) ? સત સૂત મત જાતિના મનુષ્યનો પુત્ર –મ્પુ મુનિ! હે કૃપાચાર્ય રથી ઈ૦–મ_નુ નામ રથી છે તે તમે (મનમા) ધરો એનો રથી મગ ન ભીમ રૂપી પર્ણ (પા૰ ાથી) –ર !

ભલું શું ભુરૂં શું તજી તેહ પ્રશ્નં.
મહાશૂર સથ્થં અનાદિ અખંડં,
અરિમર્દનં અંગ ધારં અદંડં;
ગુરૂ દ્રોણ પાસે સુયુદ્ધં અબંડં,
શિખ્યો સર્વ સેવી મહામત્ત ખંડં. ૧૫૯

તદાપિ નહીં ઉચ્ચરં મુખ વાણી,
કરે જેહ કામં મહા ચક્રપાણિં;

---

૧૫૮ હવે કૃષ્ણે કહેલી વ્યૂહરચના કહે છેઃ ભુજંગં ઇ૦—જેવું ભુજંગ ( સર્પ )નું પ્રયાત ( ગમન ) છે તેવી કૃષ્ણની ગતિ ( ગતિ ) છે. અર્થાત્ સાપ જેમ વાંકો ચાલે છે તેમ કૃષ્ણની રાજનીતિ પણ વાંકી છે. તેથી ( કર્ણનો હસ્તિવ્યૂહ જોઇને ) તેણે પંચાનના ( સિંહ ) નામનો વ્યૂહ રચં ( રચવાની ) તૃષ્ણં ( ઇચ્છા ) કરી. અર્થાત્ હાથીને જેમ સિંહ જીતે છે તેમ સિંહવ્યૂહ હસ્તિવ્યૂહનો પણ પરાજય કરી શકશે, એવા વિચારથી પંચાનનવ્યૂહ રચ્યો. તે સિંહના એક હોડે સદ્દ્ર્ષ્ણ ( સુદર્શન–સારા દેખાવવાળો–સુંદર ) કિરીટી ( અર્જુન ) ઊભા. કર્ણનો વ્યૂહ જોઇને જેમ દુર્યોધન તેના સારા માઠાપણાની શંકા કરતો હતો તેમ અર્જુન કાંઇ શંકા કરતો હતો કે કેમ ? તે વિષે કહે છેઃ ભલું ઇ૦–ભલું શું અને બૂરૂં શું ? સંબધી પ્રશ્ન ( પ્રશ્નને ) તજીનેજ તે કૃષ્ણના કહ્યા પ્રમાણે ઊભો હતો.

૧૫૯ કોઇ કહેશે કે તે યુદ્ધનીતિ નહિ ભણ્યો હોય, તો તેમ નથીઃ મહા ઇ૦–તે મહાશૂરનો સથ્થં (સાથી,) અનાદિ ( આદિ રહિત–સદાકાળ ) અખંડ ( ખંડિત નહિ થયેલો )–કોઇ વખત પરાજય નહિ પામેલો, અરિમર્દનં ( શત્રુઓનું મર્દન કરનાર—દુસ્મનને ચોળી નાખનાર ) એવા અંગ (દેહને) ધારં ( ધારણ કરનાર ), અને અદંડં ( અદંડ્ય) કોઇથી દંડી શકાય નહિ એવો છે. વળી તે દ્રોણ ગુરૂ પાસે અબંડં (બંડ વિનાનું–તોફાન કે અધર્મ રહિત ) સર્વ ( સઘળા પ્રકારનું ) અને મહામત્તખંડ ( મોટા મદોન્મત્ત શત્રુઓને ખંડન કરનાર ) સુયુદ્ધં (સારૂં–ધર્મયુદ્ધ ) તેમને સેવીને શીખ્યો હતો.

રૂચે વાત કોઇ કરે કૃષ્ણ દાણીં,
ન રૂચે તદાપિ ભલી બૂરી માણીં. ૧૬૦

ભલે દિન થાતાં સુતારા લજાતાં,
ભુલે ચંદ્ર સાથે ન રેવું ભજાતાં;
ભલે જો અજાપાળ કૂપે સજાતાં,
અજા તેહની પુંઠ ક્યારે તજાતાં. ૧૬૧

---

૧૬૦. અર્જુન એવો યુદ્ધકળામા પ્રવીણ તથા શૂરો હતો ત્યારે તો કૃષ્ણનું કરેલું પોતાને રૂચતુ હશે માટે નહિ બોલતો હોય, તો તેમ નથીઃ તદાપિ ઈ૦—તદાપિ ( તથાપિ ) મહાચક્રપાણિ ( મોટું ચક્ર જેના હાથમાં છે એવા કૃષ્ણ ) જેહ ( જે ) કામ કરે, તે વિષે મુખથી વાણીં ( વાણી ) ઉચ્ચરં નહિ ( ઉચારતો નહોતો ), દાણીં ( એક વખત ગોકુળમા દાણ લેનાર ) કૃષ્ણ કોઇ વાત કરે તે તેને રૂચે અથવા ન રૂચે તદાપિ ( તથાપિ ) તે ભલી કે બૂરી જેવી હોય તેવી માણીં—માણીને—સ્વીકારીને. ( પૂર્વાર્ધ સાથે અન્વય ).

૧૬૧ કૃષ્ણને અર્જુન કેવા વિશ્વાસથી અનુસરતો હતો તેનાં બે દૃષ્ટાંત આપે છે. ભલે ઈ૦—ભલે દિન થાય, અને સુતારા ( સારા તારાઓ લજવાઇ જાય ( તેજ રહિત થઈ જાય ) તથાપિ ચદ્ર જો દિવસે અસ્ત ન પામતો હોય તો તેની સાથે રહેનારા તારા પણ શુ ચદ્ર સાથે રહેવું ભૂલે છે? નથીજ ભૂલતા, કેમકે તે ચદ્રને ભજનારા છે અથવા દિન થાતા, અને દિવસના તેજથી સુતારા લજાતા ( તેજહીન થતાં ) તથા ભ ( નક્ષત્રો—બીજા તારાઓ ) જાતા ( આથમી જતા ) પણ તેઓ શુ ચદ્ર સાથે રહેવુ ભૂલે છે? તેજપ્રમાણે ગમે તેવુ દુખ, અપમાન, સુખ, સન્માન, જય કે પરાજય પ્રાપ્ત થાય તથાપિ અર્જુન કૃષ્ણને અનુસરવાનુ ભૂલેજ નહિ, એ તાત્પર્ય છે. બીજું દૃષ્ટાત ભલે જો ઈ૦—અજાપાળ ( બકરાં પાળનાર— ભરવાડ ) ભલે। કૂપે ( કૂવામા ) સજાતાં ( પડતાં )—બકરાંનો ગોવાળ કૂવામા પડે તો અજા ( બકરાં ) તેહની પૂઠ ક્યારે તજાતાં ( તજતાં— તજે છે? )—બકરા તેની પૂઠ ક્યારે તજે છે? અર્થાત્ તેઓ પણ સારૂં માઠું વિચાર્યા વિના કૂવામા પડે છે।

ભલે સિંહ મોટો તથાપિ ઉઠ્યેં,
ઉઠાવે હુકમ્મ નહીં મત્ત ફેર્યો,
વદાશુ વિનાસી હરિ નિર્ભનેર્યો,
કદી ના કદી ના કદી નાશ ઘેર્યો ૧૬૨

તથાપિ ભર્યો તે ભરોસે ભનેરો,
ઉઠાડે ઉઠે બેસ કે'તા બલરો,
જશો પાળકો હોય શાણો સનેરો,
મુક્તી ચહે તેથીં પ્રાણી પનેરો ૧૬૩

તશા વિશ્વસ્સા કિરીટી હુવેલા,
ઉભા સિંહ ઓઠ શૂરારિ સવેલા,
બિજે હોડ છે સાત્યકિ તો ઉભેના,
ઉભા રાક્ષી ડાબે નકુલ નમેલા ૧૬૪

---

૧૬૨ અર્જુન બળવાન છતા તે કૃષ્ણની આજ્ઞા માને છે એ વાત કમ માની શકાય ? એ શક મટાડવાને દૃષ્ટાંત આપે છે ભલે ઇ૦ સિંહ ભલે મોટો હોય તથાપિ જેણે તેને ઉઠેર્યો (ઉઠેર્યો) હોય તેનો હુ મ્મ (હુકમ) ઉઠાવેછે તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે અને મત્ત ફેર્યો નહિ (મત ફેરવતો નથી) વદો ઈ૦ માટે વિનાસી (વિનાશનાશો) હરિ (સિંહ) નિર્ભનેર્યો (ભગ વિનાનો થયો છે) શુ ? અર્થાત્ કદી ના ઈ૦—કદી નાશ ઘેર્યો હોય તો પણ તે હુકમ ઉઠાવે છે તેથી તેને કદી પણ નિભગ કહેરા નહિ

૧૬૩ તથાપિ ઈ૦ સિંહ એવો બળવાન છે તથાપિ ભનેરો (ભલી રીતે) ભરોસાથી ભરેલો હોય છે અને તેથી જશો (જેવો) શાણો અને સનેરો [સાનસ—અથવા સનીન લીના (યુક્તિ પ્રયુક્તિ) વાળો ?] તે પ્રાણીનો પાળકો (પાળનાર) હોય તે પ્રમાણે તે તેને ઉઠાડે તો ઉઠે અને બેશ કહે તો બનેરો (બેસે ?) એ પ્રમાણે પનરા (પાળેના ? અથવા પનજેનો બીજાયતો ?) પ્રાણી તેથી (તે ધણી પાસેથી) મુક્તી (મુક્તિ) ચહે છે

૧૬૪ તશા ઈ૦—તશા (તેના) વિશ્વસ્સા (વિશ્વાસુ) હવેના (હુવેલા-થયેના) શૂરારિ (શૂરાઓના શત્રુ) કિરીટી (અર્જુન) સવેના (સવે

બીજા દત ઠામે સુસે'દેવ સાથીં,
ઉભો ભાલમા ધૃષ્ટદ્યુમ્ન સુહાર્થીં,
ગ્રીવા બીચ યુધિષ્ઠિર સર્વમાર્થી,
સુપચાળ ઊભા ચતુષ્પાદ ભાર્થીં ૧૬૫

ઉભી ઉદ્દરે સેન પ્રતિવિધ્ય આદિ,
ભલા પચપુત્ર રૂડા યુદ્ધનાદીં,
મહાવક્ર પૂચ્છ તહીં ભીમ ભાદીં,
અશા અગ કર્ત્તાછ આદિ અનાદિ ૧૬૬

ચતુંરગ સેના વશી અગ સર્વ,
તદા ભીમ આવ્યો અસુરારિ પર્વ,

---

ળા–વખતમ॰ ) સિહના ઓઠે ( ઓઠની જગાએ ) ઉભા ઉભેલા–ઉભેના રાક્ષી–( સિહનો )–ફાડીખાનારો દાત નકુન –નકુલ નમેના–નમેલા–અથાત્ઝઝુમી રહેના

૧૫૬ સુસે'દેવ–સારો સહદેન સાથીં–સાથી ( નકુળનો ) ભાલમા–સિહના કપાળને સ્થાને ધૃષ્ટદ્યુમ્ન–ધૃષ્ટદ્યુમ્ન સુહાર્થીં ( સુહાથી )–બળવાન હાથી જેવો ગ્રીવાબીચ—ગળાની મધ્યે—સિહના ડોકાને સ્થાને યુધિષ્ઠિર –યુધિષ્ઠિર સર્વમાંથી–સર્વને માથે–અગ્રેસર એવો યુધિષ્ઠિર અથવા સર્વમાથી –યુદ્ધમા સર્વનુ મથન કરનાર–સનને ત્રાસ પમાડનાર સુપચાળ ઈ૰–અને સિહના ચતુષ્પાદ ( ચાર પગને ઠેકાણે ) ભાર્થીં ( ભાથી )–ભાથાવાળા–વીર એવા સુપચાળ–પચાળ દેશના સારા યોધાઓ ઉભા રહ્યા

૧૬૬ ઉભી ઈ૰–સિહના ઉદર સ્થાનમા પ્રતિવિધ્યઆદિ ( પ્રતિવિધ્ય, શ્રુતસેન, શ્રુતકીર્તિ, શતાનીક, શ્રુતકર્મા, એવા દ્રૌપદીના પાચ પુત્ર વગેરે) સેન ( સેના ) ઉભી યુદ્ધનાદીં ( યુદ્ધના નાદ–લતવાળા ) મહા ઈ૰–સિહના મહાવક્ર ( મોટા વાકા ) પુચ્છ ( પુચ્છ–પૂછડા )ની જગો જ્યા હતી તહી ( ત્યા ) ભાદીં ( ભાથી ? ) ભીમની યોજના કરી અશા ઈ૰–પચાનન બ્યૂહના અશાં ( એવા ) અગ આદિ અનાદિ ( પુરાતનકાળથી ) કર્ત્તાછ ( કરતા આવ્યા છે ) અથવા આદિઅનાદિરૂપ કૃષ્ણે પચાનન બ્યૂહના એના અગ કર્યા

પુછ રાજ મુનિ રચ્યો વ્યૂહ હર્વ,
તદા ભીમ ક્યા તો ગયો'તો સગર્વ ...
મુનિ રાજ પ્રત્તિ ઉચાર વિચાર,
મહાદેવ પૂજા પઠાયો સવાર,
કરી સ્તુતિ આવત રૂદ્ર અપાર,
રચ્યો વ્યૂહ તેવે શ્રીકૃષ્ણ સસાર. ૧૬૮
મહાદેવ પ્રસ્સન હોઇ કથ્યા શુ,
મુનીંદ્ર વદો ભીમ ત્યાહિ મથ્યા શુ,
ગયો શિવદ'રે કથુ હુ કથા શુ,
કથુ તાજ જોછુ-ફર્ણીંદ્ર જથા શુ ૧૬૯

---

૧૬૭ ચતુરગ ઇ૦—જ્યારે ચતુરગ ( હાથી, રથ, ઘોડા, પાયદળ, એવા ચાર અગવાળી ) સેના મિહના સર્વ ( સર્વ ) અગના સ્થાનમા વશી તદા પર્વ ( તે તક ઉપર ) અસુરારિ ( દૈત્યોનો નાશ કરનાર ) ભીમ આવ્યો અ થવા તદા અસુરારિ ભીમ પર્વ ( યુદ્ધરૂપી પર્વમા આ યો ) પુચ્છ ઇ૦—ત્યારે રાજા ( જનમેજયે ) મુનિ ( મુનિ-મુનિને ) પુછ-પૂછ્યુ કે હવ ( શત્રુઓને હરાવનારો ) વ્યૂહ રચ્યો તદા ( ત્યારે ) સગર્વ ( સગર્વ-ગર્વવાળો ) ભીમ તો કયા ગયો'તો-ગયો હતો ? ( કે વ્યૂહ રચાઇ રહ્યા પછી આવ્યો ? )

૧૬૮ મુનિ ઈ૦—તે સાભળીને મુનિ ( મુનિએ ) રાજ પ્રત્તિ ( રાજા પ્રતિ ) વિચાર ( પોતાનો વિચાર ) ઉચાર ( ઉચાર્યો ) અર્થાત્ કહ્યુ કે કૃષ્ણે તેને સવાર ( સવારમા ) મહાદેવની પૂજા કરવાને પઠાયો ( મોકલ્યો ) હતો કરી ઇ૦—તે રૂદ્ર ( રૂદ્ર-મહાદેવની ) અપાર ( અપાર-ઘણી ) સ્તુતિ કરીને આવત ( આવતો હતો ) તેવે ( તેટલી વારમા ) શ્રી કૃષ્ણ ( શ્રીકૃષ્ણે )સસાર (સારવાળો અથવા સારો ) વ્યૂહ રચ્યો ( રચી દીધો )

૧૬૯ તે સાભળીને રાજા ફરીને મુનિને પૂછે છે મહાદેવ ઈ૦—હે મુનીંદ્ર (મુનીશ્વર)! મહાદેવ પ્રસ્સન (પ્રસન્ન) હોઇ (થઇ) શુ કથ્યા ( બોલ્યા ) તથા ત્યાહિ ( ત્યા ) ભીમ શુ મથ્યા ( ભીમે શુ મથન કર્યુ ) તે વદો તેના ઉત્તર મા મુનિ કહે છે ગયો ઇ૦—તુ તને કથા શુ કથુ ( કહુ )? તે શિવદ'રે

## શંકરસ્તુત્યષ્ટક.
### શિખરિણી વૃત્ત

અહો બંબં ભોલા, સુર અસુર સોલા વરતણાં,
અહો બંબં ભોલા, ત્રિપુર હર તોલા ઘર ઘણાં;
અહો બંબં ભોલા, જટિલ શિર મોલા સરપણાં,
અહો બંબં ભોલા, ત્રિશૂળધર ધોલા સરજણાં. ૧

---

ગયો. એમ કહ્યા પછી વલ્લભ કહે છેકે, જો કે હું કવી' (કવિશ્વરોનો) તાજ (મુકટ) છું-કવિઓનો શિરોમણિ છુ તો પણ જથા શુ (યથા શક્તિ) તે કથા કથું છું. મતલબ કે એ વાત બીજા તો વર્ણવીજ શકે નહિ! પણ હું તો વલ્લભ કવીશ્વરનો ઇશ્વર છું મારેજ તે કહી શકું છું!!

૧ શંકરસ્તુત્યષ્ટક-શંકરની સ્તુતિના આઠ શ્લોક. અહો બબં ભોળા બંબં શબ્દ બોલીને ગાલ વગાડવાથી રાજી થાઓ એવા ભોળા હે મહાદેવ! સુર (દેવ), અને અસુર (દૈત્યો)ને તમે વરતણા (વરતણા-વરદાનના) સોલા (સોહલા-સેહેલા) છો. તમે દેવ દૈત્યનો ભેદ ન રાખતાં ઝટ વરદાન આપો એવા છો. હે બબં ભોળા મહાદેવ! તમે ત્રિપુરહર (ત્રિપુરાસુર નામના દૈત્યનાં ત્રણ નગરનો નાશ કરનારા) છો. તથા તમે ઘર ઘણાં (ગ્રહગણા-ગ્રહોના સમુદાયને) તોલા (તોળ્યા-નિરાધાર રાખ્યા છે)! તમારી સત્તાથી આકાશમાં અનેક ગ્રહો નિરાધાર રહ્યા છે. અથવા,-તમે ઘણાં ઘર (દેહાદિક સ્થાન) તોલા (તોળ્યાં-સ્વસત્તાથી રાખ્યાં) છે. હે બબ ભોળા મહાદેવ! તમો શિર (માથે) જટિલ (જટાવાળા) છો અને તમારા મોલા (મૌલિ-મુકુટ)માં સરપણાં (સાપ) છે. અહો બંબં ભોળા મહાદેવ! તમે ત્રિશૂળના ધારણ કરનાર, ધોળા (ગૌર કાંતિવાળા) અને સરજણાં (સરજનહાર) છો. આ શ્લોકમાં કવિએ એવી રચના કરી છે કે તેને અમુક જગોએથી આરંભીને બોલતાં એક નવા વૃત્તનો શ્લોક ઉપજે તથા તેનો અર્થ પણ શિવ સ્તુતિ પરત્વેજ થાય. એવી રીતે આ છંદમાંથી અનેક જાદા જૂદા શ્લોક બની શકશે માટે એને ચિત્રકાવ્ય જાણનારા અનેક ધેનુગુણબંધ ચિત્રકાવ્ય કહે છે. નમુનામાટે એમાંથી ઉપજેલા કેટલાક શ્લોક અહીં લખી બતાવ્યા છેઃ—

અહો બબ શીવ, રૂધિર વર પીવ કર મયા,
અહો બબ શીવ, જગતિ પર જીવ હર હયા,
અહો બબ શીવ, ભગતિ ભર ભીવ હર ભયા,
અહો બબ શીવ, શિલીમુખ સુ દીવ ધર દયા ૨

---

ભોલા સુરઅસુર, સોલા વરતણા અહો બબ,
ભોલા ત્રિપુરહર, તોલા ઘર ઘણા અહો બબ,
ભોલા જટિલ શિર, મોલા સરપણા અહો બબ,
ભોલા ત્રિશૂળધર, ધોલા સરજણા, અહો બબ ૧

સોલા વરતણા, અહો બબ ભોલા ત્રિપુરહર,
તોલા ઘર ઘણા, અહો બબ ભોલા જટિલશિર,
મોલા સરપણા, અહો બબ ભોલા ત્રિશૂળધર,
ધોલા સરજણા, અહો બબ ભોલા સુરઅસુર ૨

બબ ભોલા, સુરઅસુર અહો, સોલા વરતણા,
બબ ભોલા, ત્રિપુરહર અહો, તોલા ઘર ઘણા,
બબ ભોલા, જટિલશિર અહો, મોલા સરપણા,
બબ ભોલા, ત્રિશુળધર અહો, ધોલા સરજણા ૩

એ પ્રમાણે પ્રાસવાળા પદોમાથી એક એક છોડીને અને એક ગ્રહણ કરીને વાચતા અનેક છંદો જણાય છે । આવીજ રચના આ પછીના બીજા પણ શ્લોકોમા છે

૨ અહો ઈ૦—બબ શબ્દથી રીઝનારા અહો શિવ ! હુ દુ શાસનનુ વર (સારૂ) રૂધિરપીવ (પીઉ) એવી મયા (મયા—કૃપા) કર જગતિ ઇ૦—જગતિ (જગતમા) પર (શત્રુ)ના જીવ (જીવની) હયા (શુદ્ધિ) હર અથવા જગતી (પૃથ્વી) પર જીવોને અને હયા—ઘોડાઓને (શત્રુના) હર ભગતિ ઈ૦—નું મારે વિષે ભગતિ—ભક્તિ ભર તારી ભક્તિ આપ અને ભીવ (ભીમના) ભયા (ભયને) હર (હિંદી મરાઠી, વગેરેમા મ નો વ બોલાય છે જેમ

અહો બબકારી, વિનતિ ધર મારી કરણમાં,
અહો બબકારી, નવ ધર ઉધારી શરણમાં;
અહો બબકારી, ભરમ મમ ભારી ભરણમાં,
અહો બબકારી, અસુર અરિ ધારી ધરણમાં 3

અહો બબ બોલા, સહુ નવ અજોલા વરણમાં,
અહો બબ બોલા, અકથન અતોલા તરણમાં;
અહો બબ બોલા, પશુપત અમોલા ધરણમાં,
અહો બબ બોલા, અહિધર અડોલા મરણમાં ૪

---

ગામ, નામ–ગાવ, નાવ, વગેરે ) શિલીમુખ ઇ૦–તુ મારા ઉપર દયા (દયા) ધર અને સુ ( માગ ) શિલીમુખ ( બાણ )ને દીવ ( દે–આપ ) કે જેથી હું શત્રુને મારીને મારી પ્રતિજ્ઞા પાળી શકુ, અથવા સુ દીન સારો દીવ્ય શિલીમુખ એમ પણ અર્થ થાય.

૩ બબકારી–બબ એવો શબ્દ બોલનાર મહાદેવ. નવ ઇ૦–મને શરણમા રાખવાને ઉધારીને ધર નહિ–ઉધારો રાખીશ નહિ–અર્થાત્ હમણાજ શરણ આપ ભરમ ઇ૦–મારો ભરણમા ( જનસમુદાયમા ) ભારી ( ભારે ) ભરમ છે સહુ એમ જાણેછે કે ભીમ મોટો બળવાન છે માટે તેણે કરેલી પ્રતિજ્ઞા તે પૂરી કરશેજ, માટે તે તુ નભાવી લે શી રીતે પ્રતિજ્ઞા નભાવી લેઉ ? તો, અસુર ઇ૦– મારા અસુર રૂપ અરિઓને ધરણમા–પૃથ્વીમા ધારીને મૃત્યુ પમાડીને

૪ બબ બોલા–બબ એવો શબ્દ બોલનાર મહાદેવ સહુ ઇ૦—હુ વરણમા ( મારી ક્ષત્રિય જાતિમા ) અજોલા નવ સહુ–અધરતાવ ન રહુ–વિડબના ન વેઠુ, એમ કર અકથન ઇ૦—હુ જે અકથન ( જેનું વર્ણન ન થઇ શકે એવો ) અને અતોલા ( જેની તુલના ન થઈ શકે એવો અથવા જેની બરોબરી કોઇ કરી શકે નહિ એવો ) છુ તે તરણમા ( તરણાના તોલમા ) ન થાઉ તેમ કર ( અધ્યાહાર–પેહેલા ચરણનો અનુવાદ ) પશુપત–હે પશુપતિ નામ ધારણ કરનાર શિવ! ધરણમા ( ધરણિમા )–પૃથ્વીમા અમોલા–અમૂલ્ય અહિધર–સર્પને ધારણ કરનાર અડોલા મરણમા–મરણને વિષે નહિ ડોલનારા–મરણ રહિત–મૃત્યુ જય મહાદેવ !

અહો બબં દેવા, દનુજ વર દેવા ઝુકિ રહે,
અહો બબ દેવા, મનુજ મર મેવા ઢુકિ રહે;
અહો બબ દેવા, વનુજ વર વે'વા રૂકિ રહે,
અહો બબ દેવા, અનુજ અર એવા ચુકિ રહે. ૫

અહો બબ બાપા, પરહર અમાપા પણ પણાં,
અહો બબ બાપા, મખ અજપજાપા જણ જણા,
અહો બબ બાપા, મનસિજ સશાપા શણ શણા,
અહો બબ બાપા, ગુણનિધિ ગણાપા ગણ ગણા ૬

---

૫ બબ દેવા–બબ શબ્દ બોલનાર દેવ–મહાદેવ દનુજ ઇ૦—હે મહા દેવ! તારા આગળ દનુજવર (શ્રેષ્ઠ દૈત્યો) અને દેવો ઝુકી રહે–નમી રહેછે મનુજ ઇ૦–મર (મરણ ધર્મવાળા) મનુજ (મનુષ્યો) તારા મેવા (પ્રસાદ–કૃપા)ને માટે ઢુકિ રહ (ઢુંકી રહે છે) વનુજ ઇ૦—વનુજ (વનજ–વનમા રહેનારા મુનિઓ વગેરે) તારી પાસેથી વર (વરદાન)ને વેહેવાને અર્થાત્ પામવાને રૂકિ રહ (રોકાઇ રહે છે)–તારું તપ કરવામા રોકાઇ રહે છે. અનુજ ઇ૦—મારા અનુજ (નાનાભાઈ–અર્જુન)નો અર (અરિ–જયદ્રથ) તારી પાસેથી વરદાન પામીને પણ ચુકિ રહ (ચૂકી રહ્યો) છે, અને તેજ પ્રમાણે એવા (મારા અનુજના અરિ જેવા–દુઃશાસન વગેરે પણ ચુકી રહ–ચૂકી રહ્યા)

૬ બબ બાપા–બબ શબ્દ બોલનાર બાપા–મહાદેવ પરહર ઇ૦–હે અમાપા! (માપ રહિત દેવ)! તુ પર (શત્રુઓને) હર (નાશ કર), અને મારું પણ (નિયમ–દુઃશાસન વધ રૂપ) પણા (પળાવ?) અહો બબ બાપા! જણ (જન માણસ) અજપજાપા (અજપાજપ–શ્વાસોચ્છ્વાસરૂપી જાપ)રૂપી મખ (યજ્ઞ) કરનારને તને જણા (જાણે છે)–અર્થાત્ અજપા જાપ એજ તારો યજ્ઞ છે એમ લોકમા વિદિત છે અથવા જણ જણા–માણસ માણસોનો–સર્વ માણસોનો અજપાજપ એજ તારો યજ્ઞ છે મનસિજ ઇ૦–હે મનસિજ (કામ)ને સશાપા (શાપયુક્ત કરનાર)!–કામને બાળી મુકનાર! શણશણા–મારી વિનતિ સાભળ, સાભળ ગુણનિધિ ઇ૦–હે ગુણના નિધિ

અહો બબ ભીમા, રૂધિર પિબનીમા મમ ધર,
અહો બબ ભીમા, સહસ શતસીમા સમ સર;
અહો બબ ભીમા, સ્તવત નર ભીમા ભમ ભર,
અહો બબ ભીમા, વરદ વરવીમા નમ નર. ૭

અહો બબ ગ્રીવા, વલ્લભ જન છીવા જગતમાં,
અહો બબ ગ્રીવા, સુકવિ મણિ દીવાજ ગતમાં,
અહો બબ ગ્રીવા, ન મન બિચ બીવા જગ તમાં,
અહો બબ ગ્રીવા, શરણ શર શીવા જગત માં. ૮

---

(બહાર)! તથા હે ગણાપા (ગણોનું રક્ષણ કરનાર)! ગણગણા—મને તાન ગણ જેવો ગણા (ગણ) અર્થાત્ મને પોતાનો દાસ જાણીને કૃપા કર અથવા, ગણ ગણા-ઘણા ગણનો તું ગણાપા (રક્ષણ કરનાર) છે

૭ બબ ભીમા-બબ શબ્દ બોલનાર ભીમેશ્વર મહાદેવ! રૂધિર ઇ૦—મમ (મારે) રૂધિર પિબનીમા (રૂધિર પાન કરવાનો નિયમ) ધર (ધારણ કરાવો-રાખો) અર્થાત્ મારો ટેક રાખો સહસ ઇ૦—તું અને સહસ (સહસ્ર) ગુણિત શત (સો)-અર્થાત્ લક્ષની સીમા (અવધિ) સમ સર (શર-બાણ) આપ અર્થાત્ એવા એક બાણ આપ કે જે લાખ બાણ જેવો થાય અથવા જેમાથી લાખ બાણ પ્રકટે સ્તવત ઇ૦-આ ભીમા (ભીમ) નામે નર ભમભર (પોતાના ભમ-ભ્રમનો ભાર રહેવાનેમાટે) સ્તવત-તારી સ્તુતિ કરે છે અર્થાત્ મારો જે બળ વિષે લોકમા ભ્રમ છે તે જતો ન રહે તેમ કર. વરદ ઇ૦—હે વરદ! (વરદાન આપનારા!) હે વર વીમા-વરદાનના સીમા રૂપ! નર (ભીમ) તને (નમ) નમસ્કાર કરે છે!

૮ બબ ગ્રીવા-બબ શબ્દ યુક્ત જેની ગ્રીવા (ગળુ) છે એવા હે મહાદેવ! વલ્લભ ઇ૦-જગતમા જે મારા વલ્લભ-વલ્લભ જન (વાહાલા જન) છે તે છીવા (છવાડો)-તેમનો યુદ્ધમા સહાર ન થાઓ કેમકે તેઓ સુકવિ (સારા નિપુણ) અને ગતિમા મણિ જેવા તથા દીવા જેવા છે બીજો અર્થ-ગ્રંથકાર કવિ વલ્લભ એજ જગતમા છીવા (છવ્યા) એમ જાણવુ. કેમકે તે ગતમા (ગતિમાં-બુદ્ધિના વેગમા) સુકવિ (સારા કવિ) રૂપ મણિના દીવાજ છે કવિઓ પોતાના સુમન્યવડે આગર રહેછે તેમ વલ્લભ કવિ પણ સુકવિ છે માટે તે

## છંદ ચાલતો

કરીને સ્તુતિ મેળવી મંન માગ્યું,
ગયો જ્યાં હતા કૃષ્ણ સંગ્રામ સાગ્યું;
નહીં વાત બીજી ઇકે લગ્ન લાગ્યું,
મરૂં કે હું મારૂં બિજું સર્વ ત્યાગ્યું. ૧૭૦

વદે કૃષ્ણને ભીમ ભોળો રિઝાવ્યાં;
ખુશીથી કહ્યું લોહી પીશોજ ફાવ્યાં;
જુઓ આ રહ્યો જાઉંછું જીવ લેવાં,
નિહાળો હરિ ! સ્વર્ગથી સર્વ દેવાં. ૧૭૧

કયો વ્યૂહ રચ્યો કયો કૃષ્ણ ભાઈ,
ખરી એક ધારી તમો તો સગાઈ;
ભલો વ્યૂહ રચ્યો મુને માંહિ સજ્જો,
વહેલો પ્રભુ ભીમ લોહી નિમજ્જો. ૧૭૨

---

અમર રહેશે એ નિશ્ચયરૂપ કવિનું કથન છે. નમન ઈ૦—( ભીમ પક્ષે ) હે મહાદેવ! તમારી કૃપાથી મારા મનમાં બીહીવા રૂપ જગતની તમા ( દરકાર ) નથી—અર્થાત્ મને જગતમાં કોઇનો ભય કે દરકાર નથી, કેમકે જગતની માં ( મા–માતા ) શીવા–પાર્વતી દેવી મારા સર ( શિર )નું શરણ છે–અર્થાત્ મને શરણે રાખનારી છે. ( કવિપક્ષે પણ એજ અર્થ લાગુ પડે છે ).

૧૭૦ કરીને ઈ૦—પાછળ કહ્યા પ્રમાણે મહાદેવની સ્તુતિ કરીને તથા મન માગ્યું મનની ઇચ્છા પ્રમાણે ( વરદાન ) મેળવીને જ્યાં સંગ્રામ સાગ્યું ( સંગ્રામની તૈયારીમાં ) કૃષ્ણ હતા ત્યાં ગયો. ઇકે–એકમાજ. લગ્ન–ધ્યાન.

૧૭૧ વદે ઇ૦–કૃષ્ણને ભીમ કહેછે કે મે ભોળો ( મહાદેવ ) રીઝાવ્યાં–રીઝાવ્યા. ( સર્વત્ર અંત્ય અનુસ્વાર નિરર્થક યોજ્યું છે ). તેમણે ખુશીથી મને કહ્યું કે તમે ફાવ્યા ( ફાવેલા ) હોઇને લોહી પીશોજ–લોહી પીવામાં ફાવશો. અથવા ફાવતાં લોહી પીશો.

૧૭૨ ભીમ કૃષ્ણને વ્યૂહરચના વિષે પ્રશ્ન કરે છેઃ કયો ઈ૦—સ્પષ્ટ છે. ધારી–( સગાઇ ). સજ્જો–સજો–મારી પણ તેમાં યોજના કરો. વહેલો

વદી એમ ભાથી ગદા લીધ હાથીં,
રદી એક માથી કુમાર સુસાર્થી,
થયો ત્યા રથારૂઢ આરૂઢ કાયા,
ફુક્યો શખ તે કો સુણે રાણીં જાયા ૧૭૩
જદા કર્ણ પાસે તદપ્પી ડરે છે,
ધર્યા હસ્ત આયુધ ભૂમિ ખરેછે,
ધરી વાર વારે પુકારે સુગખ,
અરિ જીવ જાયે પડે પૃથ્વી પખ ૧૭૪
થયો અધનો પૂત મા'રાજ રાજ,
વિએ આધળો કાજ નિર્ખે સમાજ,

---

ઇ૦—કે જેથી હે પ્રભુ હુ વેહેલો વેહેલો શત્રુના લેહીમા નિમજ્જો–નિમજ્જુ–ડૂબુ અર્થાત્ જેથી હુ દુશાનનુ રૂધિરપાન જલદી કરૂ !

૧૭૩ વદી ઇ૦—બીમ ભાથી એમ વદીને તેણે હાથી (હાથમા) ગદા લીધી કે જે ગદા માથી (માથે) એક રદી (એક દતવાળા–ગણુપતિ)નુ ચિન્હ છે અને તેની સાથે કુમાર (કાર્તિક્ય)નુ ચિન્હ છે થયો ઇ૦—જેની કાયા આરૂઢ (સર્વ તરફથી અતિ વધેલી–પુષ્ટ) છે એવો બીમ પછી રથારૂઢ થયો અને તેણે શખ ફુક્યો તે કો રાણીજાયા (રાજપુત્રા) સુણે (સાભળી શકે)? અથાત્ તેના શખનો નાદ સાભળીને સઘળા રાજાઓ ભયભીત થઈ ગયા !

૧૭૪ ભીમના શખનો નાદ સાભળીને દુશાસનની શી ગતિ થઇ તે કહે છે જદા ઇ૦—જદા (યદપિ–જો કે) કર્ણ તેની પાસે છે તદપ્પી (તદપિ–તોપણ) તે ડરે છે, અને તેણે જે આયુધ હસ્તમા ધર્યા હતા તે ભૂમી ઉપર ખરે છે–ખરી પડે છે–પડી જાય છે ! પખ–પાખો શત્રુની પાખો પૃથ્વી ઉપર પડે છે !–તેમના હાથ પગ ગળી જાય છે ! પક્ષી જેમ પાખો ખરી પડવાથી ઉડવાને અશક્ત થાય છે ને પૃથ્વીપર પડી જાય છે તેમ શત્રુઓ પણ ભીમનો શખનાદ સાભળીને યુદ્ધ કરવાને અશક્ત થાય છે અભેદતા-રૂપ્ય રૂપક.

વળી શંખ વાગ્યો અસુરારિ બંકં,
થયા શિથિલા વિથિલા શત્રુ લંકં. ૧૭૫
વળી શંખ વાયી વદે કૃષ્ણ સથ્થં,
રહું ક્યાં ઉભો દાખિયે દાણી ! દથ્થં;
વદે કૃષ્ણ મુદ્રા ફિરાવી ઉભારીં,
મને જ્યાં ગમે ત્યાં કીજે શૂર સ્વારીં. ૧૭૬
અરે મૂઢ શું તું લજાવે અમોનેં,
ગમે તે કરો મંન રૂચે તમોનેં;
જદા માન મોડો અમારૂં મદાંધાં,
પડો કૂપ કે સાહી બેસો સુધંધાં. ૧૭૭

---

૧૭૫ થયો ઇ૦–અંધ ( ધૃતરાષ્ટ્ર) નો પૂત ( પુત્ર )–દુર્યોધન મા'રાજ–રાજ–મહારાજા ધિરાજ થયો અને વિએ ( નેત્ર ) આંધળો–આંધળા જેવો તે સમાજ ( સમાજ–સૈન્યનું ) કાજ નિર્ખે ( જુએ છે ). એક તો આંધળાનો પુત્ર છે, તથા ભીમે જેને મારવાની પ્રતિજ્ઞા કરી છે તેને આગળ રાખે છે માટે કવિએ તેને આંધળો કહ્યો છે. અસુરારિ બંકં–રાક્ષસોનો નાશ કરનાર ભીમ બંકાનો. બંકો–વાંકો–ટેડો. થયા ઇ૦–તે સાંભળીને શત્રુઓના લંક ( સાંધા ) શિથિલાવિથિલા ( શિથળવિથળ ) થઇ ગયા !

૧૭૬ વાયી–વગાડીને. સથ્થં–સાથે. દાણી !–હે કૃષ્ણ ! દથ્થં (દધ્ધ')–દહીંના. હે દહીંનું દાણ લેનાર કૃષ્ણ હું વ્યૂહમાં ક્યાં ઊભો રહું તે દાખીયે ( બતાવો ). મુદ્રા ઇ૦—મુખની મુદ્રા ફેરવીને અને ઉભારી ( ચઢાવી )–ને–મોઢું ચઢાવી અને ફેરવીને. મને ઇ૦–હે શૂર તને મને ( મનમાં ) જ્યાં ગમે ત્યાં સ્વારી કર ( તૈયાર થઇ ઉભો રહે ).

૧૭૭ ભીમને વ્યૂહની પાછળ ઉભો રાખવાની જરૂર છતાં પણ તે માને એવો નહિ હોવાથી તેને ગરબ્જ્વાન કરવાને કૃષ્ણ બેદરકારી બતાવે છેઃ જદા ઇ૦–હે મદાંધો! તમે જદા ( જ્યારે ) અમારૂં માન મોડો છો–માન ભંગ કરો છો, ત્યારે તમે કૂપ ( કૂવે ) પડો કે સુધંધો ( કોઈ સારો રોજગાર ) સાહી ( પકડી ) બેસો ! મતલબ કે તમને ફાવે તે કરો ! અમારે શું !

અમો દ્વારકામાં વળુ આજ નીશી,
ઉવેખો અમોને ખરો ન્યાય દીશી;
વદી એમ દારૂકને હાક મારી,
ખરેખાત જાતા જદુનાથ ધારી ૧૭૮

તદા પાર્થ આવે, યુધિષ્ઠિર વાળે,
મહા ભ્રાથી ભીમ્મ હરિ આવિ ખાળે,
વદે ભીમ હે નાથ શુ લાગ્યુ ખોટુ,
સદા આપનુ તો દિસે મન મોટુ. ૧૭૯

તમો કાજ મે રાત્રિનુ યુદ્ધ ખેલ્યુ,
તમો કાજ ખાતેથકી મૂકયુ ખેં'ચુ,
તમો કાજ ઉભો અદદ્યપિ હરિ હુ,
રિસાઓ તમે તો અમે શુ કરીશુ ! ૧૮૦

વદે કૃષ્ણ શા ઉપકારી અથાગા,
તમારી ગરજ્જે રિઝ્યા રાય રાગા,
ન પરણ્યો અમારા પુતો ભાઇ પરણ્યા,
તમારા ઉપકાર જાયે ન વર્ણ્યા ૧૮૧

---

૧૭૮ દ્વારકામા વળુ-દ્વારકા તરફ જાઉં નીશી-નિશ્ચય ઉવખો ઇ૦-શુ તમે અમોને ઉવેખો ( અમારી ઉપેક્ષા-અવગણના કરો ) એ ખરો ન્યાય દીસી ( દીસે છે ) કે? દારૂક-કૃષ્ણનો સારથી ખરેખાત ઇ૦—તે જોઇને સહુએ ધારી ( ધાર્યુ ) કે જદુનાથ ખરેખાત જાતા ( જાયછે ) !

૧૭૯ પાર્થ-અર્જુન ભીમ્મ-ભીમ હરિ-હરિને

૧૮૦ મે યુ-પગ્યુ મૂકયુ ખેલ્યુ-ખેલન કરેલો તે અથવા ખેલવાનુ અદદ્યપિ (અદ્યાપિ) હજી સુધી પણ

૧૮૧ ભીમના વચન સાંભળીને કૃષ્ણ વક્રોક્તિમા બોલે છે વદે ઇ૦—કૃષ્ણ વદે છે કે અહો ! શા અથાગા ( અથાગ ) ઉપકારી છો ! હે રાય ! અમે

તમે માનતા માહરૂ દુખ ખોવા !
તમોથી ધરે દૃષ્ટિ આ ચક્ષ જોવા !
તમોથી થયા રાજસૂયો અમારા !
તમોથી જીવ્યા ! ઉપ્પકારોજ મારા ! ૧૮૨

તમારીજ સાંયે અરિ જીતિયો હુ !
હવે સાય જોયે ન હુ રીજિયો તુ !
ભલા ઉપ્પકારી ! ભલા દાન દાતા !
કરો સાંય કષ્ટે હુ માગુ ઇ માતા ! ૧૮૩

વદી એમ રથ્થે બિરાજી હિડચા જ્યા,
હરિ ભીમ યુધિષ્ઠિરાદિ ભિડચા ત્યા,
અહો ઉપ્પકારી અશુ શુય કીજે,
અસુ ધારતા હે હરિ આપ રીજે ૧૮૪

જે રાગા (રીસાઈએ છીએ) અને રિઝયા (રાજી થઇએ છીએ) તે અમારે તમારી ગરજે (ગરજ હોવાથી)જ અથાત્ તમારી અમારે ગરજ છે માટે અમે રીસાયા છીએ તે મનાઇશુ ! તાત્પર્ય કે મારે કાઇ તમારી ગરજ નથી કે જેથી હુ રીસાયો છુ ને તમારૂ વચન સાભળીને રાજી થાઉ ! વળી બીજુ વક્ર વચન બોલે છે ન ઇ૦—હે ભાઈ ! અમારા જે પુત્રો ન પરણ્યા (નહોતા પરણેલા) તે તમારાથીજ પરણ્યા (પ રણ્યા) છે ! ઉપ-ગર-ઉપકાર

૧૮૨ ભીમની હરીનાઇ તજાવવાને તેને સ્પષ્ટ વચનોમા મેહેણા મારે છે તમે ઇ૦– તમેજ મારૂ દુ ખ ખોવાનો માનતા (ધારતા), તથા તમોથી જ આ ચક્ષ (નેત્ર) જોવાને દૃષ્ટિ (દર્શન શક્તિ) ધરે છે ! અથાત્ તમારા વિના તો અમે આધળા ભીત છીએ ! તમોથી જીવ્યા ઇ૦—અમે જીવ્યા તે પણ તમારાથીજ એ તમારા મારા ઉપર ઉપકાર છે !

૧૮૩ હવે ઇ૦–તુ રીઝ્યો એટલે બ ્ થયુ ! મારે હવે તારી સહાય જોઇતી નથી ! કરો ઇ૦—કષ્ટ માગે તમે મને સહાય કરજો, હે માતા ! (મહા ભ્રાત)! હુ ઈ (એ) માગુ છુ !

૧૮૪ હરિ–અર્જુન ભિડ્યા–ભેટી લાગ્યા અશુ–એવું શુય–શુ અસુ–પ્રાણ રીજે–રીઝે

વદે કૃષ્ણ જો ભીમ માને અમારૂં,
તદા તો વસું માન મોડું ન મારૂં;
વદે ભીમઆદિ સહુ સત્ય માનું,
તદા કૃષ્ણ કં કાઢવું નાહિ બાનું. ૧૮૫

વચન્નં દિયે ભીમ ભોળા ભલેરાં,
વદે કૃષ્ણ જો જો થતા શૂર નેરાં;
લખે ભીમ શું શૂર બે મુખ રાખે,
ભલે જીવ જાયે ન ખોટેરૂ દાખે. ૧૮૬

તદા ત્યાં જદુનાથ બોલ્યા ખુખારી,
ફરે ના રચ્યો વ્યૂહ મારો સુખારી;
કપે ભીમ એમાં વડુ શુંજ માગ્યુ,
વદે કૃષ્ણ લોભી ન સૌ તેથી ત્યાગ્યુ. ૧૮૭

અમો જ્યાં કહું ત્યાં રહે યોધ ઉભાં,
અમો જો કહુ તો અરિ જાય ડુબ્યાં;

---

૧૮૫ તદા ઈ૦—તદા (ત્યારે) તો હું વસુ (રહુ), પણ મારૂ માન મોડું (ભગ કરૂં) નહિ. અર્થાત્ હુ જે કરૂં તે ભીમ ફેરવે એથી મારા માનનો ભગ થાય છે, તે જો ન બને તો હુ અહીં રહુ. તે સાંભળીને ભીમ આદિ સહુ પાડવો કહે છે કે એ વાત અમો સત્ય માનુ (માનીએ).

૧૮૬ વચન્ન ઇ૦—તે સાંભળીને ભોળા (ભોળો–કૃષ્ણનુ શુ કર્તવ્ય છે તે સમજ્યા વિનાનો) ભીમ બન્ધેન (મારા) વચન્ન દિયે (વચન આપે છે).–કૃષ્ણના કહેવા પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા કરે છે. નેરા (અનેરા–બીજા). કૃષ્ણ કહે છે કે જો જો શૂર પલટાઇને બેવચની અશૂર થતા!

૧૮૭ સુખારી–શત્રુઓના સુખનો અરિ અથવા પોતાના પક્ષને સુખકારી. વદે ઇ૦—કૃષ્ણ કહે છે કે અમે લોભી નથી તેથી બીજુ તો બધું ત્યાગ્યુ–તજી દીધુ છે, પણ માત્ર મારૂં માન જાળવવા ખાતર આટલું માગ્યું છે.

---

અમો જ્યા નિમુ ત્યા ઊભા રહેવુ ભાર્યો,
અમો જે કહુ તે કરો સર્વ આર્યો. ૧૮૮
વદે ભીમ હા હા ધરૂ એજ શીશે,
તદા કૃષ્ણ કે ઉભ્ય પુચ્છે તુ નીશે;
ભણે ભીમ એ શુ સદા સન્મુખો હુ,
અરે આજ શેણે થઉ ઉન્મુખો હુ. ૧૮૯
કયે કર્ણ બીન્યો, ગયો તેથી પૂઠી,
ન માનુ અમો આપ જાઓજ રૂઠી;
વદે કૃષ્ણ તારૂ ગયુ વેણ, જાવુ,
તદા સર્વ વારે ન જોયે રિસાવુ. ૧૯૦
મનાવ્યા હરિ, ભીમ કોયે મનાવ્યા,
સુયુક્તિ પ્રયુક્તિથી ભીમા ભમાવ્યા,
ખરે શેર ધાર્યો વિના વાક કેદે,
વવલ્ભ વખોડે નહિ વાક વેદે ૧૯૧

---

૧૮૮ અરિ ઇ૦—હુ જે કહુ તો જ અરિ (શત્રુઓ.) હુલ્વા જાય (માર્યા જાય) અર્થાત્ મારા કહેવાથી શત્રુઓને મારવા .અથવા તેમની સાથે લઢવુ

૧૮૯ ઊભ્ય ઊભો રહે પુચ્છે-સિંહના પૂછડાની જગોએ નીશે-નિશ્ચય સન્મુખો-શત્રુની સામે ઊભો રહીને યુદ્ધ કરનાર ઉન્મુખો-ઉંચુ મુખ કરીને (અર્થાત્ પાછળ) ઊભો રહેનારો

૧૯૦ કયે ઇ૦—ભીમ કહે છે કે હુ પાછળ ઉભો રહુ તેથી કર્ણ એમ કયે (કહે) કે ભીમ મારાથી બીહીન્યો તેથી પૂઠી (પૂઠે) ગયો માટે આપનુ એ કેહેણ તો હુ ન માનુ, આપ ચાહે તો રૂઠી (રીસાઇ) જાઓ તે સાભળી-ને કૃષ્ણ વદે છે કે તારૂ વેણ ગયુ ! હવે હુ જાવુ (જાઉં) છુ અથવા મારે જાવુ-જવુ. ત્યારે મન કૃષ્ણને વાગ છે કે તમારે રીસાવુ ન જોયે (જોઇએ)

૧૯૧ કોઇએ હરિને મનાવ્યા અને કોઇએ ભીમને મનાવ્યા ભીમા-ભીમને ખરે ઇ૦-કવિ કહે છે કે, ખરે ! વાકવિના શેર (વાઘ)ને કેદે (કેદમા)

સહુ શ્યામ માળે ચડી યુદ્ધ ભાળે,<br>
સુકૃષ્ણા નિહાળે પતિ દુઃખ સાલે;<br>
અરે મેં ડુજાળે વૃકો નાખ્યો વા'લે,<br>
કર્યું શું મરાળે વિશાળે કરાળે. ૧૯૨

જદુનાથ દાખ્યા વિચારો ન રાખ્યાં,<br>
પતિ કષ્ટ પાખ્યા ભલા જોત ભાખ્યાં,<br>
અરે દીનનાથ કીધાં કુડ કાથ,<br>
પતિ દુ ખ હાથં દીધાં મૂર્ખ માથ ૧૯૩

---

ધાતો, તે રીતને વનજી (વલ્લભ કવિ) વણોડે છે અને તે તેને વાર (સારૂ–ઠીક) વેદે (જાણે) નહિ–તે તેને ઠીક કહેતો નથી

૧૯૨ ભીમને યુદ્ધમા છેલ્લો ઊભો રાખેલો જોઇ દ્રૌપદીને પશ્ચાતાપ થયો તે વર્ણવે છે સહુ ઇ૦–બધી સ્ત્રીઓ યુદ્ધ જોવાને બાંધેલા વૃક્ષાદિ ઉપરના માળામા ચઢીને યુદ્ધ ભાળે છે, તે વખતે સુકૃષ્ણા (સારી દ્રૌપદી) પણ તે નિહાળે છે અને તેને પોતાના પતિનુ દુ ખ સાલે છે તે બોલી કે, અરે! મરાળ (હ સ) જેવી ચાલ વાળીએ, વિશાળ નેત્ર વાળીએ, પણ કરાળ (વિકાળ) હૃદય વાળીએ મેં વા'લે (વાહાલપણુ બતાવીને) વૃકો (વૃકોદર)ને કુજાળે (નઠારી જાળમા–ઉત્તા ઊભા રહેવા રૂપી ફાંદામા) નાખીને શુ કર્યું!–કેવુ ખોટું કામ કર્યું! અથવા મરાળા વગેરે દાસીઓના નામ હોય તો હે મરાળે! હે વિશાળે! હે કરાળે! એમ તેમને સબોધન કરીને કહે છે, એવો અર્થ કરવો

૧૯૩ જદુનાથ ઇ૦–જો મેં જદુનાથે દાખ્યા (દાખેલા–બતાવેલા) વિચારો ન રાખ્યા (માન્ય ન કર્યા) હોત, તો મારા પતિને હુ કષ્ટ પાખ્યા (કષ્ટ વિનાના) અને ભલા ભાખ્યા (બીજાઓએ સારા વખાણેલા) જોત! પણ અરે! દીનનાથં (હે દીનાનાથ!–ભગવાન) મેં કુડ કાથં (કપટ ભરેલા કથન) કીધા (કર્યા), અને મેં મૂર્ખ (મૂર્ખાએ) પતિ માથ (પતિને માથે) હાથ (હાથ કરીને) દુ ખ દીધા!

દિપો ના કુપુચ્છે રૂંધ્યો ભૃંગ ગુચ્છે,
રહ્યાછો અરૂચે જદા નાહિ રૂચે,
કર્યું મે નઠારૂં હવે શું વિચાર,
દુ:ખો દાખી મારૂ વૃથા ધ્યાન મારૂ ૧૮૪

બળો સર્વ સારૂ ચિતે ચાહ્યુ ચારૂ,
પિધુ કષ્ટ પ્યારૂ હવે શુ સમારૂ,
વદી એમ વામા રડે શાણી શામા,
તજ્યા સૌ ઉધામા સજ્યા ના વિસામા. ૧૮૫

ભજ્યા નાહિ કૃષ્ણ તજી સર્વ તૃષ્ણ,
વખોડે સુકૃષ્ણુ બુરા માની પ્રશ્ન,

---

૧૮૪ વળી દ્રૌપદી ભીમને ઉદ્દેશીને કહેછે દીપો ઇ૦–તમે બ્યૂહન કુપુચ્છે (નઠારા પૂછડાના ભાગ ઉપર) દીપો ના (નથી શોભતા) જેમ ભૃંગ (ભમરા)ને ગુચ્છે (કમળના ગુચ્છમા) રૂધ્યો (રોકી દીધો) હોય તેમ જદા (જ્યારે– જો કે) રૂચે નાહિ (તમને એ સ્થળમા ઊભા રહેવુ રૂચતુ નથી) તથાપિ તમે અરૂચે (ન રૂચતા છતા પણ) રહ્યા છો (ત્યા ઊભા છો)! દુ:ખો ઇ૦–મારા મનના દુ:ખો એ પ્રમાણે દાખીને હવે હુ ધારૂ છુ કે મારૂ ધ્યાન વૃથા (મિથ્યા) છે અર્થાત્ મારી જે નજર પોહોચી હતી–અને જે યોગ્ય અને સારૂ લાગતુ હતુ તે મિથ્યા હતુ અથવા દુ:ખો જણાવી હુ હવે મિથ્યા મનન કરૂ છુ

૧૮૫ બળો ઇ૦–જેને મે ચિતે (મનમા) ચારૂ (સુદર-સાર) ચાહ્યુ (મા નુ હતુ તે સર્વ મારૂ સારૂ બળો (બળી જાઓ)! મે કષ્ટનેજ પ્યારૂ (વાહાલુ) ગણી પીધુ છે, હવે હુ શુ સમારૂ !–જે વાત બની ગઇ તેમા શો સુધારો કરી નાકુ વળી ઇ૦–તે વામા (સ્ત્રી)–શાણી શામા (શ્યામા– દ્રૌપદી) એમ વદીને રડે છે તથા તેણે સૌ (પ્રકારના) ઉધામા (યત્ન) તજ્યા –પણ (તેથી) તેણે વિસામા સજ્યાના–તેના મનમા વિશ્રાતિ ઉપજી નહિ

ન કોઈથી બોલે ધરી દુ ખ ડોલે,<br>
ડબૂચો ન ખોલે ભલો તોલ તોલે ૧૮૬

તશો ભીમ પૂઠે પિસે પાણિ મઠે,<br>
હવે કર્ણ રૂઠે ડરે શૂર જૂઠે;<br>
મળ્યા સેન બીચે શરો દાત સિંચે,<br>
મરે શૂર મીચે નહીં નેત્ર મીચે ૧૮૭

---

૧૮૬ ભજ્યા ઈ૦–દ્રૌપદીએ કૃષ્ણ ( કૃષ્ણને ) ભજ્યા નાહિ–તેણે મનથી તેનો આદર ન કર્યો, અને સર્વ તૃષ્ણ ( બધા પ્રકારની ઈચ્છાઓ ) તજીને તથા કૃષ્ણના પ્રશ્ન (પ્રશ્નને–વાતચિતમા જે એક બીજાને પૂછવુ કરવુ તે) બૂરા ( બૂરો ) માનીને સુવૃષ્ણુ–તે સારા વૃષ્ણિને ( વૃષ્ણિ કુળમા ઉત્પન્ન થયેલા કૃષ્ણને ) વખોડે–નિંદે છે ડબૂચો ઇ૦–પોતાના મનનો ડમૂચો તે ખોલતી નથી–મનમાની વાત કોઇને કહેતી નથી, પણ ભનો તોલ તોળે છે–સારા ગભીરપણામા રહેછે

૧૮૭ કવિ હવે ભીમની દશા વર્ણે છે તશો ઇ૦–તશો (તેવોજ–દ્રૌપદીના જેવોજ ખિન્ન થયેલો ) ભીમ પૂઠે ( બ્યૂહની પાછળ ) રહીને મૂઠે (મૂઠીવતે) પાણિ ( હાથ ).પીસેછે–દબાવે છે ક્રોધની ચેષ્ટા કરેછે । હવે ઇ૦–હવે કર્ણ રૂઠે ( રીસે ભરાય )૦છે, કેમકે શૂર હોય તે શુ જૂઠે કપટથી ડરે છે? નથીજ ડરતા નિરતર ભીમ યુદ્ધમા આગળ ઉભો રહેતો હતો પણ આજ જ્યારે દુ શાસનનુ રૂધિરપાન કરવાની તેણે પ્રતિજ્ઞા કરી છે ત્યારે તે છેલ્લો ઉભો રહ્યો છે તેથી એમા કપટ છે એમ જાણીને પણ કર્ણ ડરતો નથી એમ અભિપ્રાય છે અથવા, શૂર હોય તે જૂઠા થવાથી ડરે છે–કરલી પ્રતિજ્ઞા પાર ન પડવાથી ડરે છે માટે હવે જ્યારે પરસ્પર સેના સામ સામે સજીને ઉભી રહી ત્યારે પોતાને ક્રોધ કરવાનો સમય વિચારી કર્ણ રૂઠે છે અથવા, કર્ણ રૂઠે છે તેથી શૂર ( ભીમ ) જૂઠે ( પ્રતિજ્ઞા ન પળાનારૂપ જૂઠથી ) ડરે છે મળ્યા ઇ૦ હવે સેનની બીચે (વચમા–માહે ) જેઓ મળ્યા છે તે દાત ( ઇંદ્રિય દમન શીળ–અર્થાત્ દૃઢ મનના શૂરા શત્રુઓ ઉપર શરો સીંચે છે–બાણ છોડે છે, શૂર હોય છે તે મીચે (મરણ પ્રાપ્ત થયે) મરે ખરા પણ નેત્ર મીચે નહિ–તેઓ તો ફાગી આખેજ મરે છે એ તેમના વીરત્વની નિશાની છે

વદે કર્ણ ભીમાં ધર્યા શાં નીમાં,
શમ્યો કયાંહી સીમાં વળ્યા નાહિ વીમાં;
દુઃશાસન આ જો ઉભો તંન તાજો,
દદામાં શું વાજો તજી પાર્થ માજો. ૧૯૮

વદી એવી વાણી ધર્યું તીર પાણિં,
કયે કોણ કા'ણી સુવાણી અજાણી;
દુશાસન કે'તો અરે મૂઢ ચેતો,
વહે ભાર વે'તો હલેતા હવે તો. ૧૯૯

---

૧૯૮ ભીમને યુદ્ધની પછવાડે રહેલો જોઇને કર્ણ શું બોલ્યો તે વિષે કહે છે. વદે ઇ૦—કર્ણ વદે છે કે હે ભીમા! તેં શા નીમાં (નિયમ) ધર્યાં હતા! અને તું કયાંહી (અર્થાત્ કદી) સીમા (હદ)મા શમ્યો (શાંત થયો–ખળાઇ રહ્યો.) તારા વીમા વળ્યા નાહિ–તેં જે વીમો નાખ્યો હતો (દુઃશાસનનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી હતી) તે વળ્યો નહિ–ભરીપૂરી અપાયો નહિ. (દુઃશાસનનો વધ કર્યો નહિ). દુઃશાસન ઇ૦—આ દુઃશાસન તન (શરીરે) તાજો ઉભો છે તે તું જો; હે પાર્થ! (કુંતી પુત્રો)! તમારી માઝા (મર્યાદા) તજીને તમે દદામો (નગારાં) શું વાજો (વગાડો) છો?

૧૯૯ વદી ઇ૦—કર્ણે એવી વાણી વદીને પાણિ (હાથ)માં તીર ધર્યું (લીધું). કવિ કહે છે કે એ વખતના એના પરાક્રમની કહાણી કોણ કથે? સુવાણી (સારી વાણી–સરસ્વતી) તો અજાણી પડી! અથવા, તેમને (વીર પુરૂષોને) સુવાણી (મીઠી વાણી) તો અજાણી–અર્થાત્ કઠોર વચનજ તેઓ બોલતા હતા! દુઃશાસન ઇ૦—હવે દુઃશાસન પાંડવોને કહે છે કે, અરે મૂઢ! તમે ચેતો–સમજો (અને અમારે શરણ થાઓ), કેમકે હે હલેતા! (નાદાન!) હવે (આ કર્ણ આવ્યો ત્યારે) યુદ્ધનો ભાર તો જે વેહેતો હોય તેજ વહે, તમે તો નાદાનજ છો (એટલે વહી શકવાના નથી): અર્થાત્ તમારાથી શું પરાક્રમ થવાનું છે! પરાક્રમ થવાનું હોય તો ભીમ પ્રથમ મને મારવાની પ્રતિજ્ઞા કરીને પછી ઉકરાદી કરી સેનની પાછળ સતાઇ પેસે! એ વ્યંગ છે.

શું લોહી અમારૂં પીએ એવું ધાર્યું,
તદા હું વિચારૂં ગયો ક્યાં ભગારૂં;
મુખે એમ ભખી ઝનૂનેજ ઝંખી,
ધનુ બાણ ધખી ઉરાડ્યાં શું પંખી. ૨૦૦

શકુનિ ગુમાની વદે વ્યર્થ બાની,
જમે મારો વાની અભિમાની માની;
હરીને તિ નદે સુરો સર્વ વદે,
ફસાયો શું ફંદે અજાનંદ કંદે. ૨૦૧

કુરાજા કુરુનો તદા મૂકી માઝા,
સમાજા બિચે બોલનો શું અકાજા;

---

૨૦૦ શું ઇ૦-વળી તે કહે છે કે, ભાગ શું અમારૂ લોહી પીએ એવું તેણે ધાર્યું છે? અને ધાર્યું છે તદા (ત્યારે) તે ભગારૂ (નાશી જનારો) ક્યાં ગયો-કેમ પીવા આવતો નથી તે હું વિચારૂં છું ભખી-ભાખીને ઝનૂને-ઝનૂનમા આવીને-ક્રુરક્રોધથી ઝંખી-ઝંખના કરીને (શત્રુને મારવાની) ધનુ ઇ૦-પછી તેણે ધનુષ્ય ઉપર બાણ ચઢાવી તેને ધખાવીને (ઘણુંકરીને ઓવારીને) બાણ છોડવા માંડ્યાં-જાણે પંખીના ઉડાડ્યા હોય તેમ તે બાણ ઊડવા લાગ્યા.

૨૦૧ હવે દુષ્ટ ચતુષ્ટયમાના ત્રીજા પાત્ર શકુનિનું વર્ણન કરેછે, શકુનિ ઇ૦-ગુમાનવાળો શકુનિ, જે અભિમાની (મારા સમાન બીજો નથી એમ માનનારો) અને માની (પોતાના મનથી પોતાને મોટો માનનારો) છે તથા જે સારી વાની (પકવાન વગેરે) જમે છે અર્થાત્ બેનને ઘેર રહીને રાજધન ખાઇ પીને પુષ્ટ થયો છે, તે વ્યર્થ બાની બોલેછે-પરાક્રમ કરવાનું સામર્થ્ય ન છતાં તેની વાણી બોલેછે હરિને ઇ૦-વળી તે જેમ અજ્ઞ (માયા-કપટ)થી ગગનના આનંદના કંદ જેવા ફંદમાં શું (જાણે-જેમ) ફસાયો હોય-જેમ પાસાના કપટ-દાવથી તે પાંડવોને જીતી ગયો હતો તેવીજ રીતે અહી પણ જીતી જઇશ એમ મનમાં ખુશી થતો હોય તેમ, સર્વ સુરો (દેવો) વદે છે તે હરિને તિ (તે-શકુનિ) નદે (નિંદે છે)।

ન જાણ્યુ અમારૂં બળા બળ માણ્યુ,
અજાણ્યુ કથ્યા શું સનાણ્યુ અજાણ્યુ. ૨૦૨

ન હાથો દીઠા મૂઢ લાજ્યોજ ભાથો,
ન કાથો કમાયા થઈ વ્યર્થ ગાથો,
લૂંટ્યા છો ભલી ભાતથી રે દુલ્યાછો,
અમૂલ્યા હતા તે હવે તો મૂલ્યાછો ૨૦૩

અકામા થયા કૃષ્ણની ઇચ્છી કામાં,
ન સામા થયા, શે કીધા'તા ઉધામાં;
નરામા થયા રે થયા મૂઢ રામા,
દદામા દિયો શુ બની મર્દ શામા. ૨૦૪

---

૨૦૨ હવે દુર્યોધન બોલેછે કુરાજા ઈ૦–પછી કુરૂનો (નઠારો રાજા–દુર્યોધન) માત્ર મૂકીને સમાજ (સૈન્યના સમુદાય મધ્યે) અકાજ (અકાર્ય રૂપ–ન ઘટે તેવુ) શું બોલતો–બોલે છે (તે કહીએ છીએ) તે બો'યો કે, અમારૂં બળાબળ (બળવાનપણુ કે નિર્બળતા) તમે માણ્યુ છે–ઘણીવાર તમે અમારા બળનો સ્વાદ ચાખેલો છે તથાપિ તમે શું ન જાણ્યુ કે જેથી તમે (દુ શાસનનુ રૂધિર પીવા રૂપ) અજાણ્યુ (અજાણતા) કથ્યા–એ કામ કેટલું વિકટ છે તે જાણ્યા વિના બોની બેઠા! વારૂ તે અજાણ્યું કામ તમે સનાણ્યુ (સારી રીતે અજમાવી જોયુ છે) શું? તમે કરેલી પ્રતિજ્ઞા વગર વિચાર્યે કરી છે માટે તે પાર પડવાની નથી, એ ધ્વનિ છે

૨૦૩ ન ઈ૦–હે મૂઢ! તેં મારા હાથો દીઠા નથી, પણ તારો ભાથો માત્ર લાજ્યો છે!–તે યુદ્ધમા પાછળ રહીને ભાથાને લજવ્યો છે! અને તમે પ્રતિજ્ઞા કરીને કાઇ કાથો (કાથ–માલ) કમાયા નથી, પણ તમારી ગાથો (ગાથા–વાત–પ્રતિજ્ઞા–વચન) વ્યર્થ થઈ છે! તમે ભલીભાતથી લૂંટ્યા છો અને દુલ્યા (ડુલ્યા) પણ છો, તથા પ્રથમ તમે જે અમૂલ્યા (મૂલ્ય રહિત) હતા તે હવે મૂલ્યા (મૂલ્યવાળા) થઇ ગયા છો

૨૦૪ અકામા ઇ૦–તમે કૃષ્ણની કામા (ઇચ્છા)ને ઇચ્છીને અકામા નકામા થયા છો અર્થાત્ કૃષ્ણને અનુસરીને તમે નકામા થઇ ગયા છો જો તમે

ન નામા થયા કુંતીએ જન્મી વામાં,
અ ગામા થયા શિથિલા સર્વ ગ્રામાં,
વદે દુષ્ટચતુષ્ટ એવુ મદથી,
રદે હોઠ દાબી દબાવી દદથી ૨૦૫

ઉચારે અનાચાર ના તે વિચારે,
ન ધારે સમાચાર કેવા સવારે,
ન હારે હરિ હાર કંઠે જિ ધારે,
ન ક્યારે અશા શાર શારે અસારે ૨૦૬

---

સામા ન થયા-સન્મુખ આવીને યુદ્ધ કરવા ઊભા ન રહ્યા તો પ્રતિજ્ઞા કરવાના ઉધામા શે કીધા હતા? રે! તમે નરામા (રામ-બળ વગરના) થયા છો અને હે મૂઢ! રામા (સ્ત્રીરૂપ) થયા છો-અર્થાત્ બાયલા બની ગયા છો. તમે મર્દ (મટીને) શામા બની ગયાછો તેમ છતા શુ (મો લેઇને) દદામા દિયો છો-યુદ્ધના નગારા વગાડો છો?

૨૦૫ ન ઈ૦-તમે ન નામા થયાછો-તમારૂ નામ (કીર્તિ) નાશ પામ્યુ છે અને કુંતીએ તમને (મર્દ નહિ પણ) વામા (સ્ત્રીઓ) જન્મી છો. તમે જે અગામા (કોઈને ગમ્ય નહિ એવા- કોઇ જેના સામો ચઢી શકે નહિ એવા) હતા તે શિથિલ બનીને સર્વગામા (સર્વે જેના સામે જઇ શકે એવા) થયા છો દુષ્ટચતુષ્ટ-ચાર દુષ્ટોનું ટોળુ-ચંડાળ ચોકડી મદેથી-મદથી રદે ઈ૦-રદે (દાંત ઉપર) હોઠને દાબીને અને તેને દદેથી (બીજા દાંતવડે) દબાવીને વદે છે (ઉપલા ચરણ સાથે અન્વય)

૨૦૬ ઉચારે ઇ૦-એ રીતે કર્ણ વગેરે ચાર દુષ્ટો અનાચાર (અધર્મયુક્ત) વચનો ઉચારે છે પણ તે વિચારે ના-વિચાર કરતા નથી, તેમ બીજે દહાડે કેવા સમાચાર થવાના છે તે પણ ધારતા (વિચારતા) નથી પણ કવિ કહે છે કે, ન હારે ઈ૦—જે પુરૂષો હરિ રૂપી હાર કંઠે ધારે છે તે હારતા નથી અને તેઓ ક્યારે પણ અસારે-સામો પુરૂષ સારો ન હાય તોપણ-અથવા અસારને જોઇને અશા (આવા) શાર શારતા નથી એવા મર્મવેધક વચનો બોલતા નથી અથવા, અસાર (તુચ્છ-હલકા) શાર શારતા નથી

કવીશો કથે ત્યા વદે શુ રવીશો,
પવીશો મથે જ્યા બદે શુ ન વિશો,
ખવીશો જ્યે કના કદે શુ રવીશો,
હવીશો હયે યા રદે શુ જવીશો ૨૦૭

---

૨૦૭ અર્જુનના આગળ કર્ણની તુચ્છતા બતાવતા કવિ કહેછે કે, કવીશો ઈ૦–'જ્યા ન પોહોચે રવિ ત્યા પોહોચે કવિ' એનો અનુવાદ છે— જ્યા કવીશો (કવીશ્વરો) કથે (વર્ણે છે) ત્યા રવીશો (સૂર્ય સરખો) શુ વદે ? (શુ વર્ણન કરી શકે ?) કહેવતનો અર્થ તો એમ છે કે સૃષ્ટિના જે ભાગમા સૂર્યની ગતિ નથી તેનુ પણ વર્ણન કવિ પોતાની કલ્પનાથી કરી શકે છે, તથાપિ અહીં વર્ણન રૂપ સમાન કાર્યમા કવિ રવિની સરખાવટ વચ્ચમે કરી જણાય છે અથવા, કવીશો–કવિ સરખો અર્જુન જ્યા બોલવા માડે ત્યા રવિના સરખો (રવિપુત્ર હોવાથી) કર્ણ શુ વદે ? (બોલી શકે ?) પવિ ઇ૦ –જેના આગળ પવીશો (વજ્ર સરખો) કઠણ પુરૂષ પણ મથે (જીતવાને યત્ન કરતા મથન કરવુ પડે), ત્યા વિશો (બિસ–કમળના તતુઓ) શું ન બદે ? અર્થાત્ જેનાથી વજ્ર થાકી જાય એવા અર્જુન આગળ કમળનાળ સરખા નિર્બળ કર્ણના શા ભાગ છે કે તે તાબે ન થાય ! ખવીશો ઇ૦–જ્યા ખવિ (એ નામના પ્રેત) શો (સરખો) જ્યે (જગ્વે–ખાવા માડે) ત્યા રવીશો (વલોણુના વાસ સરખો) શુ કદે ? (મારે ? કદ્–મારવુ) અથવા જ્યા ખવીશો (ખાઇ જાય એવા ભૂત) જ્યે (ભળ્યા હોય ત્યા રવીશો (રુદ્–રડવુ રડા રડતો)–ગરીબ માણસ હોય તે શુ કદે ? શુ નિકંદન કરે ? શી ધાડ મારે ? અર્થાત્ અર્જુન જેવા ખવીશ આગળ કર્ણ જેવો રવી (રોતો) શુ કદન કરવાનો છે ? હવીશો ઇ૦–જ્યા હવિ (પાણીના પ્રવાહ જેવો દ્રવિત્–પાણી) હયે (હતે–મારે) અર્થાત્ પાણીનો મારો થાય અને નદીના તટ ખોદાઇ જાય ત્યા જવી (ઘોડા કે બીજી વેગવાન્ વસ્તુ) શો (સરખો) શુ રદે (ખા૦) ? અર્થાત્ બીજા બધા વેગવાળા પદાર્થો કરતા પાણીનો વેગ જરૂરના મૂળ ખોદવામા અને ભૂમિને ખાઈ નાખવામા જેમ બળવાન છે તેમ કર્ણ કરતા શત્રુઓના મૂળ કાઢવામા અર્જુન બળવાન છે

## પાર્થ પ્રતિઉત્તર કથન તથા
## સુયોધનસેનપરાજય.

### સવૈયા.

અરજુન કહે નવ મૂઢ બનો
મન ગૂઢ ડરો બકવા કરતાં,
શરજોર સહો પછી બોલ કહો
બહુ તોલ રહે સૂરતા સરતાં;
વદી એમ તીરો વડ વીર બની
હરિ ધીર ધરી ધનુતા ધરતા,
શર એકથકી ધનુ કર્ણ વિખ—
ડિત ધર્ણ બીજે ગ્યી હા! હરતા ૨૦૮

---

૨૦૮ વિષય કથન પાર્થ ઇ૦—દુષ્ટચતુષ્ટયના વચન સાભળી પાર્થે (અર્જુને) પ્રતિઉત્તર કહ્યા તે તથા સુયોધન (દુર્યોધનની) સેન (સેના)-નો પરાજય, એટલી હકીકત આ સવૈયાઓમા છે સવૈયા–દુમિલા ૭૬ અરજુન ઇ૦—અર્જુન કહે કે કે તમે મનમા મૂઢ ન બનો અને બકવા કરતાં ગૂઢ (ગુપ્ત રીતે) ડરો–બકવા કરવાથી ગૂઢ ડર છે તેને જાણો. અથવા હે ધુડ સઙ્ખા કે રે ઘૂરો! બકવા કરતા ડરો તમે મારા શર(બાણ)નુ જોર સહો (સહન કરો) પછી બહુ બોલ કહો, કેમકે શૂરતા (શૂરપણુ) સરતા (પારપડતા–સિદ્ધ થતા) તોલ રહે–જો તમે શૂરપણુ બતાવી વિજય પામશો તોજ તમારો તોલ રહેશે વદી ઇ૦—એમ વદીને હરિ (અર્જુન) વડ (શ્રેષ્ઠ) વીર બનીને અને ધીર ધરીને તીરો અને ધનુતા(અથાત્ ધનુર્ધારીપણુ) ધરતા એક શરથી કર્ણનુ ધનુ (ધનુષ્ય) વિખડિત કર્યું–કાપી નાખ્યુ, અને બીજે શરે હા! (અરે!) ગ્યી (કર્ણને) ધર્ણ (ધરણી–પૃથ્વી) ઉપર હરતા (હણતો) મારી પાચો અર્થાત્ કર્ણનો રથ ભગ કરીને તેને પૃથ્વી ઉપર પાડી નાખ્યો

તૃતીયે શકુનિ રથ ભંગ કરી
ભભકારથી શંખ વગાડત હો,
ચતુરે ચતુરોજ દુશાસનનો
રથ સારથિ સાથ સુપાડત હો;
કરિગ્રીવ રહ્યો દુરજોધન તે
દિન કીરટ કીરટ કાંડત હો,
ગરજી ધનુ ગાંડિવને સરજી
હરિ દુષ્ટચતુષ્ટય તાડત હો. ૨૦૯

મુનિ બેતણું પૂજન ના વીસર્યો
તહિં સાધિ શરો વિરથી કરતો,
વળી સેન તમામતણી ચલના
વલના વર બાણથી સંહરતો;
ધર્યો શંખ પછે દ્વય મીત મળી
સ્વર એક કરી હરિ વિચરતો,
હરિ હાર્યો નરો થિરતોજ ગતિ-
વત, તોય ન સૂત સુતો ડરતો. ૨૧૦

---

૨૦૯ તૃતીયે-ત્રીજે બાણે. ચતુરે-ચોથે બાણે. ચતુરોજ-ચતુર એવો અર્જુનજ. અથવા ચોથા દુઃશાસનનો રથ. કરિગ્રીવ-હાથીની ગ્રીવા (ડોક) ઉપર-અર્થાત્ હાથી ઉપર. અથવા વ્યૂહરચનાના હાથીની ગ્રીવાના સ્થાનમાં. કીરટ ઈ૦-કિરીટી (અર્જુન) તે દુર્યોધનનો કિરીટ (મુકુટ) કાડત (કાઢેછે)! અર્થાત્ પાંચમે બાણે અર્જુને દુર્યોધનના ગાથાનો મુકુટ ઉતારી દીધો! ગરજી ઇ૦-એવી રીતે હરિ (અર્જુન) ગરજીને (ગર્જના કરીને) અને ગાંડિવ ધનુષ્યને સરજીને (તૈયાર કરીને-અથવા તે દ્વારા બાણ છોડીને) તે દુષ્ટચતુષ્ટયને તાડત (તાડન કરેછે-મારે છે).

૨૧૦ અર્જુન પ્રથમ દુષ્ટચતુષ્ટયને તાડન કરીને પછી કૃપાચાર્ય તથા અશ્વત્થામાને તાડન કરેછેઃ મુનિ ઈ૦—તે બે મુનિ (કૃપાચાર્ય તથા અશ્વત્થા-

વિધિ જે અરજુન કરી ધરી કે-
શવ તે સૂતપૂત ભલી ભણિયો,
દીનતા નવ દાંત વશી મનમાં
કરી ના હરિ પારથ તો ગણિયો;
ઝટ સાવધ કર્ણ થઇ કિરીટી-
પર બાણ અમાપ મૂકે રણિયો,
શકુનિ દુરજોધન ત્યાંહી દુશા-
સન તીર ધરી વીરતા શણિયો. ૨૧૧

---

આ )નું પૂજન કરવું ( બાણ મારીને ) તહિં ( ત્યાં ) વીસર્યો નહિ, પણ તે મના પ્રતિ શરો ( બાણો ) મારીને તેમને વિરથી કરતો ( રથ વિનાના કરી નાખતો ). અર્થાત્ તેમના રથ ભાગી નાખ્યા. અર્જુન બીજુ શું કરતો હતો ? વળી ઈ૦—વળી તે તમામ સૈનની ચલના વલના ( ચલન વલન ) વર ( ઉત્તમ ) બાણથી સંહરતો ( નાશ કરતો ). ધરી ઇ૦—પછે ઉપ બન્ને મીત ( મિત્ર–કૃષ્ણ અને અર્જુન ) મળીને હાથમાં શંખ ધરીને તેનો એક સ્વર કરીને હરિ ( અર્જુન ) વિચરતો ( રણ ભૂમિમાં ફરતો–ફરવા લાગ્યો ). વળી તે હરિ ગતિવત ( ગતિવાળા ) હાથી અને નરોને થિરતો ( સ્થિર કરી દેતો ), તોય સુતસુતો ( સૂતપુત્ર–કર્ણ ) ડરતો નહિ. અથવા હરી–નાશ કરી.

૨૧૧ વિધિ ઈ૦–કેશવ (વિષ્ણુ)ની સાહતા ધરીને અર્જુને જે વિ-ધિ કરી તે વિધિને સૂતપૂત (સૂતપૂત–કર્ણ) ભલી રીતે ભણ્યો–તેનો પ્રતિકાર કેમ કરવો તે તેણે સારી રીતે જાણ્યું. તે દાંત (ઇંદ્રિય દમનશીલ–દૃઢ મનના કર્ણ)ના મનમાં કશી દીનતા વશી નહિ, અને તેણે હરિ (કૃષ્ણ અને પારથ (પાર્થ–અર્જુન)ને ગણ્યો નહિ! કિરીટી–અર્જુન. રણિયો( ઋણી )–કરજ ધી-રનાર–લેણદાર હોય તેવો અથવા રણીઓ–રણમા યુદ્ધ કરનાર. શકુનિ ઇ૦–શકુનિ વગેરેની પણ તીર ધરીને વીરતા શણી–સાંભળી. અર્થાત્ તીર લઈને એ-વું પરાક્રમ કર્યું કે તેથી તેમની વીરતા વખણાઇ!–અપરા પ્રથમ તટસ્થ રહીને કર્ણની વીરતા સાંભળી.

ધરમે શકુનિ તવ તો વરિયો
રણ સાત્યકિ રાય ભણી નમિયો,
સહદેવ દુશાસન સાથ વઢે
અતિ પારથ કર્ણ સમો શમિયો;
ગુરૂપુત્રની સન્મુખ છે દ્રુપદા-
ત્મજ છે નકુલો કૃપને ગમિયો,
વિધિ એ વઢતા નવ કો નરતા
નર છાવરતા વરતા વમિયો. ૨૧૨

નગ કો પનગો જળ કો બળ કો
કરી વાયુતણાં શર સાધત ત્યાં,
વજ્રે ગરૂડે સર્નેશ વરશી
વર સર્પથકી શર બાધત ત્યાં;
અગનિ હરનાં વિધિ ઈંદ્રતણાં
શર ભારતિના શર ભાજત ત્યાં,
ઉદકે ભસમે હરિ વૃત્રથકી
હર્ગો વલભ તા શર ગાંજત ત્યાં. ૨૧૩

૨૧૨ દ્રોણ કોની સાથે યુદ્ધ કરતા હતા તે કહે છે. ધરમે ઈ૦—ધરમે (યુધિષ્ઠિરે) તવ (તે સમયે-યુદ્ધ સમયે) રણ (સંગ્રામમાં) શકુનિને વરિયો (વર્યો)-પોતાની સાથે લડનાર તરિકે પસંદ કર્યો. રાય-દુર્યોધન સમો શમિયો-બરોબરીઓ અર્થાત્ કર્ણ સામે અર્જુન થયો. ગુરૂપુત્ર (દ્રોણસુત)—અશ્વત્થામા. દ્રુપદાત્મજ (દ્રુપદ રાજાનો આત્મજ-પુત્ર)-ધૃષ્ટદ્યુમ્ન. વિધિ ઈ૦—એ વિધિથી તે નર વઢતા હતા તેમાં કોઈ નરતા (નબળા) નહોતા, તેઓ એક બીજાની વરતા (ઉત્તમતા)ને છાવરતા (ઢાંકતા) હતા—એક બીજાના કરતા સરસ થતા હતા. વમિયો—અગ્નિરૂપ યોદ્ધાઓ? (વન્હિ-અગ્નિ). અથવા બાધાર્થી બાણનું વમન થતું હતું તેને છાવરતા.

૨૧૩ આમાં યુદ્ધ વર્ણવે છે. નગ ઈ૦—કોઈ યુગ બળ કરીને નગ (પર્વતાસ્ત્ર), પનગો (પન્નગાસ્ત્ર-સર્પનું બાણ), જળ (વરુણાસ્ત્ર), અને વાયુ

વિધિ એ નિધિ તો ઉલટચો ભર-
તી બિચ, કો શઢ કો કૂપના રૂપ છે,
જળમાણ અજાણ વિષે ડૂબતા
કઇ પટ્ટિશના રૂપ તદ્રૂપ છે,
રથ નાવ ભવા ચકરો વર શ-
ખજ કૌસ્તુભ રૂપ અનુપમ છે,
રતનાકર છે લખમીપતિ છે
કવિ વલ્લભ વિધિ રૂપારૂપ છે ૨૧૪

---

(પવનાસ્ત્ર)ના શર (બાણ) સાધત સાધતા—શત્રુને અનુનક્ષીને છોડતા હતા, શત્રુઓ તે શરને (બાણોને) અનુક્રમે વજરે (વજ્રાસ્ત્રથી), ગરૂડે (ગરૂડાસ્ત્રથી), વર સમીરો વરસીને (ઘણો વાયુ છોડીને—પવનાસ્ત્ર મૂકીને), અને સર્પપકી (નાગાસ્ત્ર) મૂકીને તે શરને બાધત (બાધતા—અટકાવતા હતા) વળી શત્રુઓના જો અગ્નિના (અગ્ન્યસ્ત્ર), હરના (પાશુપતાસ્ત્ર), વિધિના (બ્રહ્માસ્ત્ર), અને ઈંદ્રના (ઈંદ્રાસ્ત્ર) અને ભારતીના (દૈવ્યસ્ત્ર), એવા શર ભાજત (સૈન્યને ભગાડતાં,) તો સામાવાળા તે અસ્ત્રોને અનુક્રમે ઉદકે (મેઘાસ્ત્રથી), ભસમે (ભસ્માંસ્ત્રથી), હરિ (નારાયણાસ્ત્રથી), અને વૃત્રપકી (વૃત્રાસ્ત્રથી) હરીને, વલ્લભ કહે છે કે તા (તે) શરવડે તેઓ શત્રુને ગાજતા હતા

૨૧૪ વિધિ ઇ૦—એ વિધિએ નિધિ (સમુદ્ર) ઉલટચો અને તેની ભરતીની વચ્ચે કોઇક શઢના અને કોઇક કૂપ (વાહાણના કૂવા)ના રૂપ છે—નિશાન એ શઢ અને રણસ્તંભ એ કૂવાના રૂપ છે જળ ઇ૦—કઈ પુરૂષો અજાણતા આવી લાગેલા બાણરૂપી જળમા અથવા જળમાણ (વરૂણાસ્ત્ર) મા ડૂબતા હતા—નાશ પામતા હતા વળી યોધાઓના પટ્ટિશનામે ફરસીના આકારના રૂપ તદ્રૂપ (તે આકારના) મત્સ્ય જેવા છે રથરૂપી તેમા નાવ છે, રથના ચક્ર તે સમુદ્રના ચક્ર રૂપ છે, વર (ઉત્તમ) શંખ તે સમુદ્રમાના શંખરૂપ છે, રાજાઓના મુકુટના કૌસ્તુભ મણિનો ધૂપ (પ્રકાશ) તેજ રત્નાકરમાથી (સમુદ્રમાથી) નીકળેલુ કૌસ્તુભ રત્ન છે વળી તે રણસમુદ્ર રત્નાકર પણ છે (કેમકે તેમા અનેક નરરત્ન છે) તેમા લક્ષ્મીપતિ (નારાયણ) પણ છે કેમકે

મરજી વરતી વરતી ધીવરા-
રૂપ ના મરજીવ ન લે મુકતા,
હરજી વરતી અરજુન ભણી
અવલોકી વદે તજવી રૂકતા,
ભરપૂર ચઢયુ તવ સાગરનુ
રૂપ, પારથ નાગરતા ભુકતા,
શર પાચથકી શકુની વિરથો
કરી ચાર થકી નૃપતા ચુકતા ૨૧૫

નજરે સૂતપૂત નિહાળી રહ્યો-
જ દુશાસન ભૂમિ પડ્યો ડરતો,

---

લક્ષ્મીપતિ (કૃષ્ણ) ત્યા છે, વલ્લભ કવિ કહેછે કે રણ સગ્રામનો વિધિ તે સમુદ્રનીસાથે રૂપા રૂપ (બરોબર રૂપેરૂપ મળતુ આવે એવો હૂબેહૂબ) છે

૨૧૫ મરજી ઇ૦—એ રણસમુદ્રમા અર્જુનની વરતી (વૃત્તિ-ઇચ્છા) ધીવરારૂપ-માછી સરખી (મોતી કાઢવા માટે) થઇ છે કેમકે જે મરજીવ (મરજીવો) ન હોય તે મુક્તા (મોતી) લે નહિ અર્થાત્ માછી જેવી વૃત્તિ કરીને મરજીવો સમુદ્રમા પડે ત્યારે તે મોતી મેળવે છે, તેમ રણમા પણ મરજીવો (જીવની દરકાર ન રાખનાર) થઇને પડે ત્યારે યશ કે પરિણામે મુક્તિ મળે છે તે એવી મરજી વરતીને વરતી (વળતી) હરજી (કૃષ્ણ) અર્જુન ભણી અવલોકી (જોઇ) વદે છે કે હવે તારે રૂક્તા (દીન ચોરવાપણુ) તજવી અર્થાત્ કાંઈ કસર ન રાખતા તુ પરાક્રમ કર તવ (ત્યારે-પછી) સાગરનુ રૂપ ભરપૂર ચઢ્યુ-રણ સગ્રામ રૂપી સમુદ્ર ખરેખરો ઉછળવા લાગ્યો અને તેમા પારથ (અર્જુન) એ નાગરતા (ચતુરતા) નો ભુક્તા (ભોગવનાર) થયો અથાત્ નાગરતા (નગર વાસીપણુ ભોગવનાર જેમ શેઠ જેમ વેપાર માટે સમુદ્રમા પ્રયાણ કરે છે તેમ બાણ મારવામા નાગરતા (ચતુરાઈનો) ભોગવનાર-ધારણ કરનાર અર્જુન પણ સગ્રામ કરવા લાગ્યો શો સગ્રામ કર્યા? શર ઇ૦- પાચ બાણવડે શકુનિને વિરથો (રથ વિનાનો) કરીને ચારથકી (ચાર બાણવડે) નૃપતા ચુક્તા (દુર્યોધનનુ રાજાપણુ ચુકવી દીધુ-તેનો મુકુટ પાડી નાખ્યો)

કરણે સુણિયો કરણો વડ હ-
થ્થ વિના રથ તે મનમાં મરતો;
ચઢી તે ઘડી રીસ અપાર અવા-
રજ વાર હતું છતું તે કરતો,
રથ જ્યાંહિ બીજા વર આવી ઉભો
તવ સૂતતણો પૂત તો વરતો. ૨૧૬

પરતીગન તે કરતો સુણ પા-
રથ ના રથ ભાગ કદા કપદા,
રથી પારથ તુ વર સારથિ કે-
શવ તોય ન આપ સદા સપદા;
ભગવું જગવુ જુગતી રૂકતી
નહિ જો હરિ આજ અદા અપદા,
વદિ એમ વિધ્યો હરિ સારથિ રૂ-
પ જિ મા'રથિ માણ મદા મપદા. ૨૧૭

---

૨૧૬ અર્જુનનું બીજું પરાક્રમ કહેછે નજરે ઇ૦-સતપૂત (કર્ણ) નજરે નિહાળી રહ્યો અને (તેના દેખતાજ) દુઃશાસન ભૂમિ ઉપર પડયો પડયો (રથ ભાગ થનારી) કરતો હતો. વળી આપણે જે વડ હથ્થ (મોટા હાથવાળો-મહાબાહુ-બળવાન કરણો (કર્ણ) કરણે (કાને) સુણીઓ છે તે પણ રથ વિના મનમાં મરતો-મરવા જેવો થયો (અર્થાત્ ગ્લાનિ પામતો હતો). ચઢી ઇ૦-કર્ણને તે ઘડીએ અપાર અને અવાર (ન અટકાવી શકાય એવી) રીસ ચઢી અને તેનામાં જે વાર (પાણી) હતું તે ને છતું (પ્રકટ) કરતો. વરતો-પસંદ કરતો અર્થાત્ તેણે નવા રથને પસંદ કર્યો.

૨૧૭ પરતીગન ઇ૦-ને (કર્ણ) પરતીગન પ્રતિજ્ઞા કરતો કે, હે પારથ (અર્જુન) તું સુણ; કદાપિ તારો રથ ભગ ન થાય. કેમકે તે કપદા-કપદા-ક (અગ્નિ) પદ (આપેલ)-અગ્નિએ આપેલો છે; વળી તું (તારા સરખો) રથી છે અને કેશવ સરખા વર (ઉત્તમ) સારથિ છે, તોય આપ સદા સપદા (સ્થિર

[ ] અરજુન શરે કરીને શર તો-
ડત બોલત શુ બકતે વીરતા,
ધરિયે શર કાર્મુક તો વીરતા
વરના મીરતા બકવા શિરતા,
વદી એમ વિડાગ્ત જે તીર ધા-
રત મારતયોધ સહી ભિરતા,
વર સારથી શલ્ય ડગાવત પા-
રથ(તોય)મા'ગ્થી ના મૂકતો ધીરતા ૨૧૮

---

પગે ટકી રહેનાર) નથી!–મારા બાણોના પ્રહાર આગળ તમારાથી પગ ટકાવી ઊભુ રહેવાશે નહિ! (આ વચન કર્ણ ૨૩૦ મા પદ્યમા સિદ્ધ કરી બતાવ્યુ છે!) ભગવુ ઇ૦–'હુ તમને રણમાથી ભગવુ (ભગાવુ)' એ વાત તમને હુ પ્રથમથી જગવુ છુ (જણાવી દેઉં છુ), કાઈ જુગતિ (કપટ વગેરેની) કરતો નથી કે રૂકતી પણ રાખતો નથી, હે હરિ (અર્જુન)! હુ આજ તને અપદા (સ્થાન રહિત) કરી નાખુ છુ, મારી અદા (દુશ્મનાવટ અથવા બાણ મૂકવાની છટા) જો વદી ઇ૦–એમ વદીને હરિ, જે સારથી રૂપ થયો હતો તેને (કર્ણે બાણથી) વીધ્યો મા'રથિ ઇ૦–પછી કર્ણે અર્જુનને કહ્યુ કે, હે મહારથિ! તું હવે મદા (મદવડે) મપદા (મહાપદા–મોટી આપત્તિ)ને માણ–ભોગવ અર્થાત્ હમણા હુ તને આપત્તિમા નાખુ છુ

૨૧૮ અરજ્જુન ઇ૦–અર્જુન કર્ણના શરને (બાણને) પોતાના શરવડે તોડે છે અને બોલે છે કે શુ બકતે (બકતામા–બકવા કરવામા)જ વીરતા છે કે? જો શર (બાણ) અને કાર્મુક (ધનુષ્ય) ધરીએ તોજ (ઉત્તમ) વીરતા–વીરપણુ છે, પણ બકવાદમા શિરતા (મુખ્યતા)થી કાઈ મીરતા (અમીરતા) જણાતી નથી! વદી ઇ૦–તે એમ વદીને જે તીર કર્ણ ધારતો હતો તેને વિડારત (કાપી નાખે છે), અને તેના સામે ભીરતા (ભીરૂ–પ્રતિદ્વંદ્વીપણુ) સહી ધારણ કરીને તેના યોદ્ધો મારે છે અથવા જે યોધ અર્જુન સામે ભીરતા–ભીડતા–સામા થતા તેમને તે સહી (નિશ્ચય) મારત (મારે છે) વર ઇ૦–પારથ કર્ણના વર (ઉત્તમ) સારથિ શલ્યને ડગાવત (ડગાવે છે–બાણ મારી

શર એકથી મુકુટ કર્ણતણો
જવ પારથ પાડત ચોધનનો,
નવ મતતણો સૂત ક્રોધ વશો
થઇ મા'રથ ગાડત રોધનનો;
ધરી તીર કરે નયનો નચવી
વર મંત્ર ગ્રહ્યો ગુરૂ બોધનનો,
કર કર્ણ સુધી કરણે ખિચિયો
તવ તત્ર સહ્યો હરિ શોધનનો. ૨૧૯

શર જ્યા સુસવાટ કરત વહૂ-
રત ઘોટ ભૂ બીચ દબાવત ત્યા,
ન નિશાન રટો ચૂકતુ શર તો
સૂરપૂત સપૂત જનાત ત્યા,
મુખમ્લાન થયુ શર વ્યર્થ ગયુ
જય પારથ શંખ બજાવત ત્યા,
કવિનો કવિ રટતા તો પીરતા

વર આજ અખંડ બજાવત થા ૨૨૦
જબ જ્વાળામુખી જેશુ જાજવળ કા-
ર્મુક બીચથકી શર વ્યર્થ ગયુ,
તબ ક્રોધ કરી સૂતનો સુત ભા-
ખત પારથ ! આરથપાણી ક'યુ,
નવ બાણથકી મમ બાણ વિડા-
ર્યુ કૃષ્ણકળાથકી ઝાખુ થયુ,
કવનો કવતો કવિ ભૂપતણા
નવ ભૂપ રસજ્ઞ વસજ્ઞ વ'યુ ૨૨૧

---

૨૨૦ શર ઇ૦—જ્યા સુસનાટ કરત (કરતુ) શર કર્ણના ધનુષ્યમાથી વછૂટત-વછૂટતુ (કે કૃષ્ણ) તેના ઘોર (ઘોડા) ને ભૂમીચ (પૃથ્વીઉપર) દમા વત (દમાવી દેતા) ઘોડા નીચા નમી જવાથી રથ નીચો નમ્યો અને બાણ અર્જુનને ન વાગતા નિશાન ચૂકી ચાલ્યુ ગયુ ! સુરપૂત ઇ૦—અપૂત એવો સુર (ઇંદ્ર) નો પૂત (પુત્ર)—અર્જુન ત્યા (સગ્રામ ભૂમિમા) કર્ણને લજાવત મુખ ઇ૦—જબ (જ્યારે) કર્ણનુ શર વ્યર્થ ગયુ ત્યારે તેનુ મુખ મ્લાન થયુ (કરમાઇ ગયુ) અને ત્યા પારથ શખ બજાવત-અર્જુને શખ વગાડ્યો વી રતા ઇ૦—આજ થા (અહી) સંગ્રામ અખડ વીરતા બજાવે છે—વીરરસ બજાવી બતાવે છે

૨૨૧ જબ ઇ૦—જબ (જ્યારે) જ્વાળામુખી જેશુ (જેવુ) જે કાર્મુક (ધનુષ્ય) તેના બીચથકી (વચમાથી છોડેલુ) શર (બાણ) વ્યર્થ (અર્જુનને ન વાગતા નકામુ) ગયુ તબ (ત્યારે) ક્રોધ કરીને સૂતનો સુત (કર્ણ) ભાખત કે હે પારથ ! એ તો આરથ (સારથિનુ) પાણી (બળ) ક'યુ (છુ) છે અર્થાત્ તારા પરાક્રમથી તુ બચ્યો નથી પણ એ તો કૃષ્ણના બળથી તુ બચી ગયો છે ! કવનો ઇ૦—કવિ કોઇ ભૂપના કવન કવતો હોય પણ જો તે ભૂપ રસજ્ઞ ન હોય તો તે કવિનુ કથન વસજ્ઞ (વિમજ્ઞ નિરર્થ-અર્થ તથા માન વગરનુ) થઇને વહી જાય તેમ તુ તારા વખાણ કરછ પણ જો તુ ખરા પરાક્રમીજ નથી તો તે વખાણ પણ નિરર્થક વહી જાય છે

પણ જો મમ આ પણ મૂઢમતિ
વર ગૂઢ હુ ગાઢુ રણે તુજને,
રણ જો નવ આ રણકાર કુંબ--
ખ તુ ભખન દખ દમે મુજને,
ગણકો કદી જો ગણ આનો ગણે
તુજ લે'ગ્રહ સુજ ભલી સુજને,
ગણ પારથ માગણ જીવતણો
સ્વય દાત અમો દઉં એ રૂજને ૨૨૨

વદો કાર્મુકમા શરને ચઢવી
નૂતમુત ડગિરન નાદ કરે,
કદી ના સમર્યું શર તેં મૃકિયુ
તવ ચોધ અખડ અનગ ડરે,
સદી સો ગ્રીષ્મીવત તાપ પડ્યો

---

૨૨૨ પણ ઇ૦—હે મૂઢ મતિવર ! ( મૂઢ બુદ્ધિવાળાઓમા ઉત્તમ–અર્જુન ! ) પણ તુ આ મમ ( મારૂ ) પણ (પ્રતિજ્ઞા) જો હુ તુજને રણ મા ગૂઢપણે ગાઢુ ( દાબી દેઉ )! તુ આ રણ ( યુદ્ધભૂમિ ) જો તારા કુંબ ( નહારા શંખ )ને રણ (રીસ નહિ) કેમકે તેના ભખન (ભસવા સરખા કઠોર અવાજ)નો દખ મને દમે છે ! ગણ ઇ૦—જો કદી ગણક ( ગણિત કરનારા–અર્થાત્ જોશીઓ ) આની તુજ ( તારા ) ગણ ( ગ્રહદશા વગેરેના ગણ ) ગણે તો તેઓ તારા ગ્રહ સુજ ( સારાજ ) છે એવી ભલી સૂઝને લહે –જાણે –તેમને એવી સૂઝ પડે કે તારા ગ્રહ સારા છે માટે તુ જીવ્યો ! અથવા જોશીઓ તા ! સારા ગ્રહ જાણે અને સુજને ( સારા માણસો પણ ) એમજ જાણે ( એમ છતા પણ) હે પારથ ! તુ પોતાને સ્વય (પોતાના ) જીવતણો માગણ ગણ–મારી પાસે જીવતદાન માગે તો અમો દાત ( દાતા ) છીએ માટે એ તારી રૂજ ( રૂચિને–ઇચ્છાને ) દઉં ( આપીએ )

તવ રે ઉલ્કા અતિ ત્યાંહિ ખરે,
નદીનો પતિ ભૂમિ ચળ્યાં વિચળ્યા
તવ સારથ પારથશુ ઉચરે. ૨૨૩

ભય છે પણ ના ભય તુ મન લા-
વીશ જો મન ચાતુરતા ચલવુ,
ક્ષય છે પણ જો ક્ષયરોગ મટે તુ-
જ જોગ અમો અતિશે જળવુ;
ક્રય છે પણ વિક્રય તેહ કરૂ
હરિ છે દૂર બાણ તુને મળવુ,
દય છે પણ ઉદય ના અરિનો
લવ જો રથનુ કૂદડી ફરવુ. ૨૨૪

---

૨૨૩ વદી ઇ૦-એમ વદીને કાર્મુકમા (ધનુષ્યમા) શર (તીરને) ચઢાની (ચઢાની)ને સૂતસુત (કર્ણ) હરિનત (સિંહની પેઠે) નાદ કરે (ગર્જના કરેછે) કદી ઇ૦- તેણે જે શરને કોઈ વખત ના સમર્યું (સંભાર્યું ન હોતુ-ખરી અણીની વેળાએ ઉપયોગ કરવામાટે રાખી મૂક્યુ હતુ) તે શર જ્યારે મૂકિયુ (છોડ્યુ) તવ અખડ અને અડગ (ન ડગે એવા) યોધ પણ ડરે (ડરવા લાગ્યા), તે બાણથી યોધ કેમ ડરવા લાગ્યા તે કહેછે સદી ઇ૦- ગ્રીષ્મની (ઉનાળાની) સો સદી (સૈંકડા)વત-સો સૈંકા ઉનાળાના એકઠા થવાથી તેનો જેવો તાપ પડતો હોય તેવો તાપ તવ (ત્યારે) પડ્યો અને રે! ત્યા અતિ ઉલ્કા પણ ખરે-આકાશમાથી બળતો અગ્નિ પૃથ્વીપર ખરવા લાગ્યો! નદી ઇ૦-તે બાણના પ્રતાપથી નદીનો પતિ (સમુદ્ર) અને ભૂમિ (પૃથ્વી) એ ચળ્યા વિચળ્યા-ચળવિચળ થવા લાગ્યા (સમુદ્ર ખળભળી ઊઠ્યો અને પૃથ્વી ડગમગીત થઇ) તવ (ત્યારે) સારથ (સારથિ)-કૃષ્ણ પારથશુ (અર્જુનની સાથે) ઉચરે છે કૃષ્ણ અર્જુનને શુ કહેછે, તે પછીના શ્લોકમા કહેછે સબધાતિશયોક્તિ અલકાર.

૨૨૪ ભય ઇ૦-કૃષ્ણે અર્જુનને કહ્યુ કે કર્ણના મૂકેલા આ બાણથી ભય છે, પણ તુ મનમા ભય લાવીશ નહિ, અને હુ તને ભયમાથી બચાવવા

વિધિ એ સુહૃદા નિરભે કરી કે-
શવ કૂંદડીમાં રથ ફેરવતા,
વિધિ શકરશા વચવ્યા હરિથી
તવ બાણતણી કરી મેરવતા;
નિધિને નિરખી પુઠ તસ્કર લે
અતિ ખાલી ભમે તિમ હેરવતા,
નિધિમાં ન જડે રજ તે વિધિ કે-
શવ બાણ અમાપ તિ ફેરવતા ૨૨૫

---

ને જે ચાતુરતા ચચવુ છુ તે તુ જો એ બાણ એ ક્ષયરૂપ છે પણ તેથી ઉપજેલો તારો ક્ષયરોગ (ક્ષયરૂપી રોગ) મટે છે તે તુ જો, કેમકે એ જોગ (સંધિ) અમો અતિશે જળવુ (જાળવી લેઇએ છીએ) ક્રય ઇ૦— એ બાણ છે તો ક્રય (ખરીદી) રૂપ—જેમ ખરીદ કરેલો માલ ખરીદનારે રાખવો પડે છે તેમ એ બાણ પણ તને અનુલક્ષીને મૂકેલુ હોવાથી તને આવીને વળગશેજ, પણ હુ વિક્રય (વેચાણ) કરી દેઉ છુ—તેને બારોબાર કાઢુ છુ, તેથી તે બાણ તને આવીને મળવુ એ અતિ દૂર છે—તને બાણ વાગવાની વાત વેગળી છે કોઇ ધારશે કે હરિ દયાળુ છે માટે કર્ણનો આટલો યત્ન તો નિ'ફળ નહિ થવા દે, તો સાભળ દય ઇ૦—મારા મનમા દય (દયા) છે પણ અરિ (શત્રુનો) લવ (લગાર) જેટલો ઉદય હુ થવા દેઇશ નહિ તેના ખાત્રીમાટે કરે છે જો ઇ૦—તારા રથનુ કુન્ડી ફરવુ તુ જો **વિરોધાભાસ.**

૨૨૫ નિધિ ઇ૦—એ વિધિથી સુહૃદા (સુહૃદ-મિત્ર—અર્જુનને) નિરભે (ભય રહિત) કરીને કેશવ (કૃષ્ણ) રથને કૂદડીમા (ગોળ કુંડાળામા) ફેરવતા (ફેરવવા લાગ્યા). વિધિ—બ્રહ્મા વચવ્યા—ચત્યા—ચૂક્યા કશી—શી ? મેરવતા—મેરૂ જેવી મોટાઇ અર્થાત્ બાણની મોટાઇ તે શા હિસાબમા છે। બાણને કી રીતે ફેરવતા હતા તે વિષે કહે છે નિધિને ઇ૦—જેમ નિધિ (દ્રવ્ય ભંડાર)ને નિરખીને તસ્કર તેની અતિ પુઠ લે (પાછળ પડે) અને ખાંની (કાર્ય સિદ્ધ કર્યા વિના) ભમે તેમ બાણને હેરવતા (હેરીઆ હેરવાતા—રોળા ખવડાવતા) નિધિમા ઇ૦—એવી રીતે જેમ માત્રથી અને

શરના સુસવાટથી જે ભમિયા
મન તે નિરખી ચખ થીર કરે,
શરણાગતવત્સળ! ધન્ય તું મ-
ન્ય તું શે સુહૃદાવરદા તું ડરે!
કર ના ચલવે ચુકતી ચલવે
હરિ ભીષમ શા બળી તુથી મરે,
જરનાપરના સુધી જાય અભા-
ગીજ વલ્લભ રૂડથી આગ ઝરે. ૨૨૬

શર વ્યર્થ ગયું નવ કાંઇ થયુ
તવ ક્રોધી બન્યો સૂતનો સુત તો,
નવ બાણથી કૃષ્ણ હૃદે ચિરિયું
ઝટ ચાબુક હાથથકી ચુત તો;
અરજુન મને અતિ ક્રોધ વશો
તવ કેશવ સાચવિયો યુત તો,

---

પૂઠે ભમવાથી જેમ ચોરને નિધિમાંથી રજ પણ જડતું નથી તેમ કેશવ તે અમાપ (માપ વિનાના—અતિ મોટા) બાણને ફેરવતા (મિથ્યા બનાવતા) હતા.

૨૨૬ ચખ થીર કરે—એક સરખી નજરથી કૃષ્ણની આ મહાકળાને જોવા લાગ્યા ને જોઈને આંખને સ્થિર કરે—શાંતિ પમાડે, અને તેની સ્તુતિ કરવા લાગ્યા કે હે શરણાગતવત્સળ! ઇ૦—સ્પષ્ટ છે. સુહૃદાવરદા—મિત્રને વરદાન આપનાર—મિત્રનું હિત કરનાર. 'યુદ્ધમાં મારે હથિયાર ઝાલવું નહિ' એવી કૃષ્ણની પ્રતિજ્ઞા હતી તે સંભારીને કહે છે. કર ઇ૦—સ્પષ્ટ છે. ભીષમ ઇ૦—ભીષ્મપિતા સરખા બળવાન પણ તારાથીજ મરે. જરના ઇ૦—જો કોઇ અભાગી પુરુષ જરનાપરના (જરણાપન્ના—બુંદેલખંડમાંનું એક નગર જ્યાં હીરા નીકળેછે) ત્યાં સુધી જાય પણ, વલ્લભ કવિ કહેછે કે, રૂડથી (જો હરિ તેના ઉપર રૂડ્યા હોય તો) તેમાંથી આગ ઝરેછે—હીરા ન મળતાં હીરાના પથ્થર કેડનાં અગ્નિ માત્ર નીકળેછે! દૃષ્ટાંતાલંકાર.

ઇક બાણથી શાંત્ર ભુમિ ત્રિય પા-
ડત એકની મુકટ તો મુન તો ૨૨૭

દુરજોધન દુષ્ટ દુશાસન દા-
નવ દાબી દમામથી દડ દિધા,
કર કર્ણતણા ગિથલા વિથના
કર્યા દ્રોણતનું અનુગામી કિધા,
કૃપ તો કૃપણો શકુનિ ગમળ્યો
ઝટ યોધ અમાપ શમાવી લીધા.
રણ આગણ ત ગણ છોડી ગયા
કંઇ કોઇ અપાર બળિષ્ટ બિધા ૨૨૮

---

૨૨૭ શર ઇ૦—કર્ણ પોતાનું શર વ્યથ ગયુ અને કાર્ડ થયુ નહિ તવ (ત્યારે) યતનો સુત (કણ) ક્રોધી બન્યો અને નવ બાણ મારીને તેવડે ઝટ કૃષ્ણનુ ઉર વીધું—કૃષ્ણની છાતીમા પ્રહાર કર્યો, અને તેથી કૃષ્ણના હાથમાંથી ચાયુક સુત (ગત) થયો—પડી ગયો। કેશવ ઇ૦—અને તેણે સુત (મુક્ત—પોતાની માથે) કેશવને સાચવિયો, પોતાનો અને કૃષ્ણનો બચાવ કર્યો સુત-સુમન એક બાણથી કર્ણનો મુકુટ માથાથી મુક્ત કર્યો—પાડી નાખ્યો

૨૨૮ દુરજોધન ઇ૦—વળી અર્જુને દુષ્ટ દુર્યોધન અને દાનવરૂપ દુશાસનને પોતાના દમામથી દાબીને દડ દીધા—તેમને પણ બાણનો પ્રહાર કર્યો કર ઇ૦—કર્ણના કરને પણ શિથિલ વિથિલ કરીને દ્રોણતનુ (અશ્વત્થામા) ને પણ (કર્ણના) અનુયાયી કીધા—તેની પણ કર્ણના જેવીજ દશા કરી કૃપ ઇ૦—કૃપાચાર્ય તો કૃપણો (દીન) બની ગયો, શકુનિને ઝટ શમાવી દીધો અને બીજા પણ અમાપ (અનેક) યોધને શમાવી લીધા—પ્રહાર કરીને તેઓને શેહ ખવરાવી દીધી રણ ઇ૦—તેથી તે યોધના કઇ ગણ (સમુહ) રણ-આગણ (સગ્રામ ભૂમિ)ને છોડીને ગયા—ભાગી ગયા અને કોઇ અપાર બળિષ્ટ હતા તે ભાગી ન ગયા પણ અર્જુનના પરાક્રમથી મનમા બીધા (ભય પામ્યા) વૃત્યનુપ્રાસ.

મન ભંગ થઇ વર જંગ ભલા
તજી ભાગવું નાહિ તદાપિ ભગે,
સ્વર શંખ પુરે કિરીટો વળિ ને
વળિ ભે ભણકાર ભભૂક લગે;
શૂરતા ધરતા નવ જે નરતા
નર તેહ ભગે હરિ જોર ઝગે,
અસતા વ્યસતા કરી યોધ ઉભો
હરિ એક અડગ્ગજ નાહિ ડગે. ૨૨૯

સહુ સેન ડરે રૂકતો જઇને
નવ ચૂકત પારથ સારથને,
ત્રય બાણથી કેશવ વીંધિ ઠગા—
વત પાંચથી અર્જુન માં રથને;
સમજાવત શૂર ન યુદ્ધ તજે
કવ મારત માંરથ પારથને,
પ્રભુ જોઈ સુયોધ ચલાવત ત્યાં

૨૨૯ મન ઈ૦—સંગ્રામમાંથી ભાગવું નહિ જોઈએ તદાપિ (તથાપિ) ભલા ભલા વીરો મનભંગ થઇને (જીતવાની આશા છોડીને) વરજંગ (મોટી લડાઇ) તજીને ભગે (ભાગે છે). સ્વર ઈ૦—તે વખતે કિરીટો (કિરીટી—અર્જુન શંખના સ્વર વળી ને વળી (વારંવાર) પૂરે છે—શંખ વગાડે છે, તેથી ભયના ભણકારાનો ભભુકો લગે (લાગેછે)—શંખ સાંભળીને શત્રુઓ ભયભીત થાયછે. શૂરતા ઇ૦—જે નરતા (નઠારા—કાયર) નર શૂરતા નવ (નહિ) ધરતા તે ભગે (ભાગી જાયછે) અને હરિ (અર્જુન)નું જોર ઝગે—પ્રકાશે છે! શત્રુઓના ભાગવાથી અર્જુનનું બળ પ્રકાશે છે. અસતા ઇ૦—એવી રીતે યોદ્ધાઓને અસતા વ્યસતા (અસ્તોવ્યસ્ત—રતવત) કરીને હરિ (અર્જુન) ઊભો રહ્યો; માત્ર એક અડગ્ગ (કર્ણ) ડગતો નથી!

રથ ડારત ના સૂત, સારથને ૨૩૦
વદિયો સૂતનો સુત ભાગત ગે
હરિ ! જાય અજાપર વાઘ બની,
નવ તે મન કેશવ કાંઈ લહે
લવ સેન વિખેરત પારથની;
કરણે ચલવી શર પારથ લ–
શ્કરેરી ભણી ગણુનાજ ગણી,
સહદેવ નકુલ યુધિષ્ઠિર સા–
ત્યકિને દમતો અતિ ક્રુદ્ધ મની ૨૩૧

દ્રુપદાત્મકને વિરચો કર્ણ શ–
ખ ધરી મુખ નાદ કરે હરખે,

---

૨૩૦ સહુ ઇ૦–કર્ણનું સહુ સૈન ડરવા લાગ્યું ત્યારે જઇને તે તેને રોકતો (રોકતો) હતો, પણ પારથના સારથિ (સારથિ) કૃષ્ણને (તાડન કરવાનું) તે ચૂકતો નહોતો. રથ જાગ સમજાવત ઇ૦–વળી તે પોતાના સૈન્યને સમજાવતો હતો કે શૂર પુરૂષો કદ (ક્યારે પણ) યુદ્ધ તજતા નથી, અને એમ કહેતા તે મહારથિ પારથને મારતો હતો. પ્રભુ ઇ૦–પ્રભુ (કૃષ્ણ) સુ-સોઇ (સારી અનુકૂળતા) જોઇને ત્યાં રથ ચલાવત (ચલાવે છે), પણ સૂત (કર્ણ) સારથને (કૃષ્ણને) ના ડારત (ડારી શકતો નથી) અર્થાત્ કૃષ્ણ કાંઇ કર્ણથી ભય પામતા નથી, પણ કોઇ બીજા હેતુથી અર્જુનનો રથ બીજી તરફ લઇ જઇને શત્રુઓની સેનાને ભગાડે છે

૨૩૧ વદિયો ઇ૦–સૂતનો સુત–કર્ણ અજા–બકરી (જેવી સેના) અર્થાત્ મારી સાથે યુદ્ધ કરવું પડયું ત્યારે ભાગ કરતા એવા બળવાન મારી સેનાના વાઘ આગળ શું નાસે છે ! ને–કર્ણનું કથન લવ–લેશ–લગાર પારથની–અત્યંત કરણે ઇ૦–કર્ણે રણ બાણ ચલાવીને પાર્થના લશ્કરની બની રીતે ગણના ગણી–ગણતરી કરી નાખી–ગણી ગણીને માર્યા ! સહદેવ ઇ૦–સહદેવ વગેરેને કર્ણે દમ્યો ક્રુદ્ધ મની–ક્રોધયુક્ત મનથી

સર બીચ પડી ગજરૂપ ધરી
કમળો મર્દી શરને વરખે,
પળ એક વિતી નવ કેશવ પા-
રથ તે દરમ્યાન ન્રૂરો ધરખે,
રણને તજી નાસવું તે વર છે
અતિ એમ ચઢયું સહુ ત્યાં ચરખે. २३२

અરજુન ભગાવત સૈન સુયો-
ધન કર્ણ ભગાવત રાયતણું,
શુમતા ધરીને ભડ ભીમ ઊભો
જહીં સૈન ગયું તહીં નાસી ઘણું,
નિરખી ભીમને કરણે ચઢવ્યા
કર દુષ્ટ દુઃશાસન જોર ભણું,
મુખ હાક ભાણી કર તીર ધરી
ઝટ ભીમ અમો ગણના ન ગણું २३३

---

२३२ દ્રુપદાત્મકને–ધૃષ્ટદ્યુમ્નને વિરથો–રથ વિનાનો સર ઇ૦–તે ગજ રૂપ ધરી સર (સરોવર)ની બીચ (વચ્ચે) પડીને તેમાના કમળોને મરદીને (ચોળી નાખીને) શરને–બાણને વરખે (વરસે વરસાવે છે) અર્થાત્ જેમ હાથી સરોવરમા પડીને તેમાના કમળો ભાગી નાખીને પાણી ઉગાડે છે તેમ કર્ણરૂપ હાથી યોધરૂપ કમળોને ભાગી નાખીને બાણરૂપ પાણી ઉડાડે છે રૂપક, પળ ઇ૦–કેશવ અને પારથને ગયે એક પળ તો વિતી નથી એટલામા તો તેમના શૂરા (સૈનાના યોધાઓ) ધરખે છે–નાખી દાડે છે–કર્ણના માર્ગથી બળી જાય છે। ચરખે–ચકડોળમાં

२३३ સુયોધન–સુયોધનનું ગાનપુ–યુધિષ્ઠિર રાજાનું શુમતા–સુમ ણુ–જાણ (ભીમને વ્યૂહના દ્વારમા ઊભો રાખ્યો હતો તેથી તે દાન શકને બેદરકાર મનમાં ઊભો થઇ રહ્યો હતો!) સાદ મદના મારથી ઘણું સૈન્ય નાસીને ત્યાં (ભીમની પાસે) ગયું ગનથા કર હાથ ચના યા

કરી એમ ઉચાર અનાર ગણી
મન બાણવડે કરી સિંહ દમ્યો,
નવ તે મનમા શર ઘા પડતા
અતિ ઉંઘ અખડિત નાજ વમ્યો,
સૂતસુત જગાવત સિંહ બની
વર સિંહ ભવો મન બીચ ગમ્યો,
અધમાધમ શોણિત શુય પિયે
તુય જો નવ ઉંઘથી આપ શમ્યો. ૨૩૪

સુણી વેણ કઠોર થયો ભીમ જાગ્રત
કે સૂતપૂતનુ બાણ લગ્યુ,
હરિ ઊંઘયકો ઉડતા હણી લા-

---

–બાણુ મારવા માડયા દુષ્ટ ઈ૦–કવિ કહેછે કે હવે હુ દુષ્ટ દુશાસનનુ જોર ભણુ છુ સુખ ઈ૦–મુખથી હાક ભણીને–ગર્જના કરીને અને કરમા ઝટ તીર ધરીને (બોલ્યો કે) અમો ભીમની ગણુના ન ગણુ–ભીમને અમે કાઈ હિસાબમા ગણુતા નથી!

૨૩૪. એમ ઈ૦—એમ ઉચ્ચાર કરીને અને ભીમને મનમા અનાર (અનાર્ય–અધમ) ગણીને બાણવડે કરીને તે ભીમરૂપી સિંહને દમ્યો–દુખ દીધુ ('અનાર' ઉચ્ચારનુ પણ વિશેષણ થઈ શકે) નવ ઇ૦—દુશાસનના શરના અતિ ઘા પડતા હતા તથાપિ ભીમ તે મનમા લેતો નથી–તેને તેની કાઇ ગણુતરી નથી! અને તે પોતાની અખડિત ઊંઘને વમ્યો નહિ–તજ્યો નહિ મતલબ કે તે પોતાના દિલગીરી રૂપી ધ્યાનમાથી જાગ્રત થયો નહિ! દુશાસનરૂપી હાથીવડે જ્યારે ભીમરૂપી સિંહ જાગ્યો નહિ ત્યારે કર્ણરૂપ સિંહ તેને જગાડવાને જાય છે સૂત ઇ૦—પછી સૂતનો સુત (કર્ણ) વર (ઉત્તમ) સિંહ બનીને જગાવત (જગાવે છે), કેમકે તેને ભીમરૂપી સિંહ મન બીચ ભનો ગમ્યો! કર્ણ બોલ્યો કે, હે અધમાધમ! (નીચમાનીચ ભીમ!) જો તુ પોતે ઊંઘથી શમ્યો નથી તો તુ દુશાસનનુ શોણિત શુ પીએ? શુ પી શકવાનો છે. તુ વ્યર્થ પ્રતિજ્ઞા કરનારો છે એ વ્યગ્ય છે

તજ કો પછી ચા'ય મનુષ્ય ભગ્યુ,
એીન્દ્વી પનગો પગ ઠોકર મા–
રત આગ લગાવેી વદે સળગ્યુ !
વિધિ એ વકરાઇ ગયોજ વૃકો–
દર આગ સમીગ્શુ આપ ઝગ્યુ ૨૩૫

બળતા બિચ ઘીતણી ધાર પડે
જશીૅ બાણ પડે સૂતસુતતણા,
અગની ધૃતથી સળગે પણ તે
નવ ભીમ જશી ધરતોજ મણા,
અતિ ક્રોધ વશ્યો નિરખી ભીમને
સૂતસુત પઠાવત બાણ ઘણા,
બલિવર્દ જશો સુખકારો દુરા–
સન રે બલિ રૂપ હણ્યા ન ગણ્યા ૨૩૬

૨૩૫ સુણી ઈ૦—કર્ણના એના કઠોર વેણુ (વચન) સુણીને ભીમ જાગ્રત થયો કે (તરતજ) સૂતપૂત (કર્ણ)નુ બાણ તેને લગ્યૂ (લાગ્યુ) બાણ વાગવાથી ભીમ કેવો ક્રોધી થયો તે ચાર દૃષ્ટાંત આપી દર્શાવ્યું છે હરિ ઈ૦—જેમ હરિ (સિંહ) ઊંઘમાથી ઉઠતો હોય તે વખતે તેને લાત હણીને પછી તેની પ સોથી કો (કયુ) મનુષ્ય ભગ્યુ (ભાગ્યુ—નાઠુ) ચા'ય–ચહાય અર્થાત્ સિંહ જાગ્યો કે તરત તેને જે લાત મારે તે બચે ? નહિ કદાચ લાત મારનાર તેનો રખવાળ હોય તથાપિ ઊંઘમાથી જાગેલા પ્રાણી શત્રુ મિત્રનુ ભાન નહિ હોવાથી તે વગર વિચારે જે હોય તેને મારેજ છે પનગો–સર્પ વિધિ ઈ૦—કર્ણનું બાણ લાગવાથી એ વિધિ (એ રીતે) વૃકોદર (ભીમ) વકરાઇ ગયો (ઉશ્કેરાઈ ગયો) સમીગ્શુ (વાયુ સાથે) આગ પ્રગટવાથી જેવુ તેવુ આપ ઝગે છે (પોત પ્રમાશે છે) તેમ ભીમે પણ પોતાનું પોત પ્રકાશ્યુ–પોતાના સ્વભાવ પ્રમાણે ખરે રૂપે થયો

૨૩૬ અગની ઈ૦—અગ્નિમા ઘી પડવાથી તે સળગે ખરો પણ તે ભીમ ના સરખી મણા ધરતો નહોતો અર્થાત્ અગ્નિમા ઘી નાખવાથી જેવો ભડકો

નિરખી નરસુ વરસ્યુ શરનુ
ભડ ભીમ ભભૂક ઝગ્યો જનમા,
કરિના અરિની કરી ગર્જનત–
ર્જન વન્હિ બની પડિયો વનમા,
હરિનાદથકી હરિ બ્હો ફફડયા
કરિ ધ્રુજી ગયા ભયથી મનમા
ભય છે ભય છે ભય વલ્લભ છે
ભય રે જનમા તનમા ધનમા ૨૩૭

વશિયો હરિનાદથી બે મધળે

થાય તે કરતા પણ ભીમ વધારે તપી ઉઠ્યો હતો અતિ ઇ૦–ભીમને અતિ ક્રોધ વસ્યો છે—તેના મનમા ઘણો ક્રોધ ઉપજ્યો છે એમ જોઈને સુતસુત (કર્ણ) તેના તરફ ઘણા બાણ પદાવત (ફેક્તો હતો) બલિવર્દ ઈ૦–કવિ કહે છે કે કર્ણ તો ભીમને ભલે બાણ મારે પણ રે ! ભીમરૂપી સિહના બલિ (બલિદાન)રૂપ બલિવર્દ (બળધિયા) જેવા દુ ખકારી દુ શાસને પણ ભીમને ન ગણ્યા–નહિ ગણેલા અપાર (બાણ) હણ્યા.

૨૩૭ નિરખી ઈ૦—એ રીતે શરનુ (બાણોનુ) નરસુ (નઠારૂ) વરસ્યુ (વરસવુ) નિરખીને ભડ (ભટ) ભીમ જનમા (સૈન્યના મનુષ્યોની વચ્ચે) ભભૂક ઝગ્યો–ભભમરો મારીને ઝળકી ઉઠયો કરિના ઇ૦—અને કરિના અરિ (સિંહ) જેવી ગર્જન (ગર્જના) અને તર્જન (તર્જના–તિરસ્કાર) કરીને વન્હિ (અગ્નિ)રૂપ બનીને (શત્રુ સૈન્યરૂપી) વનમા પડયો તેની ગર્જનાથી શી અસર થઈ તે કહે છે હરિ ઇ૦—તેના હરિનાદથી (સિંહ ગર્જનાથી) બ્હો (બહુ) હરિ (ઘો ડા) ફફડયા, અને ભયથી કરિ (હાથી) પણ મનમા ધ્રુજી ગયા વલ્લભ કવિ કહે છે કે સેનામા સર્વત્ર ભય, ભય અને ભય પથરાઇ ગયો જનમા, તેમના તનમા અને ધનમા પણ ભય વ્યાપી ગયો તેમના દેહ અને ધનનો પણ નાશ થશે એવી બીક સૌને લાગી એ ભાવ છે

જવ યુદ્ધતણી કશી ત્યા કથની,
પગલુ ભરવાતણી હામ ન ચા–
લત શી કથની કથિયે પથની,
હરિની કરિની વ્યૂહ હાર વછૂ–
ટત પ્યાદતણી વર જે રથની,
કવિ વલ્લભ વીર ભજાવત આ
ઘડી ભૂલતણી તજવી મથની ૨૩૮

## વીરભીમ વીરકથન.

હમકયા છમકયા લબકયા નિરખી
નર કર્ણ હરિસ્વરથી ગગડ્યો,
શર સાતથકી ભીમનો રથ ભા–
ગત એકથી ભાથી ભલો રગડ્યો,
વદિયો નવ આ અમુરો નવ બો–
જન કર્ણથકી કરવો ઝગડો,
ભખી એમ શરો દ્વયથી હણિયો
ઝટ વાડી જશો કરિયો વગડો ૨૩૯

---

૨૩૮ હરિનાદ–સિંહ જેવી ગર્જના ભે–ભય જવ–જ્યારે પથ–માર્ગ–રસ્તો પગલુ ભરવાની હામ ચાલતી નથી તો માર્ગમા ચાલવાની તો શી કથની કથિયે ? હરિની ઈ૦—ભીમની ગર્જનાથી શત્રુના વ્યૂહમા જે હરિ (ઘોડા)ની અને કરિ ( હાથી )ની હાર કરી હતી તે વછૂટત (છૂટી જવા લાગી ) અને તેજ પ્રમાણે પ્યાદતણી ( પાયદળની ) તથા રથની જે વર ( ઉત્તમ ) હાર હતી તે પણ વછૂટી જવા લાગી મથની–મથન–પરિશ્રમ વલ્લભ કવિ જે આ ઘડીએ વીરરસ ભજાવે છે તેમા ભૂલ શોધી કાઢવાનો પરિશ્રમ તો તજી દેવો !

૨૩૯ હમકયા ઈ૦–પોતાની સેનાના નર હમક્યા છમકયા ( છપાયા ) અને લબક્યા ( લપાયા ) તે નિરખીને કર્ણ હરિસ્વરથી ( સિંહનાદથી )ગગડ્યો

વદતો સૂતસાથી સમા મીરથી,
નવ તે મમ-રથ્થ વદી વિખર્યો
લવ મુકુટ પાડુ વદુ શિરથી. ૨૪૧

વદી એમ ગદા કરથી ચલવી
ઝટ આવી પડી રથ કર્ણતણે,
હય સારથી કચ્ચર તો ક્ષણમા
રથી મુકુટ વિણ સુકર્ણ બણે,
બલિદાન દુશાસન ક્રોધ કરી
તવ બાણથી હાણુ કરેજ ઘણે,
ઉભ રે ! ઉભ ઉદર દીરઘ મુ-
જશુ પાછળ છૂપી રહ્યો તુ પણે ૨૪૨
કરી નાદ શુ શેર પડે હરિ ઉ—

---

૨૪૧ કૃષ્ણે ભીમની મશ્કરી કરી તેથી ખીજવાઈને ભીમ કૃષ્ણને કહે છે કે, હે હરિ ! આ અર્જુન ન હોય કે જે તમારી મશ્કરી સાભળી રહે, અમો તો ભીમ છીએ, આ વીરની સાથે તમારૂ ટોળ નહિ નભે ! પ્રથમ હુ કર્ણને વિરથ ( રથ વિનાનો ) કરૂ છુ તે તમે નિરખો અને પછી તમે ધીરથી ( ધીરજથી ) સ્વાદ ચખો ( ચાખો ) ! સૂતસાથી ઇ૦—પછી તે સૂતસાથી ( કર્ણ ) સમા મીરથી ( અમીર સાથે ) વદતો ( બોલવા લાગ્યો ) કે તે મમ ( મારો ) રથ્થ ( રથ ) લવ ( લગાર પણ ) વદી ( પ્રથમથી કહીને ) વિખર્યો ( વિખેર્યો—ભાગ્યો ) નથી પણ હુ તો વદુ છુ કે તારો મુકુટ હુ તારા શિરથી હવે પાડુ છુ, ( ને તુ જો )

૨૪૨ હય ઇ૦—એક ક્ષણમા હય અને સારથી તો કચ્ચર થઈ ગયા અને રથી એવો સુકર્ણ પણ મુકુટ વિનાનો બને છે ઘણે-(બાણનુ વિશેષણ) ઉભ ઇ૦—દુશાસન બોલ્યો કે હે દીર્ઘ ઉદર ( લાબા પેટવાળા ભીમ ! ) તુ મુજશુ—મારી સાથે-મારા સામે ઉભો રહે, ઉભો રહે, તુ પણે પાછળ શું છૂપી રહ્યો છે !

પર તેમ દુશાસન બાણ ધરે,
ત્રયથી ભીમબાહુ વિડાર્યો વળી
શર પંચથી કાળ કરાળ કરે;
નયનો તવ વક્ર કરી નિરખે
ભીમ તુંજ દુશાસન નામ ધરે!
હર! હે! હર! હે! વદી કાર્મુકમાં
શર સાંધી સપાટ ઝપાટ કરે. ૨૪૩
ઇક બાણથી મુકુટ એકથકી
રથ સારથિ એકથી ભીમ હણે,
વિરથા લહી બોલત ધિઃક શૂરા-
તન કર્ણ તું ધિઃક મને ન ગણે;
વદી એમ હરિરવતો કરતો
ભીમ કર્ણ લહી અતિ રાગી બણે,
ફૂટ રે! ફૂટ દીરઘ ઊદર તું
જન શીદ હવો બકવાજ ભણે. ૨૪૪
રથ બે તુજ ભાગ વિભાગ કર્યા
તવ શૂરપણુ જઇ કયાં વશિયુ,
વળી જો રથ આ તુજ ભાગુ વદું
મુખ બાણ ધર્યું અરિનું રસિયુ;

---

૨૪૩ નાદ-ગર્જના. શેર-વાઘ. હરિ-સિંહ. ત્રય-ત્રણ. ભીમબાહુ-ભીમના હાથ. કાળ ઇ૦—પાંચ બાણથી ભીમને કરાળ (વિકાળ) કાળ (ક્રોધ) કરે (ઉપજાવે છે). વક્ર-વાંકાં. કાર્મુક-ધનુષ્ય.

૨૪૪ વિરથા-રથ વિનાના. હરિરવ-સિંહગર્જના. કર્ણ ઇ૦—તે સહી (જાણીને) કર્ણ અતિ રાગી (ક્રોધી) બને છે. ફૂટ ઇ૦—કર્ણ કહે છે કે હે દીર્ઘ ઉદર! (ભીમ) તને ફૂટ છે! ફૂટ છે! તું જન (મનુષ્ય) શીદ હવો (થયો) કે જે આવા બકવાજ ભણે છે!—કાર્ય કર્યા વિના લવારો કરે છે!

કરથી જવ બાણ મકે સૂતનો
સુત ભીમ ભડે શર ત્યા સજ્યુિ,
કડકા ત્રણ કર્ણતણા શરના
કરી ભીમનુ બાણ ભલુ ભજ્યુિ ૨૪૫
તવ ક્રોધ કરી મદમત્ત બની
બળ આપતણુ વર દાખવિયુ,
કરણે કરણાગત બાણ ગ્રહી
ઝટ ભીમ ભનપ્પણ ભાખવિયુ,
નવ નાર ધનો કર યુદ્ધ બની
નર જોર જુમાટ જિ ચાખવિયુ,
વિરથો કરી ભીમ કરિઅરિના–
દર્યો બ્હો બળ પ્રાક્રમ દાખવિયુ ૨૪૬
વર હે વર આયુ સમોવડ કો
નહિ શત્રુ સમાજ ભણે મુખથી,
અરજુન કથે વર કર્ણ તુ એ–
કજ ધન્ય તુ ધન્ય વદુ દુખથી,
અરિનો ઉતકર્ષ લહી ભડ ભી–
મ ન શાન થયો ઘડિયે સુખથી,

૨૪૫ ભીમનુ વચન સાભળીને કર્ણ કહે છે રથ ઈ૦—૨૫૯ છે અરિનુ રમિયુ શત્રુને વાગવામા રસિક

૨૪૬ વર શ્રેષ્ઠ (બળ) કરણે ઈ૦—કર્ણે કર્ણાગત (કાન સુધી ગયેલુ) બાણ ઝટ ગ્રહીને–ધનુષ્ય ઉપર બાણ ચડાવી તેને કાન સુધી ખેચીને ભીમ પાસે પોતાનુ ભનપ્પણ (ભનપણુ) ભાખવ્યુ–ભીમ પણ પોતાના વખાણ કરે એ રીતે તેને બાણનો પ્રહાર કર્યો જુમાટ–ઝુમ—આવેશ વિરથો ઈ૦ કર્ણે ભીમને વિરથો (રથ વિનાનો) કરીને કરિઅરિનાદથી (સિહનાદથી) પોતાનુ બ્હો (બહુ) બળ અને પરાક્રમ દાખવ્યુ

હડી એક મૂકી વડી વાર તજી
કરી ઝુસરી રથ્ય ગ્રહી રૂખથી ૨૪૭
રથ વાજી સમેત સુસારથી ઉ-
પર ઉચકી નાખી દિયો દમમા,
શરથી સહુ અગ ભને છિન ભિ-
ન્નજ ભીમ ગણે રમ ઝુરમમા,
રથ બે ત્રણ યોજન સુધી વહ્યા
નભ સૂતજ આપ પડ્યો કમમા,
ધમિયો કવિનો મણિ વલ્લભ વી-
ર ન હોય દયા કદિયે યમમા ૨૪૮
બલિદાન બિચારૂ ગ્રહી શરઆ-

---

૨૪૭ કર્ણનુ પરાક્રમ જોઇને શત્રુઓ વખાણે છે વર ઇ૦—હે વર ! (ઉત્તમ)તે વર કાર્ય કર્યું! સાધુ—બહુ ! તારા સમોવડ કોઇ નથી! એમ શત્રુઓનો સમાજ મુખથી ભણે ( બોલે છે ) દુખથી—( કેમક મારા ભાઇને તુ પ્રહાર કરે છે એથી મને દુ ખ ઉપજે છે પણ તારૂ પરાક્રમ જોઇને તો ધન્ય કહ્યા વિના ચાલતુ નથી ) રથ્ય ( રથની ) રૂખથી—હઠીલાપણાથી કે લાગથી

૨૪૮ રથની ઝૂસરી ઝાલીને ભીમે શુ કર્યું તે કહે છે રથ ઇ૦—વાજી (ઘોડા ) સમેત રથ તથા તે ઉપર સારથી ( સુદ્ધા ) ઘને ઉચકીને ભીમે દમમા ( જોસમા ) નાખી દિયો —નાખી દીધો—રથને ઉચકીને આકાશમા ફેંક્યો! શરથી ઇ૦—જો કે ભીમના સહુ અગ શરથી ( બાણોથી ) બને છિનભિન્ન થઇ ગયા હતા તથાપિ ભીમ ઝુરમમા ( ઝૂમમા આવીને તો રમ ( રમત ) ગણતો હતો (?) નભ—આકાશમા સૂતજ ઇ૦—સૂત (કર્ણ) આપ (પોતે )કમમા પડ્યો—તેને કર્મ પણ પ્રાપ્ત થયુ—બળહીનતા જણાઇ ધમિયો ઇ૦—કવિઓનો વ લભ કહે છે કે એ રીતે ભીમ વીર ધમ્યો કેમકે યમમા કદિયે દયા હોતી નથી

વત સિંહની સન્મુખ વાઘ વરૂ,
ચખ બે ભમવી શર એકથી તા-
ડત કાર્મુક સારથી ઘોટધરૂ;
કૃપ અશ્વ નિહાળી મૂકી યુદ્ધ અ-
ન્યત આવી ભડે મત મોટ મરૂં,
અરજુન અને વર સાત્યકિ રો-
ધત બોધત બોલન બોટ બરૂં. ૨૪૯

કૃપ અશ્વ રૂકયા સૂતસુત ઉડયા
તવ આવી દુશાસન યુદ્ધ મચે,
અભિનીવિટ છે રીસ બેતણી તો
અતિ ધૂન રમે પણ માણ પચે;
વર વાસવ શંબરથી લડતો
શુચ ચોધ મળ્યા દ્વય તેજ સચે,
કરિણી ઇક કાજ કરે યુદ્ધ બે
કરી કામથી દાન ઝરેજ રચે. ૨૫૦

---

૨૪૯ ભીમે કર્ણનો રથ ઉરાડયો તે જોઈને દુશાસન ભીમ સામો આવે છે અભિદાન ઇ૦—જેમ સિંહની સન્મુખ વાઘ, વરૂ, આવે તેમ બિચાર' બાલદાન ( દુશાસન ) ગર ગ્રહીને ( લેઇને ) આનત ( આવે છે ) તેને આવ્યો જોઇને ભીમે પોતાની બે ચખ ( આંખો ) ભમવી ( ફેરવી ) અને એક શરથી તે દુશાસનના ધનુષ્ય, અને ઘોટધરૂ ( ઘોડાને અદબ કરનાર ) સારથીને તાડન ( તાડન ) કરે છે કૃપ ઇ૦—તે નિહાળીને મત મોટ ( મોટી મતિવાળા ) તથા મરૂ ( મરજીવા ) એવા કૃપ ( કૃપાચાર્ય ) અને અશ્વ ( અશ્વત્થામા ) ત્યાં આગળ આવી ભડે છે-આવી પહોંચે છે. પણ તેમને અર્જુન તથા વર ( ઉત્તમ ) સાત્યકિ રોધત ( અટકાવે છે ) મોટ બરૂ—( ? )

૨૫૦ એવી રીતે કૃપાચાર્ય અને અશ્વત્થામા રૂકયા ( રોકાયા ) અને સૂતસુત ( કર્ણ ) ઉડયા તવ ( ત્યારે ) દુશાસન આવીને યુદ્ધમાં મચે છે.

પૃથિવી કરિણી કરી બે લડતા
વર બાણથી હાણ અપાર કરે,
ભીમસેન ઉતાવળથી વિચરી
ક્ષુર નામક બાણથી હોસ હરે;
ધનુ ને તનુ કાપી લલાટ વિષે
શર સારથિ શાત રણાગ સરે,
તન ક્રોધ ધરી કર રાશ ગ્રહી
સ્વય બાર શરે કરી ભીમ ભરે. ૨૫૧

---

અભિ ઇ૦—તે બે જણ ( ભીમ અને દુ શાસન )ની અતિ રીમ તેમને વિષે અતિ અભિનીવિષ્ટ (અભિનિવિષ્ટ)–પ્રવિષ્ટ છે–બન્ને જણ અતિ ક્રોધ યુક્ત થયા છે, અને પ્રાણનુ પણ ( અન્ત ) કરીને સગ્રામરૂપી દ્યુત રમે છે તથા તેમા પચે છે—આસક્ત થઇ રહે છે અથવા પ્રાણરૂપી પણ તેમા પચે છે વર ઇ૦—જેમ વર ( ઉત્તમ ) વાસવ ( ઇંદ્ર ) શબરથી ( એ નામના અસુર સાથે ) લડતો હોય તેમ તે દ્રય ( બે ) યોધ સબ્બે ( સાચે—ખરેખર ) મળ્યા છે બે લડતા યોધને વિષે ત્રે હાથીનો આરોપ કરી વર્ણ્યું છે કરિણી ઇ૦—એક કરિણી ( હાથણી )ને કાજે બે કરી ( હાથી ) યુદ્ધ કરે છે અને કામથી નીગળતા તેમના દાન ( મદ )ના ઝરણમા તેઓ રચી પચી રહે છે

૨૫૧ પાઠમા ત્રેના રૂપકને ગ્રહ્યુ કરે છે પૃથિવી ઇ૦—પૃથ્વી એ કરિણી ( હાથણી ) છે અને તેને અર્થે ભીમ અને દુ શાસન એ બે વર ( ઉત્તમ ) કરિ ( હાથી ) લડતા ( લડે છે ) તેઓ પરસ્પર બાણ મારીને અપાર હાણ કરે છે વિચરી—ચ તીને–ધશીને ક્ષુર નામક—ક્ષુર નામનુ ધનુ ઇ૦—ભીમે મારેલુ ક્ષુર નામનુ શર ( બાણ ) દુ શાસનના ધનુષ્યને અને તનુ ( તનુત્રાણ–કવચને ) કાપીને તેના સારથિના લલાટ વિષે લાગ્યુ, તેથી તેનો સારથિ શાત થઇને રણાગ (રણાગણ )મા સરે ( જાયછે–નાસે છે) તન (સારૂ–તે જોઇને ) દુ શાસન ક્રોધ ધરીને અને સ્વય ( પોતાના ) કરે (હાથમા) રાશ ( ઘોડાના અછોડા ) ગ્રહીને ( ઝાલીને ) બાર શરે કરીને ભીમને ભરે છે–અર્થાત્ ભીમને તાડન કરે છે

વળિ સિંહ જશો સ્વર આપ કરી
ઝટ સૂર્ય સુવર્ણ જશા શરથી,
ભડ ભીમ વિંધ્યો હૃદયે વડહુ-
સ્થન મૂર્છન પામી પડયો ધરથી,
કર બે વિખર્યાં નવ શુદ્ધ જરા
રહી તોય ઉઠયો ભીમ બેભરથી,
વળિ સાઠ ધરી શર સાર્યાં ઉ-
પર પચથી ભીમ હૃદે દરથી ૨૫૨
તવ ક્રોધી બની શકતી ગ્રહીને
કર ભીમ ભણે બચજે બળથી,
હરિનાદ કરી મૂકતો જવલો
તવ બાણોંથી ભગ કરે કળથી,
તવ સાધુ સુસાધુ વદે વીર જે
મળિયા રણ આગણ જે વળથી,
વળી ક્રોધી બના ભીમને શર મા-
રત દીપ દીપે મરતા ઝળથી ૨૫૩

---

૨૫૨ સૂર્ય ઇ૦—સૂર્ય અને સુવર્ણ જેના પ્રકાશિત વડહુસ્થન-મહા બાહુ દુશાસને ધરથી ( ધરાથી—પૃથ્વી ઉપર ઊભો હતો ત્યાથી ) બેભરથી—શત્રુને મારી શકાશે નહિ એ ભયના ભારને લીધે હૃદે—હૃદયને ( તાડન કર્યું ) દરથી—ભયથી

૨૫૩ હરિનાદ-સિંહગર્જના જવલો-જેવે તવ ઇ૦—તવ ( ત્યારે-દુશાસને ભીમની શક્તિનો ભગ કર્યો ત્યારે ) ત્યા જે વીર હતા તથા જે રણ આગણમા ( રણભૂમિમા ) વળથી ( પોતપોતાના વળ પ્રમાણે ) મળ્યા હતા તે સર્વે સાધુ ! સુસાધુ ! ( ભલો ! ભલો ! ) વદે-વદવા લાગ્યા દુશાસન ભીમ કરતા વધારે પરાક્રમી વીર નહોતો તેમ છતા તેનું પરાક્રમ આટલું બધુ કેમ વર્ણવ્યુ છે તે શકા નિવૃત્ત કરવાને કવિ કહે છે કે, દીપ ઇ૦—દીપ

જવ શક્તિ કપાઇ ગઈ તવ માં-
ભડ ક્રોધી ઉઠયો કરી ગર્જન તો,
શૂરવીર વિંધ્યુ અતિશે તનુ તે
મુજ આ શરમા કર મર્દન તો,
અથવા કરજેજ ગદા મમ ધા-
રણ તારણ હારણ તર્જન તો,
ગયુ જો ગયુ જો કવિ વલ્લભ જે
વર આજ થયુજ વિસર્જન તો ૨૫૪
વદી એમ ગદા કર બીચ ધરી
કરી ઉચ્ચ અવાજથકી ગગડયો,
વળિ બોલ કહ્યો ધર તોલ મતિ
વિણ હે દુરઆત્મન જો રગડયો,
સહુ સેન જુએ તવ શોણિત તો
પીઉં આજ અવાજ મુખે વગડયો,

( દીવો ) મરતા ( હોલવાઇ જતા ) ઝળથી ( ઝળકારથી ) દીપે ( પ્રકાશે છે ) મતલબ કે હોલવાતો દીવો જેમ એકાએક વધારે દીપે છે તેમ દુ શાસન નિર્બળ છતા જે આટલુ જોર બતાવે છે તે તેના મરણનુ દિષ્ટચિન્હ છે

૨૫૪ માંભડ-મોટો ભટ ( યોધ ) ગર્જન ( ગર્જના ) ગર્જના કરીને તે બોલ્યો શૂર ઇ૦-સ્પષ્ટ છે તનુ-શરીર મર્જન-મજ્જન-સ્નાન આ બાણ શરમા તુ સ્નાન કર અર્થાત તેના પ્રહારને સહન કર તારણ-તને આ લોક માથી તારનારી-મોક્ષ પમાડનારી-અથાત મૃત્યુ પમાડનારી હારણ-હરાવનારી તર્જન—તારો તિરસ્કાર કરનારી ( તારણ વગેરે ગદાના વિશેષણ છે ) ગયુ ઇ૦-તારામા જે વર ( ઉત્તમ-ઉત્તમપણુ ) હતુ તે ગયુ અને આજ તારૂ વિસર્જન થયુજ-તુ મૃત્યુ પામ્યોજ, એમ જો

પચવું બચવું તજ મૂઢમતે
તુજ ભીમની સાથ જદા ઝઘડયો. ૨૫૫
સુણી વેણ કરાળ થયો મતિવા—
નજ શક્તિ ગ્રહી વદિયો મુખથી,
બચ રે બચ રે બકવા કરતો
મૂઢ શક્તિ સહે મમ શે દુખથી;
વદી એમ શકત્તિ પડાવત મા'–
ચૂર ક્રોધ ધરી ઉભિયો રૂખથી,
દુરવાસ ભયે શિવ ક્રોધી ભલે
પણ ભીમથી તો હુના મુખથી. ૨૫૬

શકતી નિરખી સ્વય ધારી ગદા
ઝટ મારી મરોડથી પ્રાણ મૃદી,
શકતી કરી ચૂરણ વાગી શિરે
જઈ દુષ્ટ દુશાસન સાન સદી;
શરીરે રૂધિરે કરી શોભિત મા'-
ભડ પાસ ગયો મુખ સાદ વદી,
હઠઆતકરથી દશ તો ધનુ દૂ-
રજ ફેકત ભીમ દબાવી રદી ૨૫૭

મુગદાથી હણાયુ ભલુ શિર તો
વળી કેશ વિખાઈ ગયા શિરના,
કવચો ભરણો વસનો વીરના
તહિ રે વિખરાઇ ગયે પિરના,
અતિ આપદમાં પદ વીર તજી
કરો આપ તજ્યા ગુણ જે ધીરના,
પડતી મુગદાથકી સારથી ને
હરિ ચૂર્ણ થયા રથ જે વીરના. ૨૫૮

---

૨૫૭ સ્વય-પોતે મરોડથી-વાંકા થઇને પ્રાણમૃદી—પ્રાણનું મર્દન કરનારી (ગદા) દુષ્ટ ઇ૦—તેથી દુષ્ટ દુ શાસનની સાન સદી-ઘટી ગઇ-જતી રહી (મન્-ઓછુ થઈ જવુ) મા'ભડ (મહા ભટ)-ભીમ. હઠ ઇ૦-ભીમે પોતાના રદી (દાત) દબાવીને હઠ આતકરથી (હમાતકારથી-જોર જુલમથી) તેને દશ ધનુ જેટલો દૂર ફેંક્યો

૨૫૮ ભરણો—આભરણો (અલકારો) વસનો-વસ્ત્રો વીરના-દુ શાસનનાં. પિરના-પીડા (થઇ?) અતિ ઇ૦-અતિ આપદમાં પડીને વીરનુ પદ તજીને ધીર પુરૂષોના જે ગુણો છે તેને પણ તેણે પોતે તજ્યા હરિ-ઘોડા.

## સવૈયા

ભૂસુર ભાખત હે જનમેજય
દુષ્ટ દુશાસનને નિરખી તહીં.
પાડવ પાચલ આદિક રીઝત
સિહસ્વરે કરી ગર્જત તે સહી,
પાડી દુશાસન આપ મહાભડ
ભીમ સુનામધરો વદતો કહી,
દેશ વિદેશ સુધી રવ પો'ચત
રોચત રોઝત આપ ખડો થઇ ૨૫૯

ભેયુત શબ્દ સુણી સવળા વીર
નાસી ગયા કઇ નાસી ગયા રણ,
શૂન્ય થયુ વર પાણી ગયુ ઝટ
મૂર્ચ્છિત સર્વ બન્યા રણના જન,
તે સમયે ભડ ભીમ મહાપુરુ
તુષ્ટ બની રીઝતો સ્વયને મન,
વાહન ઊપરથી ઉતરી કરી
દોડી ગયો નવ સ્થૂળ ગણી તન ૨૬૦

---

૨૫૯ સવૈયા—મિરીટ ૭૬ ( આઠ ભ ગણ ) પાચલ—પાચાલ દેશના ધૃષ્ટદ્યુમ્નાદિ રાજાઓ વદતો કહી—એ સુનામ ધારી ભીમ બોલે છે એમ કહીને પાડવ વગેરે સિહસ્વરે ગર્જના કરે છે એમ પાછના ચરણ સાથે અન્વય. રવ—શબ્દ ( ભીમની ગર્જનાનો ) રોચત ઇ૦—ભીમ આપ ખડો થઈ ને રોચત ( શોભે છે ) અને રોઝત—રીઝત ( ? )

૨૬૦ ભેયુત—ભય યુક્ત રણ ઇ૦—(પછીના ચરણ સાથે અન્વય ) રણ શૂન્ય થયુ, અને શત્રુ યોધાઓનુ વર ( ઉત્તમ ) પાણી ( બળ ) ગયુ તુષ ઈ૦—તુષ [તુષ્ટ—સતોષ યુક્ત] બનીને સ્વયને [ પોતાને ]મન રીઝતો

દ્રૌપદી કેશ ગ્રહ્યા મતિમૂઢ તું
ભર્તૃપરાઙ્મુખ તેં કરી દુષ્ટન,
જે નિરપાધી રજસ્વલ તો હતી
વસ્ત્રઅપાહર તું કર પુષ્ટન;
એમ વદી ઘૃત હોમ જશો બની
જ્વાળરૂપ હવો અતિ રૂષ્ટન,
કર્ણ જુએ કૃપ અશ્વ નિહાળત
ભાગત યોધન અંગ સુકુષ્ટન. ૨૬૧
દુષ્ટ દુર્યોધન ને કૃતવર્મન
સ્તબ્ધ બની નિરખે ચખ ચીકર,
તેહ સુણે તરી ગર્જન તો કરી

---

[હર્ષ પામતો હતો ] સ્થૂળ ઇ૦—દુશાસન સામે દોડતાં તેણે પોતાની તન [તનુ-દેહ] સ્થૂળ [ભારે-જાડી] ગણી-ગણકારી નહિ.

૨૬૧ ભીમે દુશાસન સામે દોડી જઈને તેને શું કહ્યું ? તે કહે છે: દ્રૌપદી ઇ૦—હે દુષ્ટન [દુષ્ટ] ! તું મતિમૂઢ [મૂઢ બુદ્ધિવાળો] છે, તે દ્રૌપદીના કેશ ગ્રહ્યા [ઝાલ્યા] હતા અને તેને તે ભર્તૃપરાઙ્મુખ [તેના ધણીઓથી વિમુખ] કરી હતી –તેં સભામાં સામે પોતાના ધણીઓની સહાય ન માગી શકે એવી સ્થિતિમાં તેને તે આણી હતી ! જે ઇ૦—વળી પુષ્ટન [પુષ્ટ થયેલા એ] તે જે નિરપાધી [નિરપરાધી] અને રજસ્વલ [રજસ્વલા] હતી તેના વસ્ત્રનું અપાહરણ [વસ્ત્રો દૂર ખેંચી કાઢવાનું કામ] કર્યું હતું ! એમ ઇ૦—એમ વદીને અગ્નિમાં કરેલા ઘૃતહોમ જશો [જેવો] બનીને ભીમ અતિ રૂષ્ટન [રૂષ્ટ-ક્રોધી] અને જ્વાળારૂપ-બળતા અગ્નિ જેવો પ્રકાશમાન હવે-થયો. ભીમ એમ બોલતો હતો તે વખતે કર્ણ વગેરે સઘળા હાજર હતા તે બતાવવાને કવિ કહે છે કર્ણ ઇ૦—ભીમને કર્ણ જોતો, હતો; કૃપ [કૃપાચાર્ય] અને અશ્વ [અશ્વત્થામા] નિહાળતા હતા તથા બીજા યોદ્ધાઓ પણ ભાગત [ભાગતા હતા], તેમનાં અંગ સુ-સારાં (છતાં) પણ કુષ્ટન (કષ્ટ-કોઢથી વ્યાપ્ત) હોય તેવા થઈ ગયાં

આપ ભણે ભીમ જો ચલવુ કર,
જો વીર માતકૂખે કરી જન્મજ
તો અટકાવ કરોજ ભણુ હર,
રક્ષક થાવ સમક્ષ ઉભા સહુ
પક્ષ અધક્ષ કરો મૂકીને ડર ૨૬૨

કર્ણ કરે કરીને શર મોકત
શિથલ પારથ ભીમથકી અતિ,
વાઘ વિક્રાળ થયો પઠી મારત
વેગ વધે તિમ તો ચલવી મતિ,
ભાળ બિચે હૃદયે શર લાગત
ઝાળત ઝાળ ઝગે અતિને અતિ,
મારૂ છુ મારૂ છુ મારૂ છુ વલ્લભ
કર્ણ નિહાળ તુ ચક્ષ વતી વતી ૨૬૩

---

૨૬૨ બીજા કોણ જોતા હતા તે કહે છે દુષ્ટ ઇ૦-દુષ્ટ એવો દુર્યોધન (દુર્યોધન), અને કૃતવર્મન (કૃતવર્મા) પણ સ્તબ્ધ બનીને અને ચખ (નેત્ર) ને થીકર (સ્થિર કરીને) નિરખે છે જો ઇ૦-ઉપર કહ્યા તે સૌનો સાભળતા ભીમ કહે છે કે, જો તમે વીરમાતાની કૂખે જન્મ ધર્યા હોય-જન્મ ધારણ કર્યો હોય તો (હું દુ શાસનને મારૂ છુ તેનો) અટકાવ કરો, હવે હુ હર ભણુ છુ-મહાદેવનુ નામ લેઇને દુ શાસનનો વધ કરૂ છુ ! અધક્ષ-અર્ધક્ષણ જેટલી વાર સુધી પણ પક્ષ કરો અથવા તમે ડર મૂકી દેઇને તમારા પક્ષને અધક્ષય (ન બળે એવો-નાશ રહિત) કરો !

૨૬૩ કર્ણ ઇ૦—દુ શાસનને મારતા ભીમને કર્ણ પોતાના કરે [હાથે] કરીને શર મોકત [મોકે છે] પણ તે પારથ (અર્જુન) અને ભીમથકી અતિ શિથિલ થયેલો છે—પ્રથમ તેમની સાથે યુદ્ધ કરીને થાકી ગયેલો છે (તેથી તેનાથી બહુ જોર થઇ શકતુ નથી) ભીમને કર્ણનું બાણ લાગવાથી તે પાછો ન હઠતા વધારે જોસમા આવે છે તે વિષે દૃષ્ટાત સહિત કહે છે

એમ વદી હરિ જેમ ગ્રહે કરિ
નિગ્રહ તેમ દુશાસનનો કરી,
ચક્ષ ધરીજ નિશાન કરી ઝટ
તીક્ષણ ધારવતી અસિને ધરી,
કંપવતી ગ્રીવ બીચ ધરી પગ
ભાખત મૂઢ ગણે નવ તું જરી,
આજ થતો નવ દીન મતિવિણ
વસ્ત્ર ધરો ઉધરો ઉધરો ફરી ૨૬૪
તુજ દુશાસન જે વદતો મુખ
છે સુગર્ભ સખા સહુ પાંડવ,

---

વાત ઇ૦—જેમ વાત વિકાર થયો હોય અને પછી તેને મોહ મારત (મારે છે) ત્યારે તેનો વેગ (જુસ્સો) જેમ વધે છે તેમ ભીમે પણ મતિ ચલવી અર્થાત્ તે અતિ જુસ્સામાં આવ્યો ભાગ ઇ૦— તેને ભાગ બિચે (કપાળમાં) અને હૃદે (છાતીમાં) શર લાગત (લાગે છે) તેથી તે ઝાગત (તેને ઝાળ ઊઠે છે) અને તેને તે ઝાળ અતિ ન અતિ (ઘણી ઘણી વધારે) ઝગે છે—પ્રકાશે છે પછી ભીમ કર્ણ પ્રતિ બોલ્યો કે હે કર્ણ ! તું તારા ચક્ષવતી નિહાળ, જો હું દુશાસનને મારૂં છું ! ('વતી શબ્દ બે વાર છે માટે 'ચક્ષવતી, ચક્ષવતી' એમ અન્વય કરવો) અથવા વત્તી [વધતી]—વધારે આંખથી નિહાળ

૨૬૪ એમ ઇ૦—એમ વદીને હરિ [સિંહ] જેમ કરિ [હાથી]ને ગ્રહે તેમ દુશાસનનો નિગ્રહ કરીને [તેને પકડીને] ચક્ષ ધરી [દૃષ્ટિ સાધીને] તથા નિશાન કરી [તાકીને] તીક્ષણ [તીક્ષ્ણ] ધારવતી [ધારવાળી] અસિને [તરવારને] ધરી [હાથમાં લીધી] કંપવતી ઇ૦—પછી ભીમ તેની કંપવતી [કાંપતી] ગ્રીવ [ગ્રીવા–ડોક] બીચ [વચમાં] પગ ધરીને ભાખત [બોલે છે] કે હે મૂઢ તું જરી નવ ગણે [કોઈને ગણતો નથી], તો આજ તું મતિ વિણ [બુદ્ધિહીન] અને દીન થતો નહિ હવે ફરીને વસ્ત્ર ધરો [દ્રૌપદીનાં વસ્ત્ર ઝાલો] અને તેને ઉધરો–ખેંચી કાઢો અર્થાત્ વસ્ત્ર ઝાલીને ખેંચવાનું આ ફળ છે એમ જાણ !

જે સૂતનો સુત જો ચલવે શર
દુષ્ટ દુર્યોધન વિગ્રહ માડવ,
બેય ઉભા સુરભિ સરખા તુજ
આ ભીમ અર્જુન જાળક ખાડવ,
આજ વદો ગઉ કે બનિયા અમિ
તોય કરૂ અમિ શોણિત તાડવ ૨૬૫

રાજસૂયાભૃથિ સ્નાનવતી સતી
કોણ કરેકર્ષો કેશ ગ્રહ્યા મૂઢ ?
મૂઢ કયા કરથી ગ્રહી ભામિની
શે ન વદે ગતિ આજ થઇ ગૂઢ,
ગૂઢ સભાબિચ તે બનિયુ ભય
મલપણુ ગયુ શે દીનતા રૂઢ,
રૂઢ થયો દિગમૂઢ થયો તવ
છે ફૂટ છે ફૂટ છે ફૂટ આ રૂઢ ૨૬૬

---

૨૬૫ તુજ ઇ૦—તુજ તે દુઃશાસન કે, જો પોતાને મુખે સહુ પાડવ ને સુરભિ [ ગાય ] સરખા વદતો હતો ? પણ જો જે સૂતનો સુત [ કર્ણ ] શર [ બાણ ] ચલવે છે અને જે દુષ્ટ દુર્યોધન [ દુર્યોધન ] વિગ્રહ માડવ [ માડી બેઠો છે ] તે બેય તુજ [ પક્ષના હોઇને ] સુરભિ [ ગાય ] સરખા ઉભા છે અને આ [ તો ગાય સરખા નથી પણ ] ભીમ તથા ખાડવ વનનો જાળક [ બાળનાર ] અર્જુન છે અ જ ઇ૦—આજ તમે એમ વદો કે અમિ [ અમે ] ગઉ [ ગાય ] બ યા છીએ તોય અમિ [ અમે ] તારા શોણિત [ લોહીવડે ] તાડવ [ એ નામનુ નૃત્ય ] કરૂ [ કરીએ ] અર્થાત્ તુ ગમે તે કહે તોપણુ તને માર્યા વિના છોડનાર નથી ।

૨૬૬ વળી પાછુ વૈર સંભારીને પોતાના ક્રોધનુ ઉદ્દીપન તથા દુઃશાસનનો તિરસ્કાર કરે છે રાજસૂય ઇ૦ હે મૂઢ ! રાજસૂયાભૃથિસ્નાનવતી ( રાજસૂયાવભૃથસ્નાનવતી–રાજસૂય યજ્ઞની સમાપ્તિનુ જેણે સ્નાન કરેલુ છે એવી) .

વેણ સુણી વૃકઊદરના મન-
માં ભયતો અતિશે વસિયો તવ,
તોપણ શૂર સમો થઈ ભાખત
રાખત પાણી દુકાળ થયો જવ;
કાઇક હાસ્ય કરી નયનો નચ
વી લવ કૌરવ સોમક તો રવ,
જેમ સુણે ત્યમ ક્રોધ કરી કર્રો
ભીમ મતિ બનતો ભડ તે ભવ ૧૬૭

હે ભીમ પીન કુચો મરધા કર
આ કર તેજ વસે તુજ નિકટ,
ગાયતણા અતિ દાન દીધા કર

---

સતી દ્રૌપદીના કેશ તે કોણ કરે ( કયા હાથે ) કરીને ઝાલ્યા હતા ? મૂઢ ઇ૦–તે કર્મ તો ગૂઢ ( છાની–ખાનગી ) સભાની બિચ ( વચ્ચે ) બન્યુ છે તે ભલ ( ભલે બન્યુ ),' પણ તારા તે કર્મનું ફળ તો તનેહુ આ જાહેર રણસગ્રામમા આપુ છુ ને લોગવ ' એ વ્યગ્ય છે મલ ઇ૦—તારૂ મલ્લપણુ શે ગયુ અને તારે વિષે દીનતા ( દીનપણુ ) શે રૂઢ થયુ છે ! રૂઢ ઇ૦—જો તુ દીનતામા રૂઢ થયો, અને આ વખતે દિગ્મૂઢ થયો તો સગ્રામ કરવાને રથ ઉપર આરૂઢ થયેલાને વારવાર ધિક્કાર છે ! પ્રત્યેક ચરણના અત્યના બે અક્ષરો પછીના ચરણના આદિમા આવે છે માટે સિહાવલોકન.

૨૬૭ વૃકઊદરના–વૃકોદરના [ ભીમના ] તવ–ત્યારે રાખત ઇ૦—જવ [ જ્યારે ] પાણી [ બળ ]નો દુકાળ થયો–બળ છેક નાશ પામ્યુ ત્યારે તે પાણી રાખત [ બળ બતાવે છે ] દુશાસન બળાત્કારે શૂરપણુ બતાવે છે કાઇક ઇ૦—તે કાઇક હાસ્ય કરીને તથા લવ [ જરાક ] નયનો નચવીને [ આંખો ફેરવીને ] જેમ કૌરવ અને સોમક પોતાનો રવ [ શબ્દ ] સુણે ત્યમ ક્રોધ કરી કરીને તે ભીમની પ્રત્યે ભડ [ ભટ–વીર ] અને ભવ [ ભવ્ય ] બનતો [ ભટપણુ અને ભવ્યપણુ દેખાડતો ]

આ કર છે અરિને અતિ વિકટ;
શત્રુતણું મરદન્ન કર્યું કર
આ કર એજ મતિમૂઢ નિપટ,
હાથીની શુડ સમા કર આકર
આકર વજ્ર હુયાં ફુટ વિફ્રુટ ૨૬૮

કૌરવ ,પાંડવ સોમકની મળી
સારી સભા હસતીપુર માંહિય,
તે બીચ દ્રૌપદી કેશ ગ્રહ્યા કર
ગાય કહ્યા મુખ આથકી જ્યાહિય;
એજ દુશાસન આજ વડા કર
શુ કરશે વૃકઉદર આંહિય,
વેણ સુણી વડ ભીમ મહાકુધ
મૂધ બની કરતો શુચ ત્યાહિય ૨૬૯

જોઇ રૂપે યમશો ભડ ભીમજ
બોલ દુશાસન આપ બળી રાણ,
કર્ણ કરી શરનુ પિંજર તહીં
રોધન ભીમ મહા શૂરનો મણ,

---

૨૬૮ ભટપણું શી રીતે દેખાડે છે તે કહે છે હે ઇ૦—દુ ।ર્યો
કે હે ભીમ ! જે કરે પીન (માસન) કુચો (સ્તન) મરદ્યા છે તેજ આ ભુજ નિકટ (તારી પાસે) વસે છે તે કર [હાથ] છે ગાય ઇ૦—જે કરે ગાયના અતિ દાન દીધા છે તે કર આ છે કે જે અરિને અતિ વિકટ છે. શત્રુ ઇ૦—હે નિપટ [અત્યંત] મતિમૂઢ ! જે કરે શત્રુતણુ મરદન્ન [મર્દન] કર્યું છે તેજ આ કર છે વિફ્રુટ—અતિ ધિક્કાર

૨૬૯ સોમક—એ નામના રાજાઓ હસતીપુર માહીય—હસ્તિનાંપુરની માહે. વડ—વડો મહાકુધ—મહાક્રુદ્ધ મૂધ—મુગ્ધ—ક્રોધવડે વિવેક શૂન્ય થયેલો

તેહ ગણે ન ગણે વૃકઊદર
પિંજરમા પડી આપ ધસે રણ,
ચેન અચેત ન વાર કરૂ હવિ
પ્રાણ ગયો તુજ દેહ હવો રણ ૨૭૦
બે કરથી બળથી પકડી કરી
વક્ષથળે પીડિતો કરિયો અતિ,
જોઇ બીજા વર યોધન ભાખત
તર્જન સર્વ કરી મહતી મતિ,
આજ દુશાસન બાહુ જશે વદુ
જો બળ હોય સુયોધ વિષે રતિ,
તો બચવો શત ભ્રાત મળી કરી
માતુલ મીતર ચિત્રવતી ગતિ ૨૭૧

---

૨૭૦ દુ શાસનને બચાવવાને કર્ણ શુ કર્યું તે કહે છે જો ઇ૦--ભીમ ભડ [ ભટ ]ને રૂપે [ રૂપમા ] યમશો [ યમ સરખો ] જોઇને પછી બળી [ બળવાન ] એવા કર્ણે આપ [ પોતે ] દુ શાસનના બોન શણ [ શણ્યા ] તેથી તેમ તહી [ રણભૂમિમા ] શર [ બાણ ]નુ પિંજર કરીને-અર્થાત્ ભીમની ચારે પાસ જાણે બાણનુ પાંજરૂ હોય એવા બધા બાણ છોડીને મહાશૂરનો મણ [ મણિરૂપ ] જે ભીમ તેને રોધન [ અટકાવવા લાગ્યો ] તેહ ઇ૦--પણ વૃકઊદર ( ભીમ ) તેહ [ શરના પિંજરા ]ને ગણે ન ગણે--ગણે કે ના પણ ગણે અને તેવા પિંજરામા પડીને પણ પોતે રણમા ધસે છે ચેત ઇ૦--ભીમ બોલ્યો કે હે અચેત ! [ જડરૂપ દુ શાસન ! ] તુ ચેત ! હુ હવે વાર નહિ કરૂ, હવે તારો પ્રાણ ગયો અને દેહ રણરૂપ (ઉજડ) થયો એમ જાણ

૨૭૧ વક્ષથળે છાતીમા પીડિતો-પીડિત જોઈ ઇ૦--પછી બીજા વર [ શ્રેષ્ઠ ] યોધન [ યોધાઓ ]ને જોઇને અને મહતી [ મોટી ] મતિ [ બુદ્ધિ ]થી મર્વનુ તર્જન [ તિરસ્કાર ] કરીને ભાખત [ બોલવા લાગ્યો ] શુ બોલ્યા

એમ ભખી ક્રુધ આનની ભીમ જિ
ભે ભણી અંગથકી કર કાઢત,
વજ્ર જશા કર તેહથકી - તહિં
દુષ્ટ દુશાસનનું તનુ પાડત;
ભૂ પડિયો ગ્રહી વક્ષ વિડારત
કાંઇક ઉષ્ણ સુશોણિત ચાખત,
પાડત તે બળિ ખડ્ગથી મારત
શીશ ઉડાવત લોહી સુદાખત. ૨૭૨

પાન કરી વળી ને વળી નાચત
રાચત અંગ સુલોહી ઘસી ઘસી,
સ્વાદ ગ્રહી ઉદરે કર ફેરત
હેરત આપ દિશા દશમાં વસી;
ભાળત સન્મુખ ઝાળત દુશ્મિન
ટાળત અગ અભંગ અસિ રસી,

---

લાગ્યો તે કહે છે. આજ ઇ૦—હુ વદુ છું [ કહી સંભળાવુ છું-અર્થાત્ છાનો માનો કે કપટ પ્રપંચથી નથી મારતો ]. કે આજ દુ શાસનના બાહુ [ હાથ ] જશે [ નાશ પામશે ], માટે જો તમારા સુયોધ વિષે [મારા યોધાઓમા ] રતિ [ લગાર જેટલું ] પણ બળ હોય તો, તમે શત [સો] ભ્રાત, અને જેમની ગતિ ચિત્રવતી [ વિચિત્ર ] છે એવો માતુલ [ મામો—શકુનિ ] અને મીતર [ મિત્ર—કર્ણ ], એ સૌ મળી કરીને તેને બચવો—બચાવો.

૨૭૨ ભખી—બોલીને. ક્રુધ આનની—ક્રોધ યુક્ત આનન [મુખ]વાળો ભે ભર્ગુ—ભય ઉપજે એવો ઉચ્ચાર કરીને. અગથકી—[દુ શાસનના] કર કાઢત—હાથ ખેંચી કાઢે છે પાડત—નાશ કરે છે. વક્ષ—છાતી વિડારત [ વિદારંત ]—ફાડે છે. બળિ—બળિદાનરૂપ દુઃશાસન.

ધન્ય દુશાસન ધન્ય દુશાસન
સ્વાદ વિસ્વાદ મળ્યોજ કશી કશી. ૨૭૩

માતનું દુગ્ધન કે મધુ કે ઘૃત
દ્રાક્ષતણો રસ જે બનવ્યો ભલ,
પાણીથકી રસ જે નિપન્યો વર
મંથક દુગ્ધ મહીરસ શું બળ;
પેય પૃથિવી તલે વસતા રસ
પીયૂષકેરી બરાબરની કળ,
સર્વથી શ્રેષ્ઠ સુશોણિત છે ભલ
મલ્લ બનું કરી પાન મહામલ. ૨૭૪

---

૨૭૩ હેરત–જુએ છે. ઝાળત (જાળત)–બાળે છે. ટાળત ઇ૦—અસિ (તરવાર)ને લોહીમાં રસીને [રંગીને] તેના અભંગ [આખા રહેલા] અંગને ટાળત [અર્થાત્ કાપી નાખે છે]. એ પ્રમાણે દુઃશાસનને માર્યા પછી અને તેનું લોહી પીધા પછી ભીમ પ્રતિજ્ઞા સિદ્ધ કર્યાથી ઉપજેલા હર્ષને લીધે બોલે છેઃ ધન્ય ઇ૦—સ્પષ્ટ છે. સ્વાદ ઇ૦—તને કશી કશીને–યુદ્ધમાં તારૂં તત્વ જોઈ જોઇને પછી છેવટે મને તારા લોહીનો સ્વાદવિસ્વાદ [વિશેષ લેહેજત આપનારો સ્વાદ] મળ્યોજ–નિશ્ચય મળ્યો છે.

૨૭૪ પ્રતિજ્ઞાસિદ્ધ કરવાથી ઉપજતો હર્ષરૂપ સ્વાદ દુઃશાસનના લોહીમાં રહ્યો છે માટે ભીમ તેને બીજા બધા સ્વાદ કરતાં ઉત્તમ ગણી વખાણે છેઃ માતનું ઇ૦—સ્પષ્ટ છે. દુગ્ધન–દૂધ. વર–શ્રેષ્ઠ. મંથક–મહો. દુગ્ધ–સામાન્ય દૂધ. મહીરસ–દહીંમાંથી કે પૃથ્વીમાંથી ઉત્પન્ન થતા રસ. શું બળ–તેનતુ શું બળ છે? અર્થાત્ એ રસ તે શી ગણત્રીમાં છે? પેય ઇ૦–પૃથ્વીના તળમાં પેય (પીવાયોગ્ય) રસ વસતા (વસે છે), પણ પીયૂષ (અમૃત)ની બરાબરીની જેની કળ (કળા–અંશભાગ) છે એવો તો સર્વથી શ્રેષ્ઠ ભલ (ભલો) સુશોણિત રસ છે, માટે તે મહામલ (અતિ નિર્મળ) પાન કરીને હું મલ્લ બનું!

ક્રોધી બની વળી મૃત્ય ધરી કર
ભાખત શું કરૂં સાંય થયો યમ,
બોલી બળે ગ્રહતો વર રવાદજ
નાચ કરે પગ ધારી ડમે ડમ;
તાલ બજાવત ગાન સુગાવત
વેષ ભજાવત વીરન મોકમ,
ત્રાસી ગયા શૂર નાશી ગયા કઇ
આયુધ ભૂમિ પડયા તજિયા દમ ૨૭૫
કર્ણ કરેથકી આયુધ ત્યાગત
નોંય મનુષ્ય જરૂર ઈ રાક્ષસ,
લોહી પિયે નવ માનવ તો કદી
એમ વદી કરતો મનને વશ;
રાક્ષસ માનવ કોય વસો રણ
યુદ્ધ કરી શૂર તો સજતા જશ,
એમ વદી ધનુ બાણ ગ્રહી કર
મારત ભીમ ધરીજ ઇકિ ટશ ૨૭૬
કોણ ગણે શરઘા રૂધિરારૂણ
અંજલિ હાથ ગ્રહી વદતો વળી,

૨૭૫ ક્રોધી ઈ૦—ભીમ ક્રોધી બનીને અને વળી તેનું મૃત્ય [મુડદું] કર ધરીને ભાખત [બોલે છે] કે શું કરૂં દુશાસનને યમ સાંય થયો અર્થાત્ મારે એને પ્રત્યક્ષ બતાવવું હતું કે જો હું તારૂં લોહી પીઉ છું, પણ તે મરી ગયો એટલે એ બની શકયુ નહિ। વેષ ઈ૦—એવી રીતે તે વીરન [વીર]નો મોકમ [દૃઢ] વેષ ભજાવત [ભજાવે છે]. તે જોઈને કંઈક ત્રાસી ગયા ઇ૦—સ્પષ્ટ છે

૨૭૬ ઇ-એ ધરી ઈ૦— ઈકિ [એકે] ટશ [નજરે] ભીમને ધરીને [નિશાનમા ધરીને]

गायज गायज गाय कह्या मूढ
गायज गायज गाय थया बजी;
नृत्य कर्युं वदी गायज गायज
नृत्य करुं वदी गायज हु मळी,
कोटी विषे शयने विष भोजन
कृष्ण सुसर्पतणु डसवु कळी – २७७
लाखघरे अगनि गुपता वन
मातुल मित्र मळी दुख तो दीध,
अंजली दुखतणी कर मारन
शासन एज महाभड तो कीध,
शु उपणु वर छे भल शोणित
जोई महामत बाट सूंरे लीध.
चद्र उदे युद्ध बंध थयु झट
भीम गयो करी कारज तो सिद्ध २७८

---

२७७ कोणु ई०—वळी ते भीम हाथमा रुधिरनी अंजलि (खोबो) ग्रहीने वदनो' (बोले छे) के, रुधिरवडे अरुण (राता) थयेला शर घा (तीरना घा)ने कोण गणे छे? हे मूढ! ते गाय, गाय, गाय, ए रीते अमने गाय कह्या हता, पण बळि (बळिदानरूप अथवा बळवान) तमो-ज गाय थया छो ते वखते अमने गाय, गाय, कहीने तमे नृत्य कर्युं छे अने आ वखते तमने गाय वदीने अने आ रणसग्राममा मळीने हु नृत्य कर छु! शु समजीने नृत्य करु छु ते कहे छे कोटि ई०–गगाना काठा उपरनी कोटी (कुटी–आश्रम)मा शयन कर्युं हतु ते, त्या तमोए आपेलु विषयुक्त भोजन, अने कृष्ण (काळा) सुसर्प (अति झेरी साप)नु मने डसवु, ए सघळु कळीने (समजीने–जाणीने) त्रीजा चरण साथे अन्वय

२७८ लाख ई०–वळी तमे अमने लाखना घरमा सुवाडीने तेमा अगनि (अग्नि)मूक्यो अने अमारे वनमा गुपत (गुप्त) रहेवु पड्यु, एवी रीते मातुल (तारो मामो शकुनि) अने मित्र (कर्ण), एमनी साथे मळीने

## રૂધિરરૂણ આલિંગન.

રક્ત બની ભડ ભીમ સિધારત
રે પરતીગન સત્ય કરી ઝટ,
થાળ ગ્રહી ઉભી દ્રૌપદી મારગ
આપ ઉમંગી વધાવત રે ભટ;
વા'લી પ્રિયા હૃદયે વસિયે મમ
જો પરતીગન સત્ય કરી ઝટ,
વલ્લભ દોડી ગઇ વલ્લભા ઝટ
આલિંગ આપ કરીજ ઝટો ઝટ ૨૭૯

અંગ સુરાગ અભંગ લગાવત
લોહી ભર્યા પતિ પાસ વિરાજત,
ધન્ય તું ધન્ય તું રે ધરણીપત
નામ નિશંક જ્વાવત તું રત,
ધર્મ કિરીટી નકુલ સ'દેવ જિ
આપથકી નવ કો અધિકા મત,

તમે અમને દુખ દીધ (દીધું )તેથી આજ હું તે દુઃખની અંજલિ ( રૂપ આ રૂધિરની અંજલિને ) પ્રાશન કરૂ છું ( અર્થાત્ પી જાઉં છું ) મહાભડ (મોટા વીર ) ભીમે તેને એજ શાસન ( શિક્ષા ) કીધ ( કરી ) શત્રુઓને બાળવામાટે લોહીની અંજલિ પ્રાશન કરીને તેને વખાણે છે શું ઇ૦— આ બન ( બહુ-મારૂં ) શોણિત ( લોહી )શું ઉષ્ણ ( ઉષ્ણ-ગરમ ) છે! શું વર ( સારૂં )છે! એની ભામની માઠીમત (મોટી મતિ) જોઇને સૂરે(સૂર્યે) વાટ લીધ ( સૂર્ય રસ્તે પડ્યો, અર્થાત્ આથમી ગયો ) ઉદે-ઉદય થયો

૨૭૯ પ્રતિજ્ઞા કરી તે પ્રમાણે રૂધિરથી રક્ત હોઇને ભીમ દ્રૌપદીને આલિંગન કરે છે રુધિરારૂણ-રુધિરથી રક્ત (લોહીથી રાતો) સિધારત-( તે સુ ભાપ્રી) પરતીગન-પ્રતિજ્ઞા ભટ-વીર ( ભીમ )ને વલ્લભા વલ્લના ( દ્રૌપદી ) આલિંગ ( આલિંગન )-એ

સાંપ જદા જદુનાથ હતા તવ
અર્જુન જીતતાણીજ વરી વત. ૨૮૦
ના તમ સાંયજ આપ અસાંયજ
ધન્ય તું ધન્ય તું રે ધરણીપત,
એમ વકારી વખાણી વખાણીજ
આપ રમે અતિ રંગ બિરંગત;
કાલ હણો પતિ રાય દુર્યોધન
થાય ભૂમધ્ય વડેરી સુભાંખત,
તાજ કવિવર રાજ વિબુધન
વલ્લભ છે કવિ ઇશ મહા મત. ૨૮૧
તેતણી ચાતુરી જોઇ તજે સહુ
ગર્વ કવિવર કે કવિશ્વર,
નામથી વલ્લભ છે કવિવલ્લભ
દુલ્લભ સુર અસુર તથા નર;

---

૨૮૦ ભીમને પ્રતિજ્ઞા સિદ્ધ કરી આવેલો જોઇને દ્રૌપદી દાસીએ આ-ણેલા અંગરાગ શરીરે લગાવે છેઃ અગ ઇ૦—સ્પષ્ટ છે દ્રૌપદી ભીમને વ-ખાણે છેઃ ધન્ય ઇ૦—સ્પષ્ટ છે. ધરણીપત ( પૃથ્વીપતિ-ભીમ ). નિશંક—નિઃશંક. રત—હે યુદ્ધાસક્ત કે હે મારી રતિરૂપ! મત—મતિમાં. શામાટે અધિકાર નથી તેનું કારણ કહે છેઃ સાંપ ઇ૦—સ્પષ્ટ છે વરી વત—અર્જુનની જીતની વાત સારેજ વરી—અર્જુન ત્યારેજ જીત્યા.'

૨૮૧ તમે તો કોઇની સાહાય લેતાજ નથી માટે તમને ધન્ય છે! એમ કહીને વખાણે છેઃ ના ઇ૦—સ્પષ્ટ છે. અસાંયજ—સહાય વિનાના. રમે—આનંદ પામે. રંગ બિરંગત—રંગ બેરંગથી. દુર્યોધન—દુર્યોધન. વડેરી—મોટી. સુભાંખત—સારૂં બાપણુ—સારી કીર્તિ. હવે કવિ પોતાની કવિતા વિષે બોલે છેઃ તાજ ઇ૦—વલ્લભ કવિ કવિવરનો તાજ ( મુકુટ ) છે અને વિબુધનનો રાજ ( ઇંદ્ર ) છે—કવિવરનો ઇંદ્ર છે. વળી તે કવિઓનો ઇશ અને મહામત ( મોટી બુદ્ધિવાળો ) છે.

વારિ મથી મતિ શ્રેષ્ઠ કરી ભરિ-
યો દરિયો વીરના રસનો વર,
જે રસિયા વસિયા ઉર ભીતર
અતર અન્ય કવીશ્વરને પર ૨૮૨

## કૃષ્ણકૃપાયાચન

### કવિત

કોઇ કથે કૃષ્ણરૂપ, યશોમતી બાળરૂપ,
કથે કોઈ દૈત્યનાશ, રૂપ ભગવાનને,
ગોપિકા ગોવિંદમાણ, કથે કોઇ કાલિહાણ,
કોઇ કથે વિધ્ર ઇંદ્ર, નાણ નગવાનને,
કવિ કોઇ રાસ રાશિ, ગોપકેરો કો ઉદાસી,
અક્રૂરે જોયા તપાસી, જેહ જગવાનને,
કવિમણિ કવીશ્વર, આનંદી વલ્લભેશ્વર,
કૃષ્ણ રૂપ ગણે કેવુ, ક્ષર ભગવાનને ૨૮૩

---

૨૮૨ તેતણી—વલ્લભ કવિની કવિવલ્લભ–કવિઓને વ્હાલો દલ્લભ ઇ૦—તે સુર (દેવો)ને, અસુર (દૈત્યો)ને, તથા નર (મનુષ્યે)ને દુર્લભ છે–અર્થાત્ એવા કવિઓ જ્યા ત્યા મળતા નથી। વારિ ઇ૦—ને કવિએ શ્રેષ્ઠ મતિ કરીને વારિ (વારિધિ–સમુદ્ર)–સાહિત્યરૂપી સમુદ્રનુ મથન કરીને વીરરસનો વર (ઉત્તમ) દરિયો (આ ગ્રન્થરૂપે) ભર્યો છે રસજ્ઞ કવિ હશે તે આ મારા કાવ્યના રસને જાણશે, બીજા કાઈ સમજતા નથી, એ અર્થ બતાવતા કહે છે કે જે ઇ૦– જે રસિયા કવિ છે તે તો મારા ઉર ભીતર—અંતરમા વસિય –વસ્યા છે પણ અન્ય કવીશ્વરો–નીરસ કવિઓને તો મારાથી પર (પરમ) અંતર (છેટુ) છે

૨૮૩ અથ સમાપ્તિએ કવિ, કૃષ્ણ જે આ કાવ્યમા પીઠમર્દરૂપે વર્ણવ્યા છે તથા જેને સર્વ કોઈ ઇશ્વરરૂપે ભજે છે તેનુ માહાત્મ્ય વર્ણવે છે કોઇ ઇ૦–કોઇ કૃષ્ણને કૃષ્ણરૂપે (દ્વારિકાપતિ)રૂપે કથે છે—તે રીતે તેને ભજે છે ૧૯

કવિ કવીશ્વર કોઈ, કુબડીપતિગા જોઇ,
ભજે યજે સજે સોઇ, કૃષ્ણ ભલનારણો,
કુવલયાપીડ ઘાત, કંસનિકંદન ખ્યાત,
કાલયવન નિપાત, સર્પ અગ્નિ મારણો,
જરાસંધ મદહારી, મથુરા ઉજ્જડકારી,
રાજરૂપ મહાભારી, ગણે મોગે ધારણો,
કવિમણિ કવિતાજ, વલભેશ્વર મા'રાજ,
કૃષ્ણરૂપ ગણે કેવુ, અઘઓઘજારણો ૨૮૪

તેને યશોમતી (યશોદા)ના બાળ (બાળકૃષ્ણ)રૂપે કચે છે-તે રૂપને ભજે છે કે ધ્યાન કરે છે (એ અનુવાદ સર્વત્ર કરવો) અને કોઈ ભગવાનને કંસ વગેરે દૈત્યના નાશરૂપે કચે છે ગોપિકા ઈ૦—કોઈ તેને ગોપિકાઓના પ્રાણરૂપ ગોવિંદ કહે છે, કોઇ તેને કાલિયનાગની હાણ કરનારા કહે છે અને કોઇ વિધિ (બ્રહ્મા) તથા ઇંદ્રને નાણ (નાણી જોનાગ તેમના પરાક્રમની પરીક્ષા કરનારા) નગવાન (પર્વતવાળા-ગોવર્ધનધારી) કહે છે બ્રહ્મા ગોપ તથા વાછરડા હરી ગયા હતા ત્યારે કૃષ્ણે નવા ગોપ અને વાછરડા કરી એક વર્ષ સુધી ચલાવ્યુ હતુ અને બ્રહ્માનો ગર્વ છોડાવ્યો હતો તેમજ ગોકુળમા થતો ઇંદ્રયાગ અટકાવ્યાથી કોપેના ઇંદ્રે વૃષ્ટિથી ગોકુળ તાણી નાખવાનો યત્ન કર્યો ત્યારે ગોવર્ધન પર્વતને ધરી રાખીને તેમા વ્રજવાસીઓને આશ્રય આપીને ઇંદ્રનો મદ હર્યો હતો, એ કથા ભાગવતમા પ્રસિદ્ધ છે કવિ ઇ૦—કોઇ કવિ તેને રાસ રાશિ—રાસક્રીડાના રાશિરૂપ કહે છે, કોઇ તેને ગોપકેરો ઉદાસી (ગોપ છતા ગોપથી અનંગ) કહે છે, તથા જેહ જગવાન (જગતનો ધારણ કરનાર) કૃષ્ણને અક્રૂરે તપાસી જોયા હતા (યમુનામા અક્રૂર નાહાવા પડ્યો ત્યારે જળમા કુબજા માર્યા પછી તેમને ભગવાનના દર્શન થયા હતા એ કથા ભાગવતમા છે) તે એ છે એમ કહે છે કૃષ્ણ ઇ૦ ખગવાન (પક્ષીવાળા-ગરુડગામી) તથા હર (નાગરત મનુષ્યદેહને ધારણ કરી રહેના) કૃષ્ણના રૂપને વલ્લભ કેવુ ગણે ? સંદેહ અર્થાત્ એ બધાય કૃષ્ણના રૂપ છે, માટે એમાથી હુ કયુ વણુ !

૨૮૪ કુબડીપતિગા—કુબ્જાના પતિરૂપ યજે—પૂજે કુવલયાપીડ—એ નામનો કંસનો હાથી એ હાથીને કૃષ્ણે માર્યા હતો કાલયવન—એ નામનો

રૂક્મિણીપ્રાણઆધાર, સત્યામાનકેરો માર,
કૌરવ સહારનાર, ગણે કવિ કા'નને;
ગીતાકાર ગણે લોક, પાર્થમિત્રરૂપ રોક,
વચન અસત્ય ફોક, ગણે એવા માનને;
રાજસૂય અશ્વમેધ, કર્ત્તા હરિ સર્વમેધ,
મટાડતા આપ વેધ, સર્વ ધારી સાનને;
કવિમણિ કવિભૂપ, વલ્લભેશ્વર મા'રૂપ,
ગણે છે હરિ તદ્રૂપ, માગે તેવા જ્ઞાનને. ૨૮૫
કૃષ્ણરૂપ છે કપટ કર્યા કઇનાં ચપટ,
ઉગર્યા ન કો ઝપટ, નમુ તેવા રૂપને,
માયા નવ દાનવની, માયા કશી માનવની,
માયા ધારો માનવની, નમું માયા કૂપને,

---

જરાસધનો મિત્ર રાજા કૃષ્ણને મારવા આવ્યો હતો તેને કૃષ્ણે યુક્તિથી મુચુકુંદ પાસે મરાવ્યો હતો ઉજડકારી–(સર્વ યાદવોને લઇને દ્વારકામા વસ્યા માટે ). ધારણો–ધારણ નાખનારો–મોહ પમાડનારો, અથવા માંયાવી અઘ-ઓઘજારણો-પાપના ઢગલાને બાળી નાખનારો

૨૮૫ સત્યા ઇ૦–સત્યા ( સત્યભામા )ના માન ( પ્રીતિની રીસ )નો માર ( કામદેવ ). અર્થાત્ જેમ કામદેવના બળથી સ્ત્રીઓની રીસ નાશ પામે છે તેમ સત્યભામા નામે પોતાની પટરાણીના રોષને મટાડનાર કૃષ્ણ છે. કૌરવ ઇ૦–ભારતના યુદ્ધમા કૃષ્ણે જો કે હાથમા હથિયાર ન ઝાલવા પ્રતિજ્ઞા કરીને તે પાળી પણ હતી તથાપિ કવિઓ તો કૌરવોનો સહાર કરનાર કા'ન ( કૃષ્ણ )નેજ ગણે છે। ગીતાકાર ઇ૦–લોકો કૃષ્ણને ગીતાકાર ( ભગવદ્ગીતા) ના કર્તા ગણે છે. ( અર્થાત્ ગીતા વ્યાસે રચી કે કૃષ્ણે એ વિષે હુ કાઇ નિર્ણય આપતો નથી ). પાર્થ ઇ૦–પાર્થના મિત્રરૂપે રોક ( રોકડા-અર્થાત્ પ્રત્યક્ષ ) છે. વચન ઇ૦–અસત્ય વચન બોલાવીને તેને ફોક કરે–અસત્યને સત્ય કરે એવા છે સર્વ મેધ–સર્વ પ્રકારના યજ્ઞ વેધ–દોષ

કપટ સ્વરૂપ કશુ, કૃષ્ણ વિના જગુ વશુ,
વેણ કેણ જશુ રશુ, કહે કો તદ્રૂપને;
કવિમણિ કવિશ્રેષ્ઠ, સર્વે શિરોમણિ જયેષ્ઠ,
જે કપટરૂપ વેષ્ટ, નમુ તે અનુપને. ૨૮૬
કામ ભાવે આપે મોક્ષ, બાળ ભાવે આપે મોક્ષ,
ગત્રુ ભાવે આપે મોક્ષ, તો ચૂકે કવીશને;
અજાણના ભજે કોઇ, જાણી બૂઝી યજે કોઈ,
શાણી શાણી સજે કોઈ, ધારે તે ભવિષને,
એમ છે તો મુક્ત માગુ, કપટ ને રૂપ રાગુ,
મળે મોક્ષ સર્વ ત્યાગુ, નમુ હુ ન વીશને,
કવિમણિ કવિરૂપ, કવિરાજ રાજ ભૂપ,
કપટને રૂપ નમી, આરાધુ રવીશને ૨૮૭

---

૨૮૬ કવિ કૃષ્ણને કપટરૂપ ગણી તેને પ્રણામ કરે છે કૃષ્ણ ઈ૦—કૃષ્ણ કપટરૂપ છે માયારૂપે વર્તેછે માયા ઈ૦—તેના આગળ દાનવની માયા (કપટ રચના) નવ (પોહોચે), તો માનવની માયા તો ત્યા આગળ કશી (શી વિસાતમા છે)? એના આગળ માયા (જગત્ પ્રપચ કરનારી શક્તિ) પણ માનવની—માન વિનાની ધારો, એવા માયાના રૂપરૂપ કૃષ્ણને હુ નમુ છુ કપટ ઈ૦—કપટનુ કશુ પણ સ્વરૂપ કૃષ્ણ વિના જગુ (જગતમા) વશ્યુ છે? અર્થાત્ જગતમા જે જે કપટના સ્વરૂપ છે તે તે સર્વ કૃષ્ણના કપટથી હઠે છે વેણ ઇ૦—તેનુ વેણ (વચન) અને કેણ (કથન) જશુ (જેવુ) રશ્યુ (મધુરતાથી રમેલુ) હોય તેવુ છે હવે તદ્રૂપને (કૃષ્ણના એવા રૂપને) કો કહે?—તેણ વર્ણી શકે? કવિમણિ ઇ૦—હુ કવિઓનો મણિરૂપ અને કવિઓમા શ્રેષ્ઠ વલ્લભ પણ જે કપટરૂપ વેષ્ટ (વેષ્ટન—વીંટો)—છે તે અનુપ (ઉપમા રહિત) કૃષ્ણને નમુ છુ

૨૮૭ વલ્લભ કહે છે કે કૃષ્ણનુ આટલુ વર્ણન કરવાથી મને તો જરૂર તે મોક્ષ આપશેજ એ વાતનુ સમર્થન કરતા કહે છે કે, કામ ઈ૦—તે કામ

સંવત સત્તરમા આ, એંશીકેરા ઘરમા આ,
નામ ધારી વરમા આ, શક્તિકેરા શામ છે,
કવિપૂત સપૂત આ, કૃતિ તેની સપૂત આ,
કૃત્ય માનો મા'ભૂત આ, વલ્લભ ઉદ્દામ છે ૨૮૯

૨૮૮ વીર ઈ૦–આ ગ્રંથ વીરરસનો વારિધિ (સમુદ્ર) છે રસીક પુરૂષોના રસનો નિધિ (ભંડાર) છે કવીશ્વરનો વિધિ (આ રીતે કાવ્ય કરવુ એમ જણાવનારા શાસ્ત્રરૂપ) છે, અને એવો આ ગ્રંથ ઉત્તમ હોવાથી એનું જુગો જુગ નામ છે– સદામળ કીર્ત્તિવાળો થશે ગ્રંથ બનાવ્યાની સાલ સંવત ૮૦–સંવત ૧૭૮૦ ના ઘરમા–એ સાલ પૂરી થયા પેહેલા વર નામધારી સંવત્સરમા આ શક્તિ (સરસ્વતી) ના શામ (કાળા બિંદુઓ–અક્ષરરૂપ) પડ્યા છે તે સાલમા આ ગ્રંથ લખાયો છે કવિ ઈ૦–આ ગ્રંથકાર કવિનો પૂત (પુત્ર) છે અને સપૂત છે તેમ તેની આ કૃતિ પણ સપૂત છે (જેમ સારો પુત્ર બાપની કીર્તિને પ્રકાશિત કરેછે તેમ સારો ગ્રંથ કર્ત્તાની કીર્ત્તિને પ્રકાશિત કરે છે, આ ગ્રંથ મારી કીર્ત્તિ પ્રકાશિત કરનાર છે માટેસપૂત છે) કૃત્ય ઈ૦–પૃથ્વી આદિક મહાભૂતના જેવુ આ વલ્લભનુ ઉદ્દામ કૃત્ય છે એમ માનો



## ગ્રંથસમાપ્તિ.

વીરકેરો વારિધિ આ, રમીલાતણો નિધિ આ,
કવીશ્વરનો વિધિઆ, જુગો જુગ નામ છે;
કવિમાન મર્દન આ, હરિકેરૂં હર્દન આવિ,
રૂધિર વિમર્દન આ, કવીશ્વરાં કામ છે;

---

આઈ ( માટી ) લીજે કડવુ અને મીઠુ તો હુ મારા બાપ પ્રેમાનંદને સોપુ છુ. પ્રેમાનંદે પોતાના કાવ્યોમા સર્ગને ઠામે 'કડવા'ના વિભાગ પાડયા છે તેવા વિભાગ આ કાવ્યમા નથી પાડયા માટે તે કહે છે કે, આ કાવ્યમાં કોઈ જગ્યોએ કડવુ નથી- તે તો પ્રેમાનંદના ગ્રંથોમા છે વળી કડવાના આરંભમાં ઢાળ, હોય છે તે વિષે કહે છે ઢાળ ઇ૦-કોઇ આ ગ્રંથમાં ઢાળ ઢાળશો ( ઢાળની રીતે રાગડો તાણશો ) નહિ, પણ સવૈયે સવૈયો ( દરેક સવૈયો ) જોઇને, જો પુરૂષ કદાચિત્ પરૈયો હોય તો તે પણ તે સવૈયાને સુણીને પોતાના પરૈયાપણાના તાપને ફેરે અર્થાત પરૈયાને પણ શૂર ચડે એવુ આ કાવ્ય છે વણગુ ઇ૦—આ કાવ્યમા વલણ નથી માટે તેમા તમારે વળવાનુ ( કુવગી કરવાનુ—ઉલટાવવાનુ ) નથી, ભુજંગ ( સર્પ—ભુજંગી છંદ ) છે, પણ તેથી તમે ભમશો નહિ ( બીશો નહિ--વિરૂદ્ધ રીતે વાચી સમજીને ગભરાશો નહિ ), શિખરિણી ( એ નામનો છંદ ) છે પણ તે જોઇને તમે તે વાચવાથી શમો નહિ-વાંચવાથી વિરામ ન પામશો કેમ વિરામ ન પામીએ ? તે વિષે કહે છે ધારી ઇ૦-તે શિખરિણીના રૂડા માપને ( य, म, न, स, भ, ल, ग, એવા લક્ષણને ) ધારીને-લક્ષમા લેઇને આ ગ્રંથમા જે જે છંદ છે તે સર્વે કવિતાના નિયમ પ્રમાણે રચેલા છે વર્ણ ઇ૦-- તેમા એકે વર્ણ ( અક્ષર ) વધતો નથી, તેમ એમા વધઘટ થાય તે સઘે ( સદે-માફક આવે ) નહિ-( છંદમા અક્ષરની વધઘટ થવાથી તાલ તૂટે છે માટે ) એવા કવિત, સવૈયો, ભુજંગી, શિખરિણી, વગેરે વૃત્તોમા નાહીને-તે વૃત્તો વાચીને સંતાપને ટાળીએ-આનંદ પામીએ

કડવુ ન લાગે કાંઇ, કવિતને લીજે સાઈ,
કડવુ મીઠુ હુ સોપુ, પ્રેમાનદ બાપને;
ઢાળ નહિ ઢાળો કોઇ, સવૈયે સવૈયો જોઇ,
પવૈયો પુરૂષ હોઇ, સુણી ફરે તાપને,
વલણમા વમો નહિ, ભુજગથી ભમો નહિ,
શિખરિણી નામો નહિ, ધારી રૂડા માપને;
વર્ણ એક વધે નહિ, વધ ઘટ સધે નહિ,
એવાં વૃત્ત માહિ નાહી, ટાળિયે સતાપને ૨૮૮

ભાવે ભજતા પણ મોક્ષ આપે છે ( ગોપિકાઓને આપ્યો તેમ ), બાળ ભાવે ભજતાં પણ મોક્ષ આપે છે ( નદ યશોદા વગેરેને આપ્યો તેમ ), શત્રુભાવે પણ મોક્ષ આપે છે ( કસ, શિશુપાળ વગેરેને આપ્યો તેમ ), તો પછી તેના ગુણનું કે ( કપટાદિ ) અવગુણનુ ગાન કરનાર કવીશને મોક્ષ આપતા તે કેમ ચૂકે ? અજાણતા ઇ૦—વળી કોઇ તેને અજાણતા ભજે ( અજામીલની પેઠે ), અથવા કોઈ શાણી રાણી ( દ્રાૈપદી જેવી ) તેના પગ પ્રેમ સજે, તો તે મુક્તિરૂપી ભવિષ ( દોલત )ને ધારે છે મુક્તા–મુક્તિ કપટને ઇ૦—કપટને રૂપે કરીને હુ તેના પગ રાગુ ( પ્રીતિ કરૂ )–તેની કપટ કળા જોઇને હુ તેને ધન્ય ધન્ય કહીને તેના પર પ્રીતિ કરૂ છુ અને એમ કરવાથી મને મોક્ષ મળે એમ છે તો બીજુ સર્વ ( ધર્મકર્માદિ ) હુ ત્યાગુ છુ–બીજા સાધન કરવાની મારે અગત્ય નથી, અને હુ વીશને ( અર્થાત્ બીજા શિવ ગણપતિ, આદિક અનેક દેવોને ) નમુ નહિ કવિમણિ ઇ૦—હુ કવિઓનો મણિ, કવિઓનુ રૂપ, અને કવિઓના રાજાના રાજાનો ભૂપ ( રાજા ) છુ, તે હુ કૃષ્ણના કપટને રૂપ ( કપટરૂપને ) નમીને તે ગ્વીશ ( સર્વના અર્થાત્ સર્વાદિ સર્વ દેવોના ઈશને ) નમીને તેને આરાધુ છુ

૨૮૮ કવિએ આ ગ્રથમા પ્રકરણ, સર્ગ, કે કડવા, વગેરે વિભાગ નથી પાડયા તે વિષે કહે છે કડવુ ઇ૦–આ કાવ્યમા કાઇ કડવુ લાગે એવુ નથી–અર્થાત્ બધુ જ સુરસ છે કડવુ ન લાગવામાટે વાચનારે એમાના કવિતને

# ગ્રથગ્મ્માપ્તિ.

વીગકેરો વારિ ર આ, ગ્મીલાતણો નિધ આ,
કવીશ્વરનો વિધિઆ, જુગો જુગ નામ છે,
કવિમાન મર્દન આ, હરિકેરૂ હર્દન આવિ,
રૂધિર વિમર્દન આ, કવીશ્વરા કામ છે,

---

o નાઈ (આહી) લીજે કડવુ અને મીઠુ તો હુ મારા બાપ પ્રેમાનદને સોપુછુ પ્રેમાનદે પોતાના કાવ્યોમા સગને ઠામે 'કડવા'ના વિભાગ પાડયા છે તેવા વિભાગ આ ગ્રન્થમા નથી પાડ્યા માટે તે કહે છે કે, આ કાવ્યમા કોઈ જગ્યાએ કડવુ નથી– તે તો પ્રેમાનદના ગ્રથોમા છે વળી કડવાના આરભમા રાગ હોય છે તે વિષે કહે છે ઢાળ ઇ૦–કોઇ આ ગ્રથમા ઢાળ ઢાળશો (ઢાળની રીતે ગગડો તાણશો) નહિ, પણ સવૈયે સવૈયો (દરેક સવૈયો) જોઇને, જો પુરૂષ કદાચિત્ પવૈયો હોય તો તે પણ તે સવૈયાને સુણીને પોતાના પવૈયાપણાના તાપને ટેકે અર્થાત્ પવૈયાને પણ શૂર ચઢે એવુ આ ગ્રન્થ છે વનણ ઇ૦—આ કાવ્યમા વનણ નથી માટે તેમા તમારે વ મવાનુ (ફુનગી કરવાનુ—ઉલટાવવાનુ) નથી ભુજગ (સર્પ—ભુજગી છદ) છે, પણ તેથી તમે ભમશો નહિ (બીશો નહિ—વિરૂદ્ધ રીતે વાચી સમજીને ગભરાશો નહિ), શિખરિણી (એ નામનો છદ) છે પણ તે જોઇને તમે તે વાચવાથી શમો નહિ-વાચવાથી વિરામ ન પામશો. કેમ વિરામ ન પામીએ ? તે વિષે કહે છે ધારી ઇ૦-તે શિખરિણીના રૂડા આપને (ય, મ, ન, સ, મ લ ગ એના લક્ષણને) ધારીને-લક્ષમા લેઇને આ ગ્રથ મા જે જે છદ છે તે સર્વે કવિતાના નિયમ પ્રમાણે રચેલા છે વર્ણ ઇ૦— તેમા એક વર્ણ (અક્ષર) વધતો નથી તેમ એમા વધઘટ થાય તે સધે (મદે માફક આવે) નહિ–(છદમા અક્ષરની વધઘટ થવ થી તાન તૂટે છે માટે) એવા કવિત સવૈયો ભુજગી, શિખરિણી વગેરે છદોમા નાહીને-તે છદો વાચીને ગ તાપને ટાળીએ–આનદ પામીએ

સંવત સત્તરમાં આ, એંશીકેરા ઘરમાં આ;
નામ ધારી વરમાં આ, શક્તિકેરાં શામ છે;
કવિપૂત સપૂત આ, કૃતિ તેની સપૂત આ,
કૃત્ય માનો મા'ભૂત આ, વલ્લભ ઉદ્દામ છે.